ॐ सद्गुरुवे नमः

# મોક્ષ વાણી.

મોક્ષ મંદિર--અમદાવાદ.

આ પુસ્તક બરાબર વાંચો સમજો તથા વર્તનમાં ઉતારો તો સ્વામી કૃપાળુ પરમાત્મા પ્રસન્ન થયા વિના રહેશે નહિ.



# પુજ્ય બ્રહ્માનંદ સ્વામીનાં કીર્તનો.

### કસ્તુરી તાલ.

હરિનામ સુમર સુખધામ, જગતમેં જીવન હૈ દિનકા—ટેક.
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા,
સબી છોડ કર ચલા મુસાફર, (૨) વાસ હુવા વનકા-જગતમેં
સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા,
છુટા શ્વાસ બિખર ગઇ દેહી, [૨] જ્યૌં માલા મનકા-જગતમે
જોબન નારી લગે પીયારી, મોજ કરે મનકા
કાલબલીકા દ઼ગે તમાચા, ( ૨ ) ભુલ જાય ઠમકા-જગતમેં
યહ સંસાર સ્વપનકી માયા, મેલા પલ છીનકા
બ્રહ્માનંદ ભજન કર બંદે (૨) નાથ નિરંજનકા-જગતમેં

### રાગ પહાડી તાલ કેરવા.

મતિ સોના મુસાફર નીંદ ભરી,
તુમ પરદેશી [યાર] ભુલે પડે હો, યહ સબ ચોરનકી નગરી—મતિ૦
પલપલ છીન છીન તાક લગાવે, ચંપત માલ ચુકા નજરી—મતિ૦
લોક લુંટાઇ ગયે બહુ તેરે, વિરલા જાય બચા ગઠરી—મતિ૦
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, રેન બિતાય ભઈ સગરી—મતિ૦

### રાગ પહાડી તાલ.

મેરી મતિયા, હરિ હરિ હરિ ગુણ ગા—ટેક
નામ મુરારિ ભવ ભયહારી, નહીં નહીં બિસરા—મેરી૦
દુર્લભ કાયા જગમે પાયા, દિન દિન દિન ન ગમા—મેરી૦
કરતલ પાની ઉમર વિહાની, પલ પલ પલ ચલીજા—મેરી૦
બ્રહ્માનંદા સબ સુખ કંદા નિત નિત ચિત લા—મેરી૦

### ભૈરવી તાલ.

મેરી આલીરી (આહિ] શ્યામ સુંદીર દીખલાદેરે—મેરી૦
બિન દર્શન મોહે ચેન ન આવે, ચંદ વદન દીખલાદેરે—મેરી૦
સાંવરી સુરત મોહની મુરતરી, મુજકો આજ મિલાદેરે—મેરી૦
જીમનાકે તટપર બંસરી બજાવે, મધુરી ટેર સુનાદેરે—મેરી૦
બ્રહ્માનંદ ચરણ બલીહારી, નેના સફલ કરવાદેરે—મેરી૦

# અનુક્રમણિકા.

| | |
|---|---|
| પુનિ પુનિ = વારંવાર | અવલંબન = આધાર |
| વિમુખ = અવળો | પ્રત્યુહ = વિઘ્ન |
| દરશ = દર્શન | વાણી, ગીરા, ઉક્તિ = વચન |
| ગુસાંઇ, સાંઇ, સાધુ = મોટા પુરૂષ | વિહંગવર, ખગેશ, ખગપતિ, હરિયાન, ઉરગારી } ગરૂડજી |
| નિકર = સમુહ | મૃગનાથ = સીંહ |
| નિકટ = પાસે | તનુ, વપુ, દેહ = શરીર |
| નાઇ = મારક | વિનિત = વિવેકી |
| પરતિય, પરદારા = પરસ્ત્રી | કહુ, સન = ને |
| બધિર = બહેરો | દિનકર, દિવાકર, ભાનુ, દિનેશ, રવિ = સૂર્ય |
| અડોલ = અચળ | વધુ = સ્ત્રી |
| બટુ = વિદ્યાર્થી | |

**વિનંતી**—સુચીપત્ર બનાવવું જોઇએ, પણ હવે વખત નથી અને અમે તો અબણુ છઇએ માટે આપે સૌએ કૃપા કરી સુધારીને વાંચી લેવું. ન સમજાય તે પ્રભુ સમજાવશે માટે ધીરજ રાખી તેને તે બે વાર વાંચશોજી. વ્યવસ્થાપક—**મોક્ષવાણી.**

# લાખ વાતની એક વાત.

કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના, ધરીએ હૃદીયામાં ધ્યાન
ફરીએ નહિ ગર્ભવાસમાં ઠરીએ ઠીક નીદાન... ...કરીએ
ખોટો ખેલ સંસારનો, આતસ બાજીનો રંગ
રમતા વરસ વિત્યા ઘણા, ક્ષણમાં થાશે તે ભંગ કરીએ.
ગુરૂ ગમ ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય
દાન દયાને દીનતા, એ તરવાનો ઉપાય કરીએ.
જન્મ મરણ તણી આપદા, નથી કાંઇ સંકટ સહેલ
ધંધો કરતાંરે ધણી પડયો, જેમ કાંઇ ઘાણીનો બેલ કરીએ.
નોતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ
હીરો નિછાવે નાંખીશ, એમાં ન રહયો સંદેહ કરીએ
ટેક ધરીએ નીજ નામની, સેવા સમરણ ધ્યાન
હેને હરી રસ પીજીએ, મુકી માન ગુમાન કરીએ.
રણ સંબંધે આવી મળ્યા, સુત વિત દારાને દેહ
લેવા દેવા જ્યારે મટે, મારગ લાગશે તેહ કરીએ.
તત્ર તોળાયું ત્રીલોકમાં, નહિ હરી નામ સમાન
બીજું સરવે બાળું, અંતે નહિ આવે કામ કરીએ.
દેહનું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન
બીજા સાધન સંસારના, નહિ હરિ નામ સમાન કરીએ.
નીશ્ચે જાણો રહેવું થી, જુઠો જગત વિશ્વાસ
એથી રહેજે તું વેગળો, આઠે પહોર ઉદાસ. કરીજો.

श्री सद्गुरुने नमस्कार.

# મોક્ષવાણી.

बिन विश्वास भक्ति नहिं, तेहि बिनु द्रवहि न राम ।
राम कृपा बिनु स्वप्नेहु, मन की लहे विश्राम ॥

સંશોધક તથા ટીકાકાર,
( ભગવદ્ કૃપાથી )
ભટ્ટ રામશંકર મોનજી.
મોક્ષ મંદીર—અમદાવાદ.

પ્રકાશક, મોક્ષમંડળ તરફથી.
શેઠ કાળીદાસ ગોવીંદલાલ,
ડોસીવાડાની પોળ,
અમદાવાદ.

જુની મુંબઈ બેંકમાં આવેલા ધી એડવર્ડ પ્રિન્ટીંગ પ્રેસમાં
અંબાલાલ હરગોવનદાસ મહાદેવે છાપ્યું.



સંવત ૧૯૭૬ ના ધનતેરસ.

દ્વિતિય આવૃતિ પ્રત ૩૦૦૦.

કીમત ૦-૮-૦ પોસ્ટેજ સાથે.

[ ૧ ]

# ગ્રાહકોને સુચના.

મોક્ષવાણીના ઉપરાંત દર માસે પ્રગટ થતું મોક્ષ પત્રિકા નામનું માસીક પણ આ મંડળ તરફથી પ્રગટ થાય છે, તેની અત્યારે બે હજાર નકલો પ્રગટ થાય છે તે ઉપરથી જોઈ શકાય છે કે જન સમાજમાં તે માસીક પ્રીય થઇ પડયું છે તેમાં ધર્મના સરલ અને સંગીન તત્વોનો ઉપદેશ ઘણીજ સાદી ભાષામાં લખાય છે.

ધંધા રોજગારમાં ગુંથાઈ ગએલા મુમુક્ષઓને તથા થોડું ભણેલા સ્ત્રી-પુરૂષોને તે અત્યંત ઉપયોગી છે. તે વાંચવાથી જીવનમાં ધર્મના સાચા ચમત્કારનું ભાન થાય છે. તેના દરવરસે રૂ. ૨) ભરવા પડે છે મોક્ષ વાણી તથા મોક્ષ પત્રિકા મોક્ષમંદિર સિવાય નીચેને ઠેકાણે મળે છે.

૧ શેઠ નગીનદાસ ફુલચંદ ચીનાઈ
૨૯૭ મસીદ બંદરરોડ માંડવી પોષ્ટ મુંબઇ. નં. ૩

૨ રા. રા. ભગવાનલાલ નાથાભાઇ
જગાભાઇને ટેકરે ભરૂચ.

૩ દાણી કેશવલાલ ગીરધરલાલ
ભાવસારવાડ નડીયાદ.

૪ રા. રા. મણીલાલ વજેશંકર મ્યુનીસીપાલ સેક્રેટરી સીદ્ધપુર.

૫ શેઠ કાળીદાસ ગોવીંદલાલ સુતરના વેપારી માણેકચોક બોચરાજી સામે મેડા ઉપર અમદાવાદ.

## આરતી[1].

કમળ નયન શ્રી પતિ પુરૂષોત્તમ પ્યારા (૨) પ્રભુ.
નટવરનંદ [2]દુલારા (૨) જય જય રઢીઆળા—
જય[3] રાધા રમણા પ્રભુ જય રાધા રમણા,
કુંજબીહારી દયાળુ (૨) જય [4]પાતક હરણા. જય રાધા. ૧
[5]શશ્રફેણુ રાજુ ત્રીલોવન ત્રીપુરારી (૨) પ્રભુ.
શ્રીધારી મોરારી (૨) જય મોરલીવાળા. જય રાધા. ૨
ગોવરધન તોળ્યો, ગોકુળને તારી (૨) પ્રભુ.
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી. જય રાધા. ૩
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી (૨) પ્રભુ.
મનમંદીરમાં વસીયા (૨) વસતા સુખકારી. જય રાધા. ૪

૧. અથાગ પ્રેમનું ચીન્હ. ૨ નંદજીને વ્હાલા. ૩ રાધાજીને વ્હાલા. ૪ પાપને હરવાવાળા. ૫ સહસ્ર ફેણુવાળા શેષનાગ ઉપર શયન કરવાથી શોભતા.

## હરિગીત.

દીધે કરોડો દામ, માનવ દેહ આ મળતો નથી.
તે પણ વૃથા કહેવાય, જો હરિ નામમાં હળતો નથી;
રાજી રહે અંતર વિષે, શું રામ રટતાં થાય છે,
જન જાણ યોવન જાય છે, ધન જાય છે તન જાય છે. જન જાણ ૧

લલચાય તું વિષયોતણા, સુખમાં સદા સમજુ થઈ?
વિદ્યા વિવેક વિનય ગયાં, કાં બુદ્ધિ તારી કયાં ગઈ;
જાણી કરીને કેમ તું, આ માર ખોટો ખાય છે. જન જાણ ૨

તારૂં નથી તલભાર, આ સઘળું સદા જાનાર છે,
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે;
બહુ રાગ રંગ વિષે વિષયના, ગીત શું તું ગાય છે. જન જાણ ૩

કોને ખબર છે કાલની, ક્ષણમાં જનારો દેહ છે.
એ સિદ્ધ વાત વિષે તમોને આજ શો સંદેહ છે?
માટે પરમસુખ પામવાનાં, કાર્ય કોડે આદરો
ગઈ પલ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો. ૪

નિદ્રા અને આળસ તજી, જોતાં નથી કાં જાગિને,
સંતાઈ જાશો કયાં કહો, યમદૂત આગળ ભાગિને;
નિર્ભય થવા મન હોય તો, કલ્યાણનું સાધન કરો. ગઈ પળ ૫

કલ્યાણનાં ને ઉદયનાં, સાધન સમગ્ર તૈયાર છે,
હાથે ચઢયો હીરો ખુવે, તે મુર્ખનો સરદાર છે;
અંધા થઈ અમૃત વિસારી, ઝેર શાનો સંઘરો. ગઈ પળ. ૬

કેશવકૃતી.

# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ પ્રથમ. )

ધર્મ એ ગહન વિષય છે, તેમ આયુષ્ય ઘણુંજ ટુંકું થતું જાય છે; તો પણ મનુષ્યાદેહ મળી અને ધર્મ એટલે જીવને જનમ મરણનું બંધન ન મટે તો તે દેહ વૃથા ગણાય છે. આવી અમુલ્ય ચીજને થોડા વખતમાં કમાવવાને માટે વેદ પુરાણ શાસ્ત્રને આધારે સતસંગને મોક્ષનું દ્વાર સ્વીકારેલું છે, શ્રી મહાપ્રભુજી શ્રીમદ્ વલ્લભાચાર્યજી, પોતાના લખેલા " સુબોધીની " નામના ગ્રન્થમાં જણાવે છે કે જેઃ—

**पुण्ये श्रवणकीर्तन अस्य अनेन पापं जलपूरेणेव नाश्यते ॥**

**અર્થઃ**—જેમ જળના પુરથી કચરાનો ઢગલો ઘસડાઈ જાય છે તેમ ભગવાનની કીર્તિ સાંભળવાથી અને તેનું ગાન કરવાથી પાપોનું સમુળુ નીકંદન થાય છે. વળી સત્સંગ સિવાયના તમામ સાધનો રજોગુણથી પ્રવૃતિમય છે એટલા માટે જમાનાના છેલ્લાણી જીવને ગોઠે એવી તથા તેમાંથી પરમ ઉપદેશ મળે એવી સદ્ગુરૂ મહારાજ તુલસીદાસજીની વાણી તથા ભાગવત સંબંધી પ્રસંગો આ મોક્ષવાણીમાં ઉતાર્યો છે.

સદગુરૂના ઉપદેશથી, બરાબર સમજવામાં ખંત તથા મનન થાય તો આ મોક્ષવાણી મોક્ષ આપનાર છે એમાં એક રજભાર પણ સંશય નથી. કારણ કે વેદ પુરાણ શાસ્ત્રમાંથી ખેંચેલું માખણ છે.

અમદાવાદ.
મોક્ષ મંદીર.
સંવત ૧૯૭૫ વસંતપંચમી

વૈષ્ણવોનો કૃપાભિલાષી,
**સેવક રામશંકર મોનજી ભટ્ટ.**

# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ બીજી. )

પ્રથમ આવૃત્તિની નકલો ખપી જવાથી આ બીજી આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે આ બીજી આવૃત્તિમાં કેટલાએક નવા પ્રસંગો દાખલ કર્યા છે તથા અઘરા અઘરા શબ્દોના અર્થ પણ કર્યા છે. જેથી વૃજભાષા નહીં જાણનાર સ્ત્રી પુરૂષોને વધારે સુગમ પડે. કાગળોના ભાવ તથા છપામણીના ભાવ સખત હોવાથી પુસ્તકનું મુલ વધારવું પડયું છે. તો પણ તોટો આવશે તે મંડળ તરફથી વેઠી લેવામાં આવશે.

પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવ્યું છે છતાં ફરીવાર જણાવવું પડે છે કે સદ્ગુરૂને બરાબર શેવીને આ પુસ્તકનું રહસ્ય સમજવા પ્રયત્ન થાય તો મોક્ષવાણી તો મોક્ષને આપનારજ છે. સકળશાસ્ત્રનો સાર છે. માલ અહીંજ પડયો છે એટલે વધારે વખાણ કરવા કરતાં, ચાખી જોવાથી (અનુભવમાં લેવાની) વિનંતિ કરીને વિરમું છું.

**અમદાવાદ.**
**વતમોક્ષ મંદીર,**
**સં ૧૯૭૬ ધનતેરસ.**

**વ્હાલા હરીજનોના પ્રેમનો પ્યાસી,**
**સેવક, ભટ્ટ રામશંકર મોનજી,**

## મંગળાચરણ ( રામાયણ વખતે. )

**દોહરા:—** સદ્‌ગુરૂ ચરણ [૧]સરોજ રજ, નિજ[૨] મન મુકુર[૩] સુધાર.
[૪]વરણવું રઘુવર [૫]વિમલ યશ, જો [૬]દાયક ફલ ચારુ. સીયા[૭]૦ ૧

તુલસીકૃત રામાયણ, રામ કથા અનુસાર;
પ્રેમે ગાદી પાથરૂં, આવોને પવનકુમાર[૮]. સીયા૦ ૨

આવો હનુમન્ત બિરાજીયે, કથા સુનાહુ ઇતિહાસ;
તુમ સેવક રઘુવીરકે, મેં તુમ ચરણકે દાસ. સીયા૦ ૩

સમરૂં માતા સરસ્વતી, વાણી [૯]અવિચળ આપ;
ગાઉં ગુણ ગોવીંદના, ટળે ભવોભવ તાપ. સીયા૦ ૪

**સોરઠા:—** વંદો ગુરૂ પદ[૯] કંજ, કૃપા સિન્ધુ [૧૦]નર રૂપ હરિ,
[૧૧]મહામોહ તમ પુંજ, [૧૨]જાસુ વચન રવિકર નિકર. સીયા૦ ૫

પ્રગટ [૧૩]વિશંભર નાથ, સકલ[૧૩] વિશ્વપાલન સદા;
[૧૪]વ્રજ ગોપીનકે ધામ, સો ગોરસ ચોરી કરત. સીયા૦ ૬

નિરખિ નિરખિ પ્રભુ રૂપ, બ્રહ્માદીક વિનતિ કરત;
જય જય ત્રીભુવન ભુપ, પાહિ પાહિ શરણાગત. સીયા૦ ૭

કઠિન પ્રેમકો પંથ, જહાં[૧૫] નેમકી ગતિ નહી;
કહત સકલ સદ્‌ગ્રન્થ, પ્રેમભાવકે વશ હરી. સીયા૦ ૮

---

૧ કમળ સરખા. ૨ પોતાનું (૩) ચાટલું. ( સદગુરૂના કમળ સરખા ચરણની રજથી મારા મનરૂપી ચાટલું સુધારવા માટે ) ૪ ગાઉં. ૫ પવિત્ર. ૬ ધર્મ અર્થ કામ અને મોક્ષ એવા ચાર ફલને આપનાર. ૭ સીતાના વર (પતિ) રામચંદ્રજીની જય. ૮ હનુમાન. ૯ અમર. (જે બોલવાથી અમર કામ થાય તે). ૯ કમળ સરખા ૧૦ ગુરૂ મનુષ્યરૂપમાં છે પણ તે મુમુક્ષુઓને પ્રભુતુલ્ય માનવાં એવું શ્રીમદ્ ભાગવતના. ૭ સ્કંધના ૧૫ મા અધ્યાયમાં કહ્યું છે તથા यस्य देवे पराभक्ति यथा देवे तथा गुरौ એવું શ્વેતાશ્વતર ૨૬–૨૩ ઉપનિષદમાં કહ્યું છે. ૧૧ મોહરૂપી અજ્ઞાનનો ઢગલો. ૧૨ જે ગુરૂના સૂર્યના કિરણ સમાન વચનોથી. ૧૩ વિશ્વનું પાલન કરનાર. ૧૪ શ્રી કૃષ્ણ. ૧૫ જ્યાં નિયમ અગર કાયદાનું બળ નથી. પ્રેમ ત્યાં નેમ નહી.

## (શ્રીમદ્ ભાગવત્ અગર બીજા પ્રસંગે.)

### મંગળાચરણ.

[1]ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુ, ગુરૂદેવ મહેશ્વરઃ ।
ગુરૂરેવ પરબ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ॥ ૧

[2]મુકં કરોતિ વાચાલં, પંગુમ્ લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ્ ॥ ૨

[3]પ્રેમ સહિત શ્રી કૃષ્ણનું, કથા કીર્તન જ્યાં નિત થાય.
કોટી તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.

ન્હાયો તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વેને સુતકી જાણું,
જીવતાં શબ સરખા સહુ તેહ, ભુતલ ભાર કર્યો ધરિ દેહ. કરીયે શ્રી૦૩

[4]પરનારી સૌ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યાં જન.
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત.

અલ્યા અંત આવશે ને હરી કયારે કહીશ,
ચેત ચેત નહીં તો પસ્તાઇશ.

મરણ નહીં આવે કાનમાં કહીને
થાશે અંધારૂ ઓચીતું દઇને. કરીયે શ્રીકૃષ્ણ ઉપાસના. ૪

---

૧ ગુરૂને બ્રહ્મારૂપે, વિષ્ણુરૂપે, મહાદેવરૂપે તથા પરબ્રહ્મરૂપે માનીને તેઓશ્રીને નમસ્કાર કરૂંછું. ૨ જેઓની કૃપાથી મુંગો વાચાળ થાય છે. લુલો મોટા પર્વતપર ચડી શકે છે તે દયાળુ પ્રભુની કૃપાને હું નમસ્કાર કરૂંછું. ૩ નરસીંહમહેતા પણ પ્રભાત રાગમાં ગાય છે કે "સકળ તિરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરીતણા દાસ જ્યાં હેતે ગાયે; કૃષ્ણ કિર્તનવિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે. ૪ મરવા સુધી કદી કામ પૂરાં થવાનાં નથી અને મોત આવ્યા વિના રહેવાનું નથી. કામનો અંત નથી પણ આપણો અંત ચોક્કસ છે માટે સ્વસ્વરૂપને ઓળખવા પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે.

# માહારાજ તુલસીદાસજીનું જીવનચરિત્ર.

જન્મ સંવત ૧૫૮૯ અંતરધ્યાન સંવત ૧૬૮૦ શ્રાવણ સુદી ૭.

**રામાયણ આરંભ સંવત ૧૬૩૧ ચૈત્ર રામનવમી.**

ચો:—[1]રાજાપુર યમુનાકે તીરા, તુલસી તહાં બસે મતિ ધીરા.
પંડીત સકલ શાસ્ત્ર વિજ્ઞાતા, વિદ્યામેં વિશ્વાસ અઘાતા.

* * * *

[2]જાય નારી ઢિગ દિયો જગાઈ, પ્રથમૈં રહી નારિ ચૌંઆઈ.
[3]ચીન્હિ બહુરી શંકા અતિ કીન્હી, ગિરા બાણસમ સો હનિ દીન્હી,
[4]ધિગ્ ધિગ્ ધિગ્ તોહિ પ્રાણ પિયારે, ચામ હાડ અતિ નિરસ હમારે.
એસો મન જો લાગત રામૈ, તો સુધરત તિહરે સબ કામૈ,
નારી [5]બૈન શરશમઉર લાગે, પૂરવ સકલ પુણ્ય ફલ જાગે.
[6]તુલસીદાસ કહ માની ગલાની, હે સતિ ! હે સતિ તિય તુવ વાની.

* * * *

ભે પ્રસન્ન તબપવનકુમારા, માંગુ માંગુ અસ વચન ઉચારા
તુલસીદાસ કહ રૂપ દેખાવહુ, મેરે શીશ [7]પાણી નિજ લાવહુ
મેરે ઓર કછુ નહિ આશા, દીન ચહૈ રઘુપતિકર દાસા
રામ [8]દરશ મોહિ દેહુ કરાઇ, તુમ સમર્થ સબ વિધિ [9]કપીરાઈ.
[10] ભોર ભયે તબ તુલસીદાસા, રામ ઘાટ ગો [11]લહિ હુલાસા
ગારન લગ્યો ન્હાય તહાં ચંદન, આય ગયે દોઉ દશરથનંદન
કહ્યો દેવ ચંદન મોહિ બાવા, તુલસીદાસ તબ સહજહિં ગાવા

---

૧ યમનાજીને કાંઠે રાજાપુર નામના ગામમાં ધીર બુદ્ધિવાળા તુલસીદાસજી વસતા હતા. તે તમામ શાસ્ત્રને જાણવાવાળા અને વિદ્યામાં વિશ્વાસ રાખતા હતા. (પોતાની સ્ત્રીમાં અથાગ પ્રેમ હોવાથી તેણીને પીયર મોકલતા નહોતા. એકવાર તે સ્ત્રીના ભાઇ તુલસીદાસની ગેરહાજરીમાં તેમની સ્ત્રીને તેડી ગયો. યમુનાજીને સામે કાંઠે તુળસીદાસનું સાસરૂં હતું તુલસીદાસજીએ ઘેર આવતાં જાણ્યું કે સ્ત્રીને તેનો ભાઇ તેડી ગયો છે. દિવસ આથમ્યો. સાંજ પડી તે વખતે તુલસીદાસજી સાસરે જવા નીકળ્યા યમનામાં પુર હતું. તે પુરમાં એક મુડદાને લાકડું સમજી તેપર બેસી પાર આવ્યા. બારીએ સાપ લટકતો હતો તે પકડી સ્ત્રી પાસે આવ્યા. આ વિષય મોક્ષપત્રિકાના (૭) અંકમાં પ્રથમ પાને બહુ સારી રીતે ચર્ચો છે. વાંચવા લાયક છે). ૨ નારીની પાસે જઇને જગાડી. જાગતાંની સાથે પ્રથમ તો નારી (ચૌંઆઇ) ચોંકીગઈ, ડરીગઈ, ૩ ઓળખીને પછી ઘણીશકા કરીને, બાણ જેવી (કોલાડા જેવી) વાણી તે સ્ત્રી બોલ્યાં. ૪. જેની ઇચ્છા કાગડા કુતરા વીગેરે કરે તેવા હાડકા ચામડા માટે એટલે પશુ પ્રેમ માટે–વિષય માટે આપ અહીં આવ્યા છો માટે આપને ધિક્કાર છે. ૫ બાણ સમાન.
૬ સ્વસ્વરૂપનું ભાન થતાં પોતાના કૃત્ય માટે દીલગીરી થઇ અને સતિ તારી વાત સત્ય છે એમ બોલ્યા. ત્યાંથી પરભાર્યા કાશી આવ્યા અભ્યાસ કર્યો. ભૂતની મ[illegible] હનુમાનને પ્રસન્ન કર્યા)

૭ હાથ. ૮ દરસન. ૯ હનુમાનજી. (પછી તુલશીદાસજી પ્રભુના દર્શન કરવા ચિત્રકોટમાં આવ્યા) ૧૦ સવાર પડતાં. ૧૧ ઘણા હુલાસથી રામઘાટ પર આવ્યા. ત્યાં સ્નાન કરી ચંદન ઘારતા હતા તે વખતે બેઉ રામલક્ષ્મણ આવ્યા.

ચંદન દેહું [૧૨]ચચિ અંગમાંહિ. રામ લછણ તુમ હો કી નાહી
બાલક કહે સાધુ જગ જેતે, રામ લછણકી મુરતી તે તે.

* * * *

દોહરો—ચિત્રકુટકે ઘાટમેં, ભઇ સાધુનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘિસેં, તીલક કરેં રઘુવીર.

* * * *

ચો—[૧૩]કૌનીહું સિદ્ધિ કિ બીનવિશ્વાસા, બીનુ હરીભજન ન ભવ ભયનાશા

* * * *

દો—અપને અપને [૧૪]ઇષ્ટકે, નમન કરે સબ કોઈ.
ફરશુરામ બિન ઈષ્ટકે, નમેં સો મુરખ હોય,
(તુલસી—જવાબ) કહા કહોં છબી આજકી, ભલે બીરાજો નાથ;
તુલસી મસ્તક તબ નમેં, ધરો ધનુષ શર હાથ.

* * * *

ચો—કથા સુનત [૧૫]બીરાંજે ખાહી, તે મલ ભક્ષત નરકન માંહી
કથા સુનન બૈઠે ઉંચ્ચાસન. તે અર્જુન તરૂ હોત [૧૬]પાપાસન
કથા સુનહિ જે બીના પ્રણામા, તે વિષવૃક્ષ હોત [૧૭]અઘધામા
[૧૮]કથા હોત જે કરે વિવાદા, તે ખર શરટ હોત મર્યાદા.

---

## રામાયણ મહાત્મ

ચો—રામાયણ [૧]સુરતરૂકીછાયા, દુઃખ ભયે દુર નિકટ જો આયા
શ્રી રામાયણ જેહી ઘરમાંહી, ભુત પ્રેત ત્યાં ભુલી ન જાહીં
નહિ ગતિ તહાં દરીદ્રહુ કેરી, જહાં શ્રી મહાવીરકી ફેરી
[૨]યંત્ર મંત્ર સુગનૌતિ જેતિ, રામાયણમહું જાનીય તેતી

---

૧૨ લપેટી. ૧૩ લાભની ખાત્રી થાય તોજ વિશ્વાસ થાય અને વિશ્વાસ થાય તોજ તે કામમાં જીવ લાગ્યો રહે. અને લાગ્યો રહે તોજ સીદ્ધી (વિજય) મળે. (તે પછી વૃંદાવનમાં શ્રી કૃષ્ણજીના અનન્ય ભક્ત પરશુરામનો મેળાપ થયો પરશુરામે તુળસીદાસજીની પરિક્ષા લેવા માટે આગળ દોહરામાં કહ્યું છે). ૧૪ અનન્ય ભાવથી માનેલા દેવ. ૧૫ પાન બીડી. ૧૬ પાપી. ૧૭ પાપનો ભંડાર. ૧૮ કથા પ્રસંગમાં વાદ વિવાદ કરે તે ગધેડો અગર કાકીડો થાય છે.
૧ કલ્પવૃક્ષ. ૨ જે જે મંત્રો તંત્રો અને શુકનાવળીઓ છે તે તે સઘળાં રામાયણમાં છે.

પ્રીતિ કરે રામાયણ માંહિ, તેહિ સમ ભાગ્યવંત કોઉનાહિં.
રામાયણ સુરધેનુ સમાના, દાયક [3]અભિમત ફલ કલ્યાના.
શ્રી રામાયણ સ્વર્ગ [4]નિસેની, ભક્તજનનકહું આનંદ દેની
શ્રી રામાયણ સદ્‌ગુણ માતા, [5]અજ્ઞ જાહિ પઢી હોત [6]સુજ્ઞાતા.

*   *   *   *

કોઉ ઇકિ મૃત્યુ લોક બડભાગી, તુલસીદાસ ભયો વૈરાગી
રામ કથા રામાયણ ભાખી, સો લો[7]ગન ઘર ઘર ધરી રાખી.

*   *   *   *

કહા કહુ કછુ કહી ન જાઈ, તુલસીદાસ એક ભયો ગોસાંઈ
તીનકી રામાયણ જગ વ્યાપી, તેહી કીન્હે પવિત્ર સર્વ પાપી.

*   *   *   *

રામાયણ સુની પાપ [8]પરાને, જીમી [9]હીમી ઋતુમહં મશક નસાને
કલીયુગ [10]તરન ઉપાય ન કોઈ, રામભજન રામાયણ દોઈ.
કથા રામાયણકી જહાં હોઈ, સો ગૃહપર મતી જાને કોઈ
સો ઘર તીર્થરૂપ સમ [11]ભાખે, તહાં ગયે સબ [12]પાતક નાશે

## *સત્સંગ મહિમા.

ચો.—[1]મુદ મંગલમય સંત સમાજુ, જો જગ જંગમ તીરથ રાજુ,
રામભક્તિ જ્યાં [2]સુરસરિ ધારા, સરસ્વતિ બ્રહ્મ વિચાર પ્રસારા

*   *   *   *

સબહિં [3]સુલભ સબ દિન સબ દેશા, [4]સેવત સાદર સમન કલેશા.
[5]અકથ અલૌકીક તીરથરાઉ, દેય [6]સદ્યફલ પ્રગટ પ્રભાઉ.
દો.—[7]સુની સમુઝે જન મુદીત મન, મજ્જહિં અતિ અનુરાગ;
લહહિં ચારી ફલ અછત તનુ, સાધુ સમાજ પ્રયાગ.

---

૩ મનોવાંછીત. ૪ નિશરણી—દાદર. ૫ અભણ. ૬ વિદ્વાન. (તુલસીદાસના પ્રતાપથી પાપીઓ પાવન થવા લગ્યા એટલે યમલોકોનો ધંધો ભાંગ્યો. તેઓ યમને ફરીયાદ કરેછે કે) ૭ લોકો. ૮ નાશ પામ્યાં. ૯ જેમ ઠંડીમાં મચ્છરો નાસી જાય. ૧૦ તરવા માટે ૧૧ ગણાય. ૧૨ પાપ.

*૧ સંતોનો સમાગમ આનંદમય છે અને તે આ જગતમાં જંગમ (ખસેડી શકાય) તેવો તિરથરાજ (પ્રયાગરાજ) છે. ૨ ગંગા ૩ સુખથી મેળવાય તેવું. ગીતાના ૪-૩૩ શ્લોકમાં કહે છે કે श्रेयान् द्रव्यमयात् यज्ञात् ज्ञानयज्ञ परंतपः દ્રવ્યથી થતા યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે ૪ સતસંગને પ્રેમથી સેવવાથી સંસારનો તાપ શમી જાય છે. ૫ ન કહી શકાય તેવું. ૬ તુરત ફળ આપનાર ૭ સંતોના સમાજ રૂપી પ્રાગરાજમાં થતી વાર્તાને આનંદથી (બરાબર) સાંભળે તથા સમજે તો આ દેહ છતાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવાં ચારે ફળ મળે છે.

ચો—[૮]મજ્જન ફલ દેખીય તત્કાલા, કાક હોઈ પીક બકહુ મરાલા
સુની આશ્ચર્ય કરે જની કોઈ, સત્સંગત મહિમા નહિ ગોઈ
વાલ્મીકિ નારદ ઘટ ચોની, નીજ નીજ મુખન કહિ નિજ [૯]હોની
[૧૦]જલચર થલચર નભચર નાના, જે જડ ચેતન જીવ જહાના[૧૧]
બીનું સત્સંગ વિવેક ન હોઇ, રામ કૃપા બીનુ સુલભ ન સોઈ
સત્સંગત મુદ મંગલ મુલા, સોઈ ફલ સીધી સબ સાધન ફુલા
સઠ સુધરહી સત્સંગત પાઈ, [૧૨]પારસ પરસિ કુધાતુ સુહાઈ
વિધિવશ સુજન કુસંગત પરહી, ફણી મણીસમ નીજ ગુણ અનુસરહી.
વિધિ હરિહર કવિ કોવિદ વાની, [૧૩]કહત સાધુ મહિમા સકુચાની
સો મોસન કહી જાત ન કૈસે, શાકવણીક મણીગુણ ગણ જૈસે

દો—[૧૪]વન્દો સન્ત સમાન ચિત, હિત અનહિત નહિકોઈ
[૧૫]અંજલીગત શુભ સુમન જીમી, સમ સુગંધ કર દોય.

---

## નામ મહિમા.

ચો—[૧] વન્દો રામ નામ રઘુવરકે, હેતુ કૃશાનું ભાનુ હિમકરકે
[૨]વિધી હરી હરમય વેદ પ્રાણુસો, [૩]અગુણ [૪]અનુપમ[૫]ગુણનિધાનસો.
મહામંત્ર જોઇ જપત મહેશૂ, કાશી મુક્તિ હેતુ ઉપદેશૂ
મહિમા જાસુ જાણુ, [૬]ગણરાઉ, પ્રથમ પૂજીઅત નામ પ્રભાઉ
[૭]જાન આદી કવી નામ પ્રતાપુ, ભયઉ સિદ્ધ કર ઉલટા જાપુ
[૮] સહસ્રનામ સમ સુની શીવ વાંની, જપી જેઈ પિયસંગ ભવાની
[૯]હરષે હેતુ હેરી હરહીકો, કીય ભૂષણ તિય ભૂષણ તી કો.
[૧૦]નામ પ્રભાઉ જાન શિવ નીકે, કાલકૂટ ફલ દીન્હ અમીકે.

* * * *

---

૮ સ્નાન કર્યાથી ફાયદો એવો છે કે કાગડો હોય તે હંસ બની જાય, પાપી હોય તે પુન્યશાળી થાય છે આવાત સાંભળીને આશ્ચર્ય થાય તો સતુસંગનો મહીમા (ગોઇ) છાનો નથી ૯ વૃત્તાંત ૧૦ પાણીમાં વસનાર ગ્રુડ તથા જમીન ઉપર વસનાર હાથી (આ કથા શ્રીમદ્ભાગવતુમાં અષ્ટમ સ્કંધમાં છે,) આકાશમાં ઉડનાર જટાયુપક્ષી તથા પથ્થરરૂપ થએલી ગોતમની સ્ત્રી અહલ્યા સતસંગથી તરી ગયા છે ૧૧ આ જગતના ૧૨ લોઢું પારસમણીને સ્પર્શ કરેતો સોનું થાય છે, તેમ કાગડા જેવો પાપી હોય તોપણુ સાદરથી સતુસંગ કરે એટલે હંસ જેવો

પુણ્યશાળી થાય છે. કદાચ દૈવયોગે સજ્જન કુસંગમાં આવી જાય છે તો સાપ અને મણી જેમ સાથે રહે છે પણ પોતાનો ગુણ છોડતા નથી–એટલે સાપ ઝેર ચડાવવાનો ગુણ છોડતો નથી અને મણી ઝેર ઉતારવાનો ગુણ છોડતો નથી તેમ સજ્જન પણ દુર્જનના સંગમાં રહ્યા છતાં પોતાની સજ્જનતા છોડતો નથી, ૧૩ સંતસંગનો મહીમા પૂરણ વરણવી શકતા નથી તો હું (શાકવણીક) કાછીઓ જવેરાતની પરિક્ષા કઇ રીતે કરી શકું ૧૪ સમાન ચિત વાળા એટલે જેને રાગ દ્વૈષ નથી એવાસંતને હું નમસ્કાર કરૂં છું આ સતસંગ મહિમા સબંધી દરેક ધર્મ. ( હીંદુ, મુસલમાન, જૈન, પારસી, યાહુદી, ખ્રીસ્તી ) તથા દરેક સંપ્રદાય એક અવાજે બોલે છે કે ધર્મનું આદિ તથા અંત સતસંગ અગર સદઉપદેશ છે. દરેક ધર્મ અગર સંપ્રદાયના શાસ્ત્રો આ વાતની સાક્ષી પુરે છે. દ્રવ્યથી થતા યજ્ઞો કરતાં જ્ઞાન યજ્ઞ ઉત્તમ છે. (ગીતા અધ્યાય ૪–૩૩) શ્રીમદ્ ભાગવતના મહાત્મના પહેલા અધ્યાયના શ્લોક ૬૮ કળીયુગમાં કુકર્મને લીધે સર્વમાંથી સાર નીકળી ગયો છે બીજના ફોતરાં જેવાં નિસ્સાર પદાર્થો પૃથ્વીમાં રહ્યા છે.

શ્લોક ૭૧. ઘણાંજ અતી ભયંકર કામ કરનારા, ઉપરથી મહંત અને અંદરથી પોગળ એવા નાસ્તીક અને દારૂણ સ્વભાવવાળા એટલે ક્રોધી, કામી લોભી, તથા વ્યભીચારી માણસો તિરથોમાં રહ્યા છે માટે તિરથોનો સાર જતો રહ્યો છે.

શ્રીમદ્ ભાગવત્ મહાત્મના પાંચમા અધ્યાયમાં શ્લોક ૬૬ સંસારરૂપી ગારાના લેપને ધોઈ નાંખવામાં મહા સમર્થ કથારૂપી તિરથ મનમાં રહે તો મુક્તિજ છે.

શ્રીમદ ભાગવત વિગેરે સર્વધર્મ માન્યગ્રન્થોમાં ઘણે ઠેકાણે સતસંગનો મહિમા બતાવ્યો છે. પણ તે ઘણી વાતો કરવા કરતાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને એકાદશ સ્કંધના બારમા અધ્યાયના પહેલા શ્લોકમાં કહ્યું છે તે તમામ પુરાવાના સારરૂપ માખણરૂપ છે તે નીચે પ્રમાણે છે. બરાબર વાંચજો, વાંચીને સમજજો.

શ્લોક

નરોધયતિ•માં યોગો, ન સાંખ્યં ધર્મ એવ ચ;
ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો, નેષ્ટાપૂર્તં ન દક્ષિણા. ૧
વ્રતાનિ યજ્ઞશ્છન્દાંસિ, તીર્થાનિ નિયમા યમા;
યથા વરૂન્ધે સતસંગ; સર્વસંગાપહોહિમામ. ૨

અર્થઃ—શ્રીકૃષ્ણ પરમાત્મા ઉદ્ધવજીને કહે છે કે હે સખા સર્વ સંગો–પડદા–મોહને મટાડનાર સતસંગ જેવી રીતે મને વશ કરે છે તેવી રીતે. યોગ, તત્વવિવેક, ધર્મ, વેદાધ્યયન

તપ, સંન્યાસ, યજ્ઞ, વાવ, કુવા આદિ કરાવવારૂપ પૂર્ત, દક્ષિણા, વ્રત દેવપુજન, મંત્રો, તીર્થ નિયમ કે યમો મને વશ કરી શકતા નથી.

આ ૧૨ મા અધ્યાયમાં આ શ્લોકોને દ્રઢ કરવા માટે ઘણા અધર્મી પુરૂષોના દ્રષ્ટાંત આપીને શ્રીકૃષ્ણ સાબીત કરી આપે છે કે જીવનને સતસંગની ઘણીજ આવશ્યકતા રાખવી જોઇએ. સતસંગના ત્રણ પાયા—વક્તા, શ્રોતા અને શાસ્ત્ર તે કેવા હોય તો આ ઉત્તમ પદાર્થની આબરૂ વધે, તે સબંધી મોક્ષપત્રિકાના પ્રથમ પુસ્તકના પ્રથમ અંકમાં ખુલાસો કર્યો છે તે વાંચવા મુમુક્ષુઓને ખાસ વિનંતી કરૂં છું. જનામો વિચીત્ર છે. આયુષ્ય ટુંકું અને ઉપાધી પારવિનાની છે માટે મોટી વેદાંતની અગર કર્મકાંડની વાતો કરીને લોકોને મુંઝવવાનો આ વખત નથી. માટે યુગને ઓળખી શાસ્ત્રમાં બતાવેલા યુગના પ્રમાણે કામ થાય તોજ જીવ કાંઇ કરી શકે તેમ છે, બાકી શાસ્ત્રમાં લખ્યું તે શાસ્ત્રમાં રહ્યું અને આપણે તો કરતા હોઇએ તે કરીએ. તેવી કથા અગર તેવા સત્સંગ કલ્યાણ કરી શકે તેમ નથી. ૧૫ હાથમાં આવેલા પુષ્પ, તોડનાર હાથ તેમ નહીં તોડનાર હાથ બેઉ હાથને સુગંધ આપે છે.

૧ કૃશાનુ એટલે અગ્નિ. અવિદ્યા રૂપિ તૃણને બાળનાર જ્ઞાન રૂપી અગ્નિ સરખું રામનું નામ, રાગરૂપ અંધકારને ટાળનાર વૈરાગ્ય રૂપી (ભાનુ) (સૂર્ય), અને સંસાર રૂપી તાપને શાંત કરનાર ભક્તિરૂપી હીમકર (ચંદ્ર) સરખા રામનામને પ્રણામ કરૂંછું. ૨, બ્રહ્મા, વિષ્ણુ, અને સદાશીવ તથા વેદના પ્રાણ કહેતા મુળ રૂપ છે. ૩ ગુણાતીત ૪ ઉપમા આપી ન શકાય એવું. ૫ ગુણોના ભંડારરૂપ.૬ ગણપતિ. એવું કહેવાય છે કે દેવોની સભામાં એવો ઠરાવ થયો કે જે પૃથ્વીની પ્રદક્ષણા કરીને પહેલો આવે તે દેવ, પહેલો પુજાય. સૌ દેવ પોત પોતાના વાહન લેઇને દોડયા. ગણપતિ પણ પોતાનું વાહન ઉંદરને લેઇ દોડયા. ગણપતિને નારદ મળ્યા. સંતે કુંચી બતાવી કે " રામ નામના ફરતા પ્રદક્ષણા કરો તો પૃથ્વી પ્રદક્ષણા ઠરે." એમ કરવાથી ગણપતિ જીત્યા અને ઇંદ્ર વીગેરે હારી ગયા. ૭ આદિ કવિ (વાલ્મીક) " મરા " એટલે રામનું ઉલટું નામ લેવાથી પણ મોટા સિદ્ધ ગન્યા છે. ૮ સહસ્ત્ર નામ બરાબર રામનામ છે એવો સદાશિવે પાર્વતિને બોધ કર્યો છે " સહસ્ત્ર નામ તત્તુલ્ય રામનામ વરાનને" ૯ સતિએ પોતાનું કહ્યું માન્યું જાણી સદાશીવ પ્રસન્ન થયા અને સ્ત્રીઓમાં ઉત્તમ એવાં પાર્વતીને પોતાના શરીરના શણગાર રૂપ કર્યા. ૧૦ નામના પ્રભાવથી કાલકૂટ ( વિષ )પણ અમૃત બની ગયું છે. આ વાર્તા શ્રીમદ ભાગવત સ્કંધ (૮) માં છે.

દો—રામ નામ મણી દીપધર, જીવ [૧૧]દેહરી દ્વાર
તુલસી ભીતર બાહારો, જો ચાહત [૧૨]ઉજીઆર. સીયા૦
ચો—રામ એક [૧૩]તાપસ તીય તારી, નામ કોટી ખલ કુમતી સુધારી.
[૧૪]ભંજેઉ રામ આપ શીવ ચાપુ, ભવ ભય ભંજન નામ પ્રતાપુ.

* * * *

દો—શવરી ગીધ સુસેવકન, સુગતિ દીન્હ રઘુનાથ
નામ ઉધારે અમિત ખલ, વેદ વીદીત ગુણ ગાથ.
ચો—રામ[૧૫]સુકુન્ડ વિભીષણ દોઉ, રાખે શરણ જાન સબ કોઉ
નામ અનેક ગરીબ નીવાજે, લોક વેદ વર બીરદ વીરાજે.

* * * *

દો—[૧૬]બ્રહ્મ રામ તે નામ બડ, વરદાયક વરદાન.
રામ ચરિત શત કોટીમાં, લીય મહેશ જીય જાન.
ચો—નામ પ્રભાવ શંભુ અવીનાશી, [૧૭]સાજ અમંગલ મંગલરાશી.
શુક શનકાદિ સિદ્ધ મુની યોગી, નામપ્રસાદ બ્રહ્મસુખ ભોગી,
નારદ જાનેઉ નામપ્રતાપુ, [૧૮] જગપ્રીય હરીહી હરિપ્રીય આપુ
નામ જપત પ્રભુ કિન્હ પ્રસાદુ, ભકત સીરોમણી ભયે પ્રહ્લાદુ[૧૯]
[૨૦]ધ્રુવ સગલાની જપેઉ હરિ નામુ, પાયઉ અચલ અનુપમ ઠામુ
સુમરી પવનસુત પાવન નામુ, અપને વશ કરી રાખેઉ રામુ.
અપર અજામીલ ગજ ગણુકાઉ, ભયે મુકત હરિનામ પ્રભાઉ
કહોં કહાં લગી નામ બડાઇ, રામ ન શકે નામ ગુણ ગાઈ
દોઃ—[૨૧] રામ નામકો કલ્પતરૂ કલી કલ્યાણ નીવાસ
જો સુમરીત ભય ભાગતે તુલસી તુલસી દાસ.

* * * *

---

૧૧ જીવનો ઉમરો ૧૨ પ્રકાશ–જ્ઞાન, ૧૩ ગૌતમની સ્ત્રી અહલ્યા ૧૪ રામચંદ્રે સદાશિવનું ધનુષ્ય ભાગ્યું અને રામના નામે તો ઘણા ભક્તોનું ભવ ભય રૂપી ધનુષ્ય ભાંગી નાંખ્યું. ૧૫ સુમિત્ર ૧૬ વરદેનારા સદાશિવ જેવાને પણ વરદાન દેનારૂં નામ, નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મરૂપ રામના કરતાં પણ રામનું નામ મોટું છે. જે નામને શતકોટી રામાયણમાંથી અમૂલ્ય ગણીને શિવે ઉઠાવી લીધું છે. ૧૭ ખોપરીની માળા, સાપ વીગેરે આ અમંગળ સાજ પણ મંગળ રૂપ બન્યા છે ૧૮ જગતના આત્મારૂપ વિષ્ણું અને વિષ્ણુના પ્યારા નારદ ૧૯ પ્રલ્હાદ માત્ર નામજ જાણુતા હતા. ( તે કથા શ્રીમદ્ ભાગવત સપ્તમ સ્કંધમાં છે ) ૨૦ ધ્રુવ રીસાઇને (વૈરાગ્યથી નહીં ) પ્રભુને ભજવા નીકળ્યા હતા. તોપણ તેમને અવિચળ ઠામ મળ્યું ૨૧ કળીયુગમાં કલ્યાણુના ધામરૂપ રામ નામ છે અને તે કલ્પ વૃક્ષ છે જેને ભજવાથી ભય ભાંગે છે દ્રષ્ટાંત તુળસી તે સાધારણ હતા તેમાંથી મોટા તુળસીદાસ બની ગયા.

ચો:—વેદ પુરાણ સંત મત એહુ, સકલ સુકૃત ફલ રામ સનેહુ
ધ્યાન પ્રથમ યુગ [22]મખયુગ દુજે, દ્વાપર [23]પરિતોષીત પ્રભુ પૂજે;
[24]કલી કેવલ મલ મૂલ મલીના, પાપ પયોનીધી જન મન મીના
નામ કામ તરૂ કાલ કરાલા, સુમીરત શમન સકલ [25]જગ જાલા
રામ નામ કલી [26]એભિમત દાતા, હિત પરલોક લોક પીતુ માતા
[27]નહિ કલી કર્મ ન ભક્તિ વિવેકુ, રામ નામ અવલંબન એકુ
દો:—[28]રામ નામ નર કેસરી, કનક કશીપુ કલી કાલ
જાપક જન પ્રલ્હાદ જીમી, પાલહિ દલ સુર સાલ.

## પારવતીનો શંશય પ્રસંગ.

ચો:—એક વાર ત્રેતા યુગમાંહી, શંભુ ગયે [1]કુંભજ ઋષિ પાહિ
સંગ સતિ જગજનની ભવાની, પૂજે ઋષિ અખિલેશ્વર જાની
રામ કથા [3]મુનીવર્ય બખાની, સુની મહેશ પરમ સુખ માની
ઋષિ પુછા હરિ ભક્તિ સુહાઇ, કહી શંભુ અધિકારી પાઇ
કહત સુનત રઘુપતિ ગુણ ગાથા, કછુ દિન તહાં રહે [2]ગીરિનાથા
[3]મુની સન બીદા માંગ [2]ત્રિપુરારી, ચલે ભવન સંગ દક્ષકુમારી
તેહિ અવસર [4]ભંજન મહિભારા, હરિ રઘુવંશ લીન્હ અવતારા
પિતા બચન તજ રાજ ઉદાસી, દણ્ડક વન બીચરત અવીનાશી.

* * * *

[5]શંભુ સમય તેહી રામહી દેખા, ઉર ઉપજા અતિ હર્ષ વિશેખા
ભરી લોચન છબીસિંધુ નીહારી, [6]કુસમય જાનુ, ન કિન્હ ચિન્હારી
જય સચ્ચિદાનંદ જગપાવન, અસ કહી ચલે, મનોજ નસાવન
ચલે જાત શીવ સતિ સમેતા, પુનિ પુનિ હર્ષીત [8]કૃપાનીકેતા.

* * * *

---

૨૨ યજ્ઞ ૨૩ આઠ પ્રકારની પુજા. ૨૪ કળીયુગ કેવળ મળના ઢગલાથી મલીન અને પાપનો સાગર તેમા જીવ બાપડા માછલાં રૂપે ડબકાં મારે તે યુગમાં નામ એજ કલ્પતરૂ છે. ૨૫ જગત પ્રપંચ ૨૬ ઇચ્છેલું દેનાર. ૨૭ કળીયુગમાં કર્મ, ભક્તિ અગર વિવેક (બ્રહ્મ વિદ્યાનો પાર) બની શકે તેમ નથીમાત્ર નામનોજ આધાર છે. ૨૮ રામના નામ રૂપી નૃસિંહ અવતાર, કળીયુગરૂપી કનકશીપુ (હિરણ્યકશિપુ) ને મારીને નામ જપનાર પ્રહલાદ જેવા જીવને બચાવી લે છે. શ્રીમદ્ભાગવતમાં નામ પ્રભાવની વાતો ઘણે ઠેકાણે આવે છે. શાસ્ત્ર કહે છે કાંઇ અને આપણે વર્તીએ છીએ કાંઇ—શીયાળામાં બરફના પાણી પીઇએ છીએ અને દાંત ખોઇએ છીએ, કર્મ કરવાની અગર પુજા કરવાની નથી; પણ પુજા ને જેમ બને તેમ સાદા રૂપમાં મૂકીને પ્રભુ મહિમા જાણી પ્રભુ નામમાં પ્રીતી કરવાની જરૂર છે. ધણી, ધણીયાણીનું અને ધણીયાણી ધણીનુ નામ સાંભળી જેટલી રાજી થાય છે તેટલો આનંદ પ્રભુ નામ સાંભળતા થાય છે? નહીં. ત્યારે તેમ કરવાની જરૂર છે.

૧ અગસ્ત, ૨ સદાશિવ, ૩ મુની પાસેથી રજા, ૪ પૃથ્વીનો ભાર ઉતારવા પ્રભુએ રઘુવંશમાં અવતાર ( રામ ) લીધો. પિતાનું વચન પાળવા માટે રાજ્યનો ત્યાગ કરીને ઉદાસી બનીને એટલે સાધુ વેષે. ૫ તે સમયે અગસ્તને ત્યાંથી પાછા વળતાં સદાશીવે રામને દેખ્યા ૬ મનુષ્યદેહ ધારણ કરીને અને તે છુપા વેશમાં રાવણને હજી મારવો છે માટે સદાશિવે ઓળખાણ પાડી નહીં, ખબર પડવા નહીં—દેરથી પ્રણામ કર્યા. ૭ કામદેવને જીતનાર. ૮ કૃપાના ભંડાર.

શંભુ ગિરા પુની મૃષા[૯] ન હોઇ, શિવ [૧૦]સર્વજ્ઞ જાન સબ કોઇ
અસ શંશય મન ભયેઉ અપારા, હોય[૧૧] ન હૃદય પ્રબોધ પ્રચારા.

*　　*　　*　　*

છંદઃ—મુનિ ધીર યોગિ સિદ્ધ[૧૨] સંતત વિમલ મન જેહી ધ્યાવહી
[૧૩]કહિ નેતિ નિગમ પુરાણુ આગમ જાસુ કિરતી ગાવહી
સોઈ રામ બ્યાપક બ્રહ્મ ભુવન [૧૪]નિકાય પતિ માયા ધનિ
અવતરેઉ અપને ભક્ત હિત [૧૫]જીન તંત્ર નિત રઘુકુલ મણી

*　　*　　*　　*

ચોઃ—હોઇ હઇ સોઇ જુ રામ રચ રાખા; કો કરી તર્ક બઢાવહી સાખા
અસ કહી લગે જપન હરી નામા, ગઇ સતી જહાં પ્રભુ સુખધામા.

*　　*　　*　　*

સતી કીન્હ સીતાકર વેષા, શીવ ઉર ભયેઉ [૧૬]વિષાદ વિશેખા
જો અબ કરહું સતીસન પ્રીતિ, મિટૈ ભક્તિપથ હોય અનીતિ.

*　　*　　*　　*

અસ [૧૭]પણુ તુમ વિન કરે કો આના, રામભક્ત સમરથ ભગવાના
નહિ કોઉ અસ જન્મેઉ જગમાંનિ, [૧૮]પ્રભુતા પાઇ જાહી મદ નાહિ

*　　*　　*　　*

યદપી મિત્ર પ્રભુ પિતુ પુરૂ ગેહા,[૧૯] જઈએ બીન બોલે ન સંદેહા.
[૨૦]તદપી વિરોધ માન જહાં હોઇ, તહાં ગયે કલ્યાણુ ન હોઇ.

*　　*　　*　　*

સંત શંભુ [૨૧]શ્રીપતિ [૨૨]અપવાદા, સુનીય જહાં તહા અસ મર્યાદા
કાટીય તાસુ જીભ જો બસહી, [૨૩]શ્રવણુ મૂંદ નહિ ચલઈ પરાઇ

*　　*　　*　　*

---

૯ વૃથા ૧૦ અંતરયામી. ૧૧ હૃદયમાં શાંતી થઇ નહીં. ૧૨ હમેશાં પ્રવિત્ર મનથી જેનું ધ્યાન કરે છે. ૧૩ વેદ પણુ જેને નેતિ નેતિ કહે છે. અને પુરાણુ જેની કિરતી ગાય છે. ૧૪ બ્રહ્માંડ ૧૫ જન તંત્ર જે સ્વતંત્ર છે. ( સતિ ) રામચંદ્રમાં શંકા થવાથી રામની પરિક્ષા કરવા ગયા, તે વખતે સદાશીવ બોલ્યા કે પ્રભુની મરજી હશે તેમ થશે ) ૧૬ દુ:ખ. ૧૭ ટેક ૧૮ ઐશ્વર્ય સુખ મળ્યા પછી ૧૯ ઘર ૨૦ તોપણ જ્યાં માનઅકબાત ૨૧ વિષ્ણુ ૨૨ નિંદા ૨૩ કાનમાં આંગલી ઘાલી ત્યાંથી ચાલ્યા જવું.

સમરથકો નહિ દોષ ગુસાંઇ, [૨૪]રવી પાવક સુરસરીકી નાંઇ.

*　　*　　*　　*

[૨૫]સુરસરી જલકૃત વારૂણી જાના, કબહુ ન સંત કરહિ તેહિ પાના
[૨૬]સુરસરી મિલે સો પાવન કૈસે, [૨૭]ઇશ અનીશહિ અન્તર તૈસે.

*　　*　　*　　*

[૨૮]જન્મ કોટી લગી રગર હમારી, વરઉ શંભુ નતુ રહો કુમારી
[૨૯]તજો ન નારદ કર ઉપદેશુ, આપ કહે શત વાર મહેશુ
[૩૦]મેંપા પરઉ કહાં જગદંબા, તુમ ગૃહ ગવનહુ ભયેઉ વિલંબા
દેખી પ્રેમ બોલે મુની જ્ઞાની, જય જય જય જગદંબ ભવાની.

*　　*　　*　　*

[૩૧]ગુરૂકે બચન પ્રતિતિ ન જેહિ, સ્વપ્નેહુ સુખ શાંતી નહિ તેહિ

---

## રામ જન્મ.

ચો:—[૧]ભયે પ્રગટ કૃપાલા દીન દયાલા કૌશલ્યા હિતકારી,
હર્ષિત[૨] મહતારી મુનિ[૩] મનહારી અદ્ભૂત રૂપ નિહારી ।
[૪]લોચન અભિરામા [૫]તનુ ઘનશ્યામા [૬]નિજ [૭]આયુધ ભુજ ચારી,
[૮]ભૂષણ વનમાલા [૯]નયન [૧૦]વિશાલા [૧૧]શોભા સીંધુ [૧૨]ખરારી. ॥ ૧
[૧૩]કહ-દુહું કર જોરી અસ્તુતિ તોરી કિહિ બિધિ કરૌ [૧૪]અનંતા
[૧૫]માયા ગુણ જ્ઞાના-તીત [૧૬]અમાના વેદ પુરાણ ભનંતા.[૧૭]
કરૂણા ગુણસાગર સબ ગુણ [૧૮]આગર જિહિ ગાવહિં શ્રુતી સંતા
[૨૦]સો મમહીત લાગી [૨૧]જન અનુરાગી પ્રગટ ભયે [૨૨]શ્રીકંતા ॥ ૨
[૨૩]બ્રહ્માંડનીકાયા નીર્મીત માયા રોમ રોમ પ્રતિ વેદ કહે
મમ ઉર સો વાસી યહ ઉપહાસી સુનત ધીર મતી થીર ન રહે.

---

૨૪ સૂર્ય, અગ્નિ અને ગંગાજી માફક ૨૫ ગંગાના જળથી દારૂ બનાવ્યો છે એમ જાણ્યા પછી પણ સંત તેનો ઉપયોગ કરે નહીં—પાન કરે નહીં, ૨૬ તેજ મદિરા ગંગાના ધોધમાં મળે તો પાવન થઇ જાય છે. તેનું સૌ પાન કરે છે ( બીજા પદમાં તેનું દ્રષ્ટાંત છે)

૨૭ જીવ ઇશ્વરના અંશથી બન્યો છે તો પણ તે ઇશ્વર કહેવાય નહીં પણ એજ જીવ જ્ઞાન, વૈરાગ અને વિવેક આદિ સાધનથી ઇશ્વરમાં લવલીન રહેતો તેજ જીવ પરમાત્મા અગર મહાત્મા ગણાય છે ( સતિ દક્ષના યજ્ઞમાં દેહત્યાગ કર્યા પછી હિમાલયને ત્યાં અવતર્યા અને પાર્વતી અગર શૈલકુમારી એવાં નામ ધારણ કર્યા ત્યાં નારદ મુનીએ પૂર્વ જન્મની વાતો કરી સદાશીવને વરવા ભલામણ કરી તે કામસિદ્ધ કરવા માટે સતિતપ કરવા લાગ્યાં, તે વખતે સપ્ત ઋષિઓ સતિની પરિક્ષા કરવા માટે સતિ પાસે પધાર્યા અને સદા શીવના અવગુણ બતાવીને સતિનું મન ડોલાવવા લાગ્યા ને વખતે સતિ બોલે છે કે "જન્મ

૨૮ કરોડો જન્મ ધારણ કરૂં પણ શંકરનેજ વરવાનો નિશ્ચય છે અને કદાચ ન વરી શકું તો કુવારી રહીશ, ખુલાસો—આટલા માટેજ સ્ત્રીઓ ગોરીનું પુજન કરે છે, બીજો અવતાર થાય તો પણ બીજો પુરૂષ મારા અંગને સ્પર્શ કરે નહીં એવા દ્રઢ સંકલ્પનું આ ચીત્ર છે. હીંદની ઘણી સતીઓએ મરવા વખતે પ્રભુ પાસે એવીજ માગણી કરી છે. તે ગોરવ યાદ કરીએ ત્યારે આંખમાં જળ આવી જાય એવું છે.

૨૯ સતિએ નારદને ગુરૂ માન્યા છે માટે કહે છે કે સદાશીવ આવીને સો વાર કહે તો પણ નારદનો ( શદાશીવને વરવાનો ) ઉપદેશ તજીશ નહીં.

૩૦ સતિએ સપ્ત રૂષીઓને કહ્યું કે હું તમને પગે લાગીને કહું છું કે આપ અહીંથી પધારો, આપને ( નકામું ) મોડું થશે એટલે હું માનવાની નથી.

૩૧ સદગુરૂના વચનમાં જેને વિશ્વાંસ નથી તેને સ્વપ્નામાં પણ સુખ અને વિજય હોય નહીં આ ગહન વિષય છે તે સંબંધી આ પુસ્તકમાં આગળ (૭૭) મા પાના ઉપર વિશેષ ખુલાસો થયો છે.

૧ રામે નાનું સ્વરૂપ ધારણ કર્યાં પહેલાં કૌશલ્યાજીને ચતુર્ભજ સ્વરૂપે દર્શન દીધા તે આ પ્રસંગ છે ) ૨ મા (૩) મુનીના મન હરવા વાળી મૂર્તિ. ૪ આંખને આનંદ આપવા વાળી ૫ શરીર ૬ પોતાના ૭ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ૮ શણગારમાં તુલસીની માળા ૯ આંખ ૧૦ મોટી ૧૧ શોભાના સમુદ્ર ૧૨ ખરઃઅરી=ખર નામના દૈત્યનો અરિ ( દુશમન ) ૧૩ કૌશલ્યા એ હાથ જોડીને સ્તુતિ કરે છે ૧૪ અંત વિનાના અમર ૧૫ માયાના ગુણ તથા ઇદ્રીઓ સંબંધી જ્ઞાનથી અતિત ૧૬ માન રહિત ૧૭ કહે છે ૧૮ ભંડાર ૧૯ વેદ ૨૦ તે મારા હીત માટે ૨૧ ભક્ત વત્સલ ૨૨ લક્ષ્મીપતિ ૨૩ વેદ કહે છે કે માયાએ બનાવેલા બ્રહ્માંડ આપને રૂંવાડે રૂંવાડે છે એવા આપ મારા ગર્ભમાં વસ્યા તે વાત આશ્ચર્ય જનક છે તે સાંભળતા ધીરજ (મતી) સ્થીર રહેતી નથી.



ઉપજા જબ જ્ઞાના પ્રભુ [૨૪]મુસકાના ચરિત બહુત વિધિ કિન્હ ચહે
કહિ કથા સુનાઈ માતુ[૨૫]બુઝાઈ જિહિ પ્રકાર સુત પ્રેમ લહે
માતા પુની બોલી સો મતિ[૨૬] ડોલી તજહુ તાત યહ રૂપા
કીજે શીશુ લીલા અતિ પ્રીય શીલા યહ સુખ પરમ અનુપા
[૨૭]સુની બચન સુજાના રોદન ઠાના હોય બાલક સુર ભુપા
યહ ચરિત જો ગાવહિ હરિપદ પાવહિ તે ન પરહિ [૨૮]ભવકુપા.

**દો:**—[૨૯]વિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર
નિજ ઇચ્છા નિર્મીંત તનુ માયા ગુણ ગોપાર.

**ચો:**—સુનિ [૩૦]સીશુ રૂદન [૩૧]પરમ પ્રીય બાની, [૩૨]સંભ્રમ ચલી આઇ સબ રાની
હર્ષિત જહં તહં [૩૩]ધાઇ દાસી, આનંદ મગન સકલ પુરવાસી
દશરથ પુત્ર જન્મ સુની કાના, માનહુ [૩૪]બ્રહ્માનંદ સમાવા
પરમ પ્રેમ મન [૩૫]પુલક શરીરા, [૩૬]ચાહત ઉઠન કરત મતિ ધીરા
[૩૭]જાકર નામ સુનત શુભ હોઈ, મોરે ગૃહ આવા પ્રભુ સોઈ
પરમાનંદ પુરી મન રાજા, કહા બુલાઈ બજાવહુ બાજા
ગુરૂ વશિષ્ટ કહ ગએઉ[૩૮] હંકારા, આઈ દ્વિજન સહિત નૃપદ્વારા
અનુપમ બાલક દેખી ન જાઈ, રૂપ રાશી ગુણ [૩૯]કહી ન સીરાઈ

*     *     *     *     *

**ચો:**—[૪૦]વૃંદ વૃંદ મિલિ ચલી [૪૧]લુગાઇ, સહજ શૃંગાર કિયે ઉઠી ધાઇ
કનક[૪૨] કલશ [૪૩]મંગલ ભરી થારા, ગાવત પૈઠહી [૪૪]ભૂપ દુઆરા
કરિ આરતી [૪૫]નિછાવરી કરહિ, વાર વાર [૪૬]શિશુ ચરણુન પરહી.

*     *     *     *     *

---

૨૪ હસ્યા—એટલે તો હજી મારે ઘણી લીલા કરવી છે ૨૫ સમજાવ્યા ૨૬ મતિ ફરી—માયાથી ઘેરાઇને બોલ્યા ૨૭ આ વચન સાંભળીને બાળરૂપે બની રડવા લાગ્યા ૨૮ સંસારરૂપી કુવા ૨૯ બ્રાહ્મણ, ગાય, દેવ તથા સંતોના કલ્યાણ માટે (પ્રભુએ) મનુષ્ય અવતાર લીધો છે. દેહાદિકના સમંધથી રહિત છતાં પણ પોતાની ઇચ્છાથી દેહ ધારણ કર્યો છે. આપણો દેહ કર્મે કરીને થાય છે તેમ આમાં નથી, ૩૦ બાળક ૩૧ વાંણીયાના ઘરમાં બાળકનું રૂદન ઘણુંજ પ્રીય લાગે છે.

૩૨ જેવા બેઠાં તેવાં ચાલ્યાં. શણગાર સજવા રહ્યા નહીં ૩૩ વધામણી ખાવા દોડી ૩૪ મોટાથાં મોટો લાભ બ્રહ્માનંદ ૩૫ રૂંવાડા ઉભા થયા ૩૬ માંડ માંડ ઉઠયા ૩૭ જેનું ૩૮ તેડું ૩૯ કહી શકયા નહીં ૪૦ ટોળેટોળાં ૪૧ સ્ત્રીઓ ૪૨ [સોનાના] લોટા ૪૩ મંગળની સામગ્રિથી ભરેલા ટાટો ૪૪ ભુપના દરવાજામાં ૪૫ ઓવારણાં ૪૬ બાળક રામ.

## વિશ્વામીત્ર રામ દર્શન.

દો:—બહુ [1]વિધિ કરત [2]મનોરથ જાત ન લાગી વાર
[3]કરિ મજન સરરૂ [4]સલીલ ગયે ભુપ દરબાર

ચો.—[5]મુની આગમન સુના જબ રાજા, મિલન ગએઉ લે વિપ્ર સમાજા
કરી દંડવત મુનિહિ[6] સન્માની, નિજ આસન બૈઠારે આની
ચરણ પખારી કીન્હ અતિ પૂજા, મોસમ આજ ધન્ય નહિ [7]દુજા
વિવિધ ભાંતિ ભોજન કરવાવા, મુનિવર હૃદય હર્ષ અતિ પાવા
પુની ચરણુન મેલે [8]સુત ચારી, રાંમ દેખી મુની[9]વિરતિ બિસારી
[10] ભયે મગન દેખત મુખ શોભા, જનુ ચકોર પૂરણ શશી લોભા
[11]તબ મન હર્ષી બચન કહ રાઉ, મુની અસ કૃપા કીન્હ નહિ કાઉ
કેહિ કારણ આગમન તુમ્હારા, કહો સો કરત ન લાવહુ [12]વારા
અસુર સમૂહ સતાવહી મોહી મેં [13]યાચન આએઉ નૃપ તોહી[14]
[15]અનુજ સમેત દેહ રગુનાથા, નિશીચર વધ મેં હોવ [16]સનાથા.

દો.—દેહુ ભુપ મન હર્ષિતહિ, તજહુ મોહ અજ્ઞાન
ધર્મ સુયશ નૃપ તુમકહું,[17] ઈનકહું અતિ કલ્યાન

ચો.—સુની રાજા અતિ [18] અપ્રિય વાની, [19]હૃદય, કમ્પ મુખ દ્યુતિ કુમલાની
[20]ચોથેપન પાયઉ સુત ચારી, વિપ્ર વચન નહિં કહેઉ વિચારી
માંગહુ ભુમિ ધેનુ ધન કોષા, સર્વશ દેહુ આજ તજી રોષા
દેહ પ્રાણુતે પ્રીય કછુ નાહિ, સોઉ મુનિ દેહુ [21]નિમિષ એકમાંહી
સબ સૂત પ્રિય મોહિ [22]પ્રાણુકી નાઈ, રામ દેત નહિ બને ગુસાઈ
[23]કહું નીશીચર અતિ ઘોર કઠોરા, કહાં સુંદર સૂત પરમ કિશોરા
સુની નૃપ ગીરા પ્રેમ[24] રસ સાની, હૃદય હર્ષ માના [25]મુની જ્ઞાની
તબ વસિષ્ટ બહુ વિધિ સમુઝાવા, નૃપ[26] સંદેહ નાશકહ પાવા

---

૧ પ્રકાર ૨ વિચાર ૩ સ્નાન વિધિ કરીને ૪ જઈ ૫ મુનિ [ વિશ્વામીત્ર ] ના આવવાના સમાચાર જ્યારે રાજાએ સાંભળ્યા, ત્યારે બ્રાહ્મણોના મંડળ સહિત સામે પધાર્યા ૬ સત્કાર કરીને ૭ બીજો ૮ ચાર પુત્રો ૯ વૈરાગ્ય ૧૦ જેમ ચકોર પુનમના ચંદ્ર સામે જોયાજ કરે તેવા પ્રેમથી રામનું મુખ જોઈ ખુશી થયા ૧૧ પછી મનમાં હર્ષ પામીને રાજા બોલ્યા કે હે મુની ? આવી ( વિના બોલાવ્યે પધારવાની ) કૃપા કોઈ વખત કરી નથી ૧૨ વખત ૧૩ યાચવા ૧૪ આપની પાસે ૧૫ લક્ષમણ સહિત ૧૬ ભયમટી જાય ૧૭રામ લક્ષમણનું પણ કલ્યાણ થશે એટલે તેમને બેના ચાર કરીને (પરણાવીને) પાછા મોકલીશ ૧૮ રામના વિયોગની ૧૯ છાતી ધડકવા લાગી. મુખ કરમાઈ ગયું ૨૦ ઘડપણમાં ૨૧ પળમાં ૨૨ પ્રાણ સમાન ૨૩ ક્યાં અતિ કઠોર દૈત્યો, અને ક્યાં મારા સુંદર કીશોર વયના પુત્રો ૨૪ પ્રેમ રસથી ટપકતી ૨૫ વિશ્વામીત્ર ૨૬ પુત્ર ભાવ ૨૭ સારી રીતે શીખામણ આપી ૨૮ હે મુનિ! આ બે પુત્રો મારા પ્રાણના આધાર છે હવે તમે તેના પિતા થઈને સંભાળ રાખજો.

અતિ આદર દોઉ તનય બુલાયે, હૃદય લાય બહુ [27]ભાંતિ સિખાયે
[28]મેરે પ્રાણનાથ સૂત દોઉ, તુમ મુનિ પીતા આન નહિ કોઉ,

## રામનું જનકપુરમાં આગમન.

**ચો.**—દેખી [1]અનુપ એક અમરાઈ, [2]સબ સુવાસ સબ ભાંતિ સુહાઇ
[3]કૌશીક કહાઉ મોર મન માના, ઈંહાં રહિય રઘુવીર સુજાના
[4] ભલહિં નાથ કહિ કૃપાનિકેતા, ઉતરે તહં મુનિ વૃંદ સમેતા
વિશ્વામિત્ર મહામુનિ આયે, સમાચાર [5]મિથિલા પતિપાયે

**દો**—સંગ [6]સચિવ શુચિ [7]ભુરિ ભટ, [8]ભુસુરવર [9]ગુરૂ જાતિ
ચલે મિલન[10] મુનિ નાયકહિ[11] મુદિત રાઉ ભલી ભાંતિ

**ચોઃ**—કીન્હ પ્રણામ[12]ધરણી ધરી માથા, દીન્હ આશીષ મુદિત મુનીનાથા
વિપ્ર વૃંદ સબ સાદર વંદે, જાની ભાગ્ય બડ રાઉ આનંદે
કુશલ પ્રશ્ન કહિ બારહિબારા, વિશ્વામિત્ર નૃપહિ બૈઠારા
તેહિ અવસર આયેઉ [13]દોઉ ભાઈ, ગયે રહે દેખન [14]ફુલવાઈ
શ્યામ ગૌર મૃદુ[15] વયસ કિશોરા, [16]લોચન સુખદ વિશ્વ ચિત ચોરા
ઉઠે સકલ જબ રઘુપતિ આયે, વિશ્વામિત્ર [17]નિકટ બૈઠારે
ભયે સબ સુખી દેખી દોઉ ભ્રાતા, [18]વારી વિલોચન [19]પુલકીત ગાતા
[20]મુરતિ મધુર મનોહર દેખી, ભયઉ વિદેહ વિદેહ વિશેખી

**દો.**—પ્રેમ મગનમન જાંનિ નૃપ, કરિ વિવેક મતિ ધીર
[21]બોલઉ મુની પદ નાઈ શીર, ગદ ગદ ગીરા ગંભીર

**ચો**—કહહુ નાથ સુંદર દોઉ બાલક, મુનિકુલ [22]તિલક કિ નૃપકુલ પાલક
[23]બ્રહ્મ જો નીગમ નેતિ કહિ ગાવા, [24]ઉભય વેશ ધરી સો કિ આવા

---

૧ સુંદર આંબાવાડી. ૨ યોગ્ય સગવડવાળી ૩ વિશ્વામીત્ર ૪ કૃપાના ભંડાર એવા હા પાડવાથી વિશ્વામિત્ર પોતાના મંડળ સહિત ઉતર્યા. ૫ જનકરાજા ૬ પવિત્ર મંત્રીઓ ૭ ઘણા યોદ્ધા ૮ ઉત્તમ ઉત્તમ બ્રાહ્મણો ૯ વડીલો ૧૦ મુનીનાયક એવા વિશ્વામિત્રને ૧૧ ઘણાજ આનંદયુક્ત ૧૨ ઘણાજ નીચા નમીને ( રાજા જનક જ્યારે મળવા આવ્યા તે વખતે રામ લક્ષમણ પુષ્પ માટે બાગમાં ગયા હતા જનકના બેઠા પછી તેઓ પાછા આવ્યા ) ૧૩ રામ લક્ષ્મણ ૧૪ ફુલવાડી ૧૫ વય—ઉમર ૧૬ આંખને આનંદ આપે એવું રૂપ ૧૭ નજદીક ૧૮ આંખમાં પ્રેમના જળ ૧૯ પ્રેમથી રોમાંચ ખડા થયા ૨૦ હે સતિ! આની મનોહર મુરતિ દેખીને વિદેહ (જીવનમુક્ત) કહેવાતો જનક ખરેખર વિદેહ બન્યો એટલે દેહનું ભાન ભુલી ગયો ૨૧ મુનિના ચરણમાં પગે લાગીને ગદ્ ગદ્ વાણીથી જનક બોલ્યા ૨૨ શણગાર ૨૩ પરમાત્મા ૨૪ બે વેશ ધરીને

[૨૫]ચે પ્રીય સબહિ જહાં લગી પ્રાની, [૨૬]મનમુસકાઇ રામસુની બાની
[૨૭]રઘુકુલ મણિ દશરથ કે જાયે, મમહિત લાગી નરેશ પઠાએ
દો—રામલષણુ દોઉ બંધુવર, રૂપ શીલ બલ ધામ,
[૨૮]મખ રાખઉ સબ સાખી જગ, જીતિ અસુર સંગ્રામ
ચો—મુનિ તવ ચરણુ દેખી કહુરાઉ, કહિનશકૌ નિજ પુણ્ય [૨૯]પ્રભાઉ

*    *    *    *

[૩૦]કરી પુજા સબ વિધિ સેવકાઇ, ગએઉ રાઉ ગૃહ વિદા કરાઇ

## પરશુરામ આગમન.

ચો—[૧]ખરભર દેખી [૨]વિકલ નરનારી, સબ મિલિ દેહિં મહીપન[૩]ગારી
તેહિ અવસર સુની શીવધનુભંગા; [૪]આયે ભૃગુકુલ કમલ પતંગા
દેખી મહિપ સકલ [૫]સકુચાને, બાજ ઝપટ જનુલવા લુકાને,
ગૌર શરીર [૬]ભુતિ ભલી ભ્રાજા,[૭] ભાલ વિશાલ ત્રિપુંડ વીરાજા
શીશ જટા [૮]શશી વદન સુહાવા [૯]રિસવશ કછુક અરૂણુ ચે આવા
ભ્રકુટિ કુટીલ નયન રીસ રાતે,[૧૦] સહજહિ ચિતવત મનહુ રિસાતે,
[૧૧]વૃંશભકંધ ઉર બાહુ વિશાલા,[૧૨] ચારૂ જનેઉ માલ મૃગશાલા
[૧૩]કટિ મુની વસન તુણુ દુઇ બાંધે; ધનુશર કર કુઠાર કલ કાંધે
દો:—[૧૪]સંત વેશ કરણી કઠીન, વરૂણી ન જાય સ્વરૂપ
ધરી મુની તનુજનું વીર રસ, આયે જહાં સબ ભુપ.

ચો:—દેખત ભ્રગુપતિ વેશ[૧૫] કરાલા, ઉઠે સકલ ભય વિકલ[૧૬]ભુઆલા
પિતુ સમેત કહી કહી નીજ નામા, લગે કરન મબ દંડ પ્રણુામા.
[૧૭]જેહિ સ્વભાવ ચીતવહી હિત જાનિ, સો જાને જનુ આયુ ખુટાની

---

૨૫ આ સંસારમાં સઘળા પ્રાણીઓને સર્વથી જે પ્રિય છે તેઓ (રામ) છે. એટલે રામ પરમાત્માનો અવતાર છે અને પરમાત્મા વિનાના શરીરો શબ જેવા છે. વિદ્યારણ્ય સ્વામી વેદાંત પંચદશીમાં કહે છે કે—" વિત્તાનૂ પુત્રઃ પ્રિયઃ, પુત્રાત્ પિંડઃ, પિંડાત્તથે દ્રિયમ્ ! ઇંદ્રિયાચ્ચ પ્રિયઃ પ્રાણુઃ પ્રાણુાદાત્મા પરઃ પ્રિયઃ ! ! અર્થ—ધનથી પુત્ર વ્હાલા લાગે છે, પુત્રથી શરીર વ્હાલું લાગે છે શરીરથી ઇંદ્રીય પ્રીય ઇંદ્રિયથી પ્રાણુ વ્હાલા છે પ્રાણુથી આત્મા પ્રીય છે. ૨૬ આ સાંભળીને રામ હસ્યા—વિશ્વામિત્રને સાનથી સમજાવ્યા કે—હજી મારે ઘણા ચરિત્ર કરવાના છે તે પહેલા તમે મારૂં પરમાત્મપણું કયાં જાહેર કરો છો ? આ ઇશારતથી વિશ્વામિત્ર સમજી ગયા અને બોલ્યા કેઃ-૨૭" આ બેઉ બાળકતો રઘુકુળના મણીરૂપ રાજા દશરથના પુત્રો છે અને મારા હીત માટે ( યજ્ઞની રક્ષા કરવા માટે ) દશરથે મારી સાથે મોકલ્યા હતા,

**૨૮ તેઓએ મખ ( યજ્ઞ ) ની રક્ષા કરી તે વાત જગતમાં પ્રસિદ્ધ થઈ છે ૨૯ પ્રતાપ ૩૦ સબ વિધિ—જે જોઈએ તે તમામ ચીજ માટે ગોઠવણ કરીને પુજા કરી.**

૧ ખળભળી ૨ ચીંતાતુર ૩ ગાળો ( જ્યારે રામે ધનુષ્ય ભાંગ્યું ત્યારે જેઓ ધનુષ્ય ભાંગી શકયા નથી તેઓ લડવા ઉભા થયા—સીતાનું હરણ કરવા તૈયાર થયાં તે વખતે તે કીડીયારૂ સમાવી દેવા માટે પ્રભુ પ્રેરણાથી પરશુરામ ત્યાં પધાર્યા. ઉંદર જેવા દ્વેષી રાજાઓ ધમાધમ કરતા હતા પણ પરશુરામ રૂપી બિલાડી આવતાં ઉંદર ગભરાયા ધમાધમને પડી મુકીને નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સામાનો વિજય જોઇને પેટ કુટવું એ દુર્જનનો સ્વભાવ છે. ૪ ભૃગુકુળ—બ્રાહ્મણના કુળરૂપી કમળના વનને ખીલવનાર પતંગ ( સૂર્ય ) જેવા પરશુરામ પધાર્યા. ૫ બાજને જોઇને જેમ ચકલા છુપાવે તેમ પરશુરામને જોઈ (અદેખા) રાજાઓ ગભરાયા. ૬ ભવ્ય દેખાવ ૭ મોટું ભાલ (કપાળ). ૮ ચંદ્ર સરખા ગોર શરીરવાળા ૯ રીસને લીધે કાંઇ રાતાં થયા છે જેના લોચન તે પરશુરામ પોતાના ગુરૂનું ધનુષ્ય ભાંગનારને શીક્ષા કરવા પધાર્યા છે. એવી લીલાનું આ ચીત્ર છે માટે આંખો લાલ થઇ છે. ) ૧૦ જરા નામ લઇએ તો લડી પડે એવા ૧૧ મોટા ખભાવાળા તથા છાતી અને હાથ જેના મોટા છે એવા ૧૨ સુંદર જનોઇ માળા તથા મૃગચર્મવાળા ૧૩ કેડે વલ્કલ બાંધ્યું હતું. તે ઉપર બે તુણ (ભાથા) બાંધ્યા હતા તથા હાથમાં ધનુષ્યબાણ અને ખાંધે કલ (વિકાળ) કુઠાર (કુહાડો) રાખ્યો હતો. ૧૪ સંતનો વેશ અને કઠણ કરણીવાળા જેના સ્વરૂપનું વર્ણન ન કરી શકાય એવા તથા જાણે સાક્ષાત વીરરસ મુનીનો દેહ ધરીને આવ્યો હોય તેવા પરશુરામ જનકના મંડળમાં પધાર્યા. ૧૫ વિકરાળ ૧૬ રાજાઓ ( પોતાના બાપનું નામ લઇ લઇને પ્રણામ કરવા લાગ્યા એટલે અમારા બાપને આપે દયા કરીને બચાવ્યા છે તેના અમો પુત્રો છઇએ માટે હવે મારશો નહીં' એમ રાજાઓ પરશુરામને સુચવે છે. ) ૧૭ પોતાના સ્નેહી જાણીને પણ સહેજ સ્વભાવથી જેના સામું પરશુરામ જોતા હતા તેતો એમજ સમજતો હતો કે નક્કી મોત આવ્યું.



[૧૮]જનક બહોરિ આય શીરનાવા, સીઇ બોલાઇ પ્રણામ કરવા
આશીષ દીન્હ સખી હરખાની. નીજ સમાજ લઈ ગઈ સયાની
[૧૯]વિશ્વામિત્ર મીલે પુની આઇ. પદ સરોજ મેલે દોઉ ભાઇ
રામ લછ્છ્ણ દશરથકે ઢોટા,[૨૦] દીન્હ આશીશ જાની ભલ જોટા
[૨૧]રામહિ ચીતય રહે થકી લોચન, રૂપ અપાર માર મદ મોચન

દો.—[૨૨]બહુરી વીલોકી વિદેહસન, કહહુ કહાં અતિ ભીર
પુછ્છત જાન અજાન જીમી વ્યાપેઉ કોપ શરીર

ચોઃ—સમાચાર કહી જનક સુનાયે, જેહિ કારણ [૨૩]મહિપ સબ આયે
સુનત વચન[૨૪] ફીર અનત નિહારે, દેખે ચાપ ખંડ મહીડારે,
અતિ રીસ બોલે વચન કઠોરા, કહુ [૨૫]જડ જનક ધનુષ કેહી તોરા
વેગી દેખાહુ મૂઢ [૨૬]નતુ આજુ, ઉલટો મહિ જહાં લગી તવરાજુ
અતિ ડર ઉતર દેત નૃપ નાહિ, [૨૭]કુટિલ ભુપ હરખે મનમાંહિ,

## ફરશુરામ લક્ષમણ સંવાદ

ચો—[૧]નાથ શંભુ ધનુ ભંજન હારા, હોઈઉં કોઈ ઈકદાસ તુમારા
આયસુ કહાં કહિય કિન મોહિ, સુની રીસાય બોલે મુનિકોહિ[૨]
સેવક સો જો કરે સેવકાઈ, [૩]અરી કરણી કર કરીય લરાઈ
સુનહુ રામ જેહિ શીવ ધનુ તોરા, [૪]સહસબાહુ સમ સો રીપુ મોરા
[૫]સો બીલગાય બીહાય સમાજા, નતુ મારે જહેં સબરાજા
સુની મુની બચન [૬]લછ્છણ મુસકાને, બોલે પરશુધરહિ અપમાને
બહુ ધનુહિ તોરેઉં લરિકાઇ, કબહુ ન અસરિસ કિન્હ ગુસાઇ
ઇહિ ધનુપર મમતા કેહિ હેતુ, સુની રીસાય કહ ભૃગુકુલ કેતુ

*　　*　　*　　*　　*

૧૮ જનકરાજા પણુ ગભરાયા અને સીતાને બોલાવી (આશીર્વાદ માટે) પરશુરામને પગે લગાડયા! ૧૯ પછી વિશ્વામિત્ર આવી પરશુરામને મળ્યા અને રામ તથા લક્ષ્મણ બેઉને પરશુરામનાભ ચરણમાં મુકયા. ૨૦ પુત્રો ૨૧ કામદેવના મદને પણ તોડી નાંખે એવું રામનું રૂપ જોઇને પરશુરામના નેત્રો રામ સામેજ ચોંટી ગયા. આ વિવેકમાં પરશુરામે કોણે ધનુષ્ય તે કયું તે સવાલ હજી પુછયો નથી હવે તે સવાલ વિદેહ (જનક રાજા) ને અજાણ્યાં થઇને પુછે છે. ૨૨ પછી ક્રોધે ભરાયેલા પરશુરામે જનક રાજાને અજાણ્યા થઇને પુછ્યુ કે હે જનક! આ ભીડ શી છે. ૨૩ રાજાઓ ૨૪ ફરીને બીજી તરફ જોતાં પૃથ્વી ઉપર પડેલા ધનુષ્યના ટુકડા દેખ્યા ૨૫ મૂર્ખ ૨૬ નહીં તો આજે જ્યાં સુધી તારૂં રાજ છે ત્યાં

સુધીની પૃથ્વી ઉલટી નાંખુ—સમુદ્રમાં બોળીદઉં ૨૭ જનકને ગભરાયેલો જોઇ અદેખા રાજાઓ હરખ્યા. સજ્જનને દુઃખ જોઇ દુર્જનોં ખુશી થાય એ સ્વભાવીક છે.

ધનુષ્ય કોણે ભાગ્યું તે સવાલનો જવાબ જનક વીગેરે કોઇએ ન આપ્યો ત્યારે વિશ્વામીત્રની આજ્ઞાથી રામ પરશુરામ સામે આવી બોલ્યા કે ૧ હે નાથ ! સદાશિવનુ ધનુષ્ય ભાંગનાર તમારા દાસમાંનો કોઇ એક હશેજ. શી આજ્ઞા છે. આપ મને કેમ કહેતા નથી ? ૨ ક્રોધી ૩ દુશમનનું કામ કરે તો લડાઇ થાય ૪ સહસ્ત્રાર્જુન ( શ્રીમદ્‌ભાગવત નવમોસ્કંધ ) સરખો–જેવો દુસ્મન ૫ તેને આ રાજ સમાજથી છુટા પડીને ઉભા રહેવું જોઇએ ( રામેદાસ કહ્યા તો પણ પરશુરામ સમજ્યા નથી તાત્પર્ય કે ભ્રગુરૃષિની—તમારી જેણે લાતો ખાધી છે તે તમારા દાસ આ કામ કરી શકે છે, ૬ લક્ષ્મણ હસ્યા અને મસ્કરી કરીને પરશુરામ સામે બોલ્યા હે મુનિ ! લરિકાઇ એટલે બાલપણામાં આવા તો ઘણા ધનુષ્યોમેં તોડી નાંખ્યાં હતાં પણ આવી રીસ કદી કરી નથી. (એકવીશવાર નિઃક્ષત્રિય પૃથ્વી કર્યા પછી મરણ પામેલા યોદ્ધાઓના ધનુષ્યનો ઢગલો થયો હતો તે જોઇ પૃથ્વી તથા શેશ નારાયણ વિચાર કરવા લાગ્યા કે જ્યાં સુધી આ ધનુષ્યો છે ત્યાં સુધીમા કોઇ વાપરનાર પેદા થયા તો તોફાન મચાવશે માટે ધનુષ્યોનો નાશ કરવાની જરૂર છે આવો વિચાર કરી પૃથ્વી બ્રાહ્મણી બન્યા અને શેશનાગ તેના પુત્ર બન્યા, પરશુરામના આશ્રમમાં આવ્યા તે વખતે બાળક રૂપે ઘણા ધનુષ્યો ભાંગી નાંખ્યા હતા તે શેશનાગ અહીં લક્ષ્મણ છે ૭ ત્યારે આ ધનુષ્ય ઉપર આટલીબધી મમતા શામાટે રાખો છો. તે સાંભળી રીસ કરી પરશુરામ બોલ્યા કે ( આ સદાશીવના ધનુષ્યને હે બાળક ? સાધારણ ધનુષ્ય જેવું તું ગણે છે ! તું સંભાળીને બોલતો નથી માટે કોણ વંશનો છો ).



લછણુ કહાં હસી હમરે આના, સુનહુ દેવ સબ ધનુષ સમાના
કા ક્ષતિ લાભ જીરણુ ધનુતોરે, દેખા રામ નયેકે ભોરે
છુવત ટુટ રઘુપતિહિ ન દોશુ, મુની બીનુ કાજ કરિય કત રોષુ
૧૦બોલે ચિતય પરશુકી ઓરા, રે શઠ સુનેસિ સ્વભાવ ન મોરા
બાલક જાની બધૌ નહિ તોહિ, કેવળ મુની જડ જાનેસી મોહિ
બાલ બ્રમચારી અતિ કોહિ, વિશ્વવિદિત ક્ષત્રિય કુલ દ્રોહિ
ભુજબળ ભુમી ભુપ બીનુ કિન્હેં, વિપુલવાર મહિ દેવન દીન્હે
સહસ બાહુ ભુજ છેદન હારા, પરશુવિલોકી મહિપ કુમારા

* * * * *

૧૧વિહંસી લછણુ બોલે મૃદુ બાની, અહો મુનીશ મહાભટ ૧૨માની
પુની પુની મોહિ દીખાવ કુઠારા, ચહત ઉડાવન૧૩ ફુંકી પહારા
ઇહાં ૧૪કુમ્હડ વતિયા કોઉ નાહિ, જો તર્જનિ દેખત મરી જાંહિ
૧૫દેખી કુઠાર સરાસન બાના, મૈં કછુ કહા સહિત અભિમાના
૧૬ભગુકુળ સમુઝી જનેઉ બીલોકી, જો કછુ કહો સહોં રીસ રોકી
૧૭સુર મહિસુર હરિજન, અરૂગાઇ, હમરે કુળ ઇનપર ન સુરાઇ
૧૮વધે પાપ અપકિરતી હારે, મારતહુ પૈંપરીએ તુમ્હારે
૧૯કોટિ કુલીશ સમ બચન તુમહારા, વૃથા ધરહુ ધનુબાણુ કુઠારા

* * * * *

૨૦કહે લક્ષમણુ મુની શીલ તુમહારા, કોનહિ જાન વિદિત સંસારા
માત પિતાહિ ઉરૂણુ ભયેનીકે, ગુરૂ રૂણુ રહા શોચ બડજી કે
૨૨સો જનુ હમરે માથે કાઢા, દિન ચલી ગયે વ્યાજ બહુ બાઢા
૨૩અબ આનીય વ્યવહારિયા બોલી, તુરત દેવ મે થેલી ખોલી

* * * *

૮ હાની ૯ રામ તો તેને નવું જાણીને ચકાશી જોતા હતા ત્યાં તો તેને છુવત (અડકતાંજ) તુટી ગયું. તેમાં રામનો દોષ નથી. ૧૦ આ સાંભળી કુહાડા સામુ જોઇને એટલે કુહાડો બતાવીને પરશુરામ બોલ્યા કે “ હે લક્ષ્મણુ તને મારા સ્વભાવની પણ ખબર નથી ? બાળક જાણીને તારો હું વધ કરતો નથી. (તું વારંવાર મને મહારાજ કહે છે તે) તું મને કેવળ બ્રાહ્મણજ જાણે છે. ( હું કોણુ છું તે સાંભળ), હું બાળબ્રહ્મચારી છું. અને ક્ષત્રિય કુળનો કટો દુસ્મન છું તે વાતને આખી જગત જાણે છે. આ બાહુબળથી પૃથ્વીને રાજા વિનાની કરી નાંખી અને કેટલીકવાર પૃથ્વી દેવન (બ્રાહ્મણોને) આપી છે. હું સહસ્ર બાહુને મારનાર છું હે ૮૫ બાળક! આ મારો કુહાડો તો જો ૧૧ હસીને ૧૨ અભિમાની ૧૩

ફુંકથી પહાડ ઉડાવવા ધારો છો. ૧૪ સજામણીના છોડ જેને ટચલી આંગળી અટકવાથી મરડાઇ જાય છે તેવા અમે નથી. ૧૫ તમારા હાથમાં કુહાડો અને બાણુ વીગેરે જાઇને આપનેઅભીમાનથી એ વચન કહ્યા છે, બાકી તો ૧૬ બ્રાહ્મણુ સમજી એટલે આપના ડાબા ખભા ઉપર જનોઇ છે, તે જોઇ આપ કહો છો તે રીસ રોકીને સહું છું ૧૭ દેવતા. મહિસુર ( બ્રાહ્મણુ ) હરીના જન અને ગાય એઓના ઉપર સુરાઇ બળજોર કરવાની અમારા કુળની રીત નથી ૧૮ આપને મારવાથી અપકીર્તિ પણ થાય માટે આપનાથી હાર્યાં છઇએ અને આપ મારો તો પણ તમારા પગમાં પડીએ ૧૯ આપના વચનો કરોડ કુલીશ (વજર) સમાન છે. માટે ધનુષ્ય બાણુ કુહાડો વીગેરેનો વૃથા (નકામો) ભાર ઉપાડો છો.

( આ સાંભળી પરશુરામે બીજાઇને વિશ્વામીત્રને કહ્યું કે નમારૂં મોં આવે છે નહીં તો આ બાળકને મારી નાંખું એટલે લક્ષ્મણુ બોલ્યા ) ૨૦ હે મુનિ ! તમારા શીલ આ સંસારમાં પ્રખ્યાત છે તે કોણુ જાણતું નથી ! ૨૧ તમે માતાપિતાના દેવાથી મુક્ત થયા છો પણ ગુરૂનું દેવું બાકી છે. [ પરસુરામ પોતાના ગુરૂ સદાસીવ પાસે ભણી ઉતર્યાં ત્યારે ગુરૂને ગુરૂ દક્ષણા લેવા કહ્યું. સદાસીવે ના પાડી પણ પરસુરામે હઠ કરી ત્યારે ગુરૂ બોલ્યા કે "*ત્યારે એમ હોય તો મારી માલાનો મેર કરવા માટે શેશ નારાયણુનો મણી લાવજો:" આ માંગણી હજી પરશુરામ આપી શક્યા નથી તેની વાત કરે છે ) ૨૨ તેના ઘણા દિવસ ચાલ્યા ગયા છે માટે ઘણું વ્યાજ થયું હશે તે અમારે આપવાનું હોય તેમ જણાય છે. ૨૩ એમ હોય તો તમારા વ્યવહારીયા ( લેણુદારો ) ને બોલાવો, થેલી ખોલીને તુરત આપી દઉં.( પરસુરામ ખીજાયા પણ રામ વચમાં પડ્યા ).



રામ બચન સુનિ કછુક [24]જુડાને, કહિ કછુ લછણુ બહુરિ મુસકાને
[25]હુઁસત દેખી નખ શીખ રિસ વ્યાપી, રામ તોર ભ્રાતા બડ પાપી
[26]ગૌર શરિર શ્યામ મનમાંહિ, કાલકુટ મુખ પયમુખ નાહિ
[27]સહજ ટેઢ અનુહરે ન તોહિ, નીચ મીચ સમ લખે ન મોહી,
દો:–લછણુ કહેઉ હસિ સુનહુ મુની, ક્રોધ પાપકર મૂળ
જેહિ વશ જન [28]અનુચિત કરહિં, [29]ચરહિં વિશ્વ પ્રતિકુલ
ચો:–મૈં તુહ્માર અનુચર મુનીરાયા, પરહરી કોપ કરીય અબ દાયા
[30]ટુટ ચાપ નહિ જુરહિ રિસાને, બૈઠીય હોઇહિપાઁઉ પિરાને
જો અતિ પ્રીય તૌ કરીય ઉપાય, [31]જોરિય કોઉ બડ ગુણી બુલાઈ
[32]બોલત લછણુહી જનક ડરાઇ, મષ્ઠ કરહુ અનુચીત ભલનાહિ
થરથર કાંપહિ પુર નરનારી, છોટકુમાર [33]ખોટ અતિ ભારી
ભ્રગુપતિ મુનિ સુનિ નીર્ભય બાની, [34]રીસ તનુ જરૈં હોય બલ હાની

*　　*　　*　　*　　*

[35]દેખ જનક હઠ બાલક એહુ, કીન્હ ચહત જડ જમપુર ગેહુ
[36]વેગી કરહુ કીન આંખીન ઓટા, દેખત છોટ ખોટ નૃપ ઢોટા,
વિહુઁસે લષણુ કહા મુની પાંહિં, [37]મુંદીય આંખ કતહુઁ કોઉનાહિ

*　　*　　*　　*　　*

[38]વિપ્ર વંશકી અસ પ્રભુતાઇ, અભય હોય જો તુમહિ ડરાઇ,
[39]સુનિ મૃદુ ગુઢ વચન રઘુપતિકે, ઉઘરે પટલ પરશુધર મતિકે.
[40]રામ રમાપતિ કર ધનુ લેહુ, ખેંચહુ મોર મિટે સંદેહુ.
દેત ચાપ આપહિ ચઢી ગયેઉ, પરશુરામ મન વિસ્મય ભયેઉ,

---

૨૪ શાંત થયા પણ લક્ષ્મણકાંઇક બોલીને હસ્યા. ૨૫ લક્ષ્મણને હસતા જોઇને પરસુરામના નખથી શાખા (ચોટલી) સુધી રીસ લાગી, અને બોલ્યા કે હે રામ! તારો ભાઈ બહુ પાપી છે, ૨૬ (લક્ષ્મણનું) શરીર ગોર છે પણ હ્રદય કાળું મેશ જેવું છે. તેના મુખમાં ઝેરજ છે પણ [દુધ] નથી; ૨૭ સ્વભાવથીજ તે (લક્ષ્મણ) વાંકો છે. અને તારૂં કહ્યું માનતો નહીં હોય પણ હું તો જે મૃત્યુ સમાન છું તેને પણ તે નીચ ઓળખતો નથી. ૨૮ ગેરવ્યાજબી. ૨૯ જગતથી ઉલટો ચાલે છે. ૩૦ તુટેલું ચાપ રીસાવાથી સંધાશે નહી–( આખું નહીં અને ) બેસી જાઓ આપના પગ દુઃખશે. ૩૧ કોઈ ગુણી ( ડાહ્યા ) ને બોલાવીને ચાપને આખું કરાવો ૩૨ આ વાતો સાંભળી જનક ગભરાયા અને લક્ષ્મણને કહ્યું ચુપ રહો, વધારે બોલવાથી સારૂં ફળ નહી મળે. ૩૩ અપલક્ષણ. ૩૪ રીસથી પરશુરામનું શરીર બળવા લાગ્યું અને બળની હાની થઇ ( પરશુંરામ જનકને કહે છે કે ) ૩૫ હે જનક ! આ બાળકનો હઠ તો જો, તેને યમપુર જવાની ઇચ્છા છે. ૩૬ તેને એકદમ મારી આંખેથી ઓટા [ દુર ] કરો તે કુમાર દેખાય છે. નાનો પણ બહુજ અપલક્ષણ વાળો છે [ આ સાંભળીને લક્ષ્મણ હસીને બોલ્યા કે ] ૩૭ હે મુની ! ( જો હું તમને નજરે ન ગમતો હોઉં તો. રાજા જનક અને અહીંથી દુર ખસેડે તે કરતાં ) આપજ આપની આંખ બંધ કરી દો તો કાંઇ દેખાસે નહીં. [ આ સાંભળી પરશુરામની રીસ વધી. રામ વચમાં પડયા—મૃદુ વાણીથી મનાવીને કહ્યું કે બ્રાહ્મણ સિવાય રઘુકુળને કોઇ ડરાવનાર નથી, તથા ) ૩૮ હે વિપ્રવર ! આપનાથી જે ડરે તે અભય થઈ જાય એવી બ્રાહ્મણોના વંસની પ્રભુતા [મોટાઇ] છે [આપને રીજવે તે સૌને રીજવે ). ૩૯ હે સતિ ! આ કોમળ અને ગુઢાર્થ વાળી રામની વાણી સાંભળીને, પરશુરામને જાગૃતિ આવી. ૪૦ હે ! લક્ષ્મીના પતિ ! આ ધનુષ્ય લ્યો અને ખેંચીને ચડાવો એટલે મારો સંદેહ મટે (પરશુરામ એ પ્રભુનો અંશાવતાર છે. એવી ધનુષ્ય ચડાવવાથી ખાત્રી થઇ કે આ રામચંદ્રજી, સાધારણ માણુસ નથી પણ પ્રભુનો અવતાર છે. એ સંદેહ મટયો).

A

## પુત્રવંતી કોણ

[1]પુત્રવતી યુવતી જગ સોઇ, રઘુવર ભકત જાસુ સૂત હોઈ
[2]નતરૂ વાંઝ ભલી બાદી વિઆની, રામ વિમુખ સૂતતે હિતહાની

## પરમ ધર્મ.

( લક્ષ્મણ કેવટ સંવાદ )

બોલે લછણુ [1]મધુર મૃદુ બાની, જ્ઞાન વિરાગ ભક્તિ રસ સાની
[2]કાહુ ન કોઉ સુખદુખકર દાતા, નીજ કૃત કર્મ ભોગ સબ ભ્રાતા
યોગ વિયોગ ભોગ [4]ભલ [5]મંદા, હીત અનહીત [6]મધ્યમ [7]ભ્રમ ફંદા
જન્મ મરણ જહા લગી [8]જગ જાલુ, સંપત્તિ વિપત્તિ કર્મ અરૂ કાલુ
[9]ધરણી ધામ ધન પુર પરિવારૂં, સ્વર્ગ નર્ક જહાં લગી વ્યવહારૂ
[10]દેખીય સુનિય ગુણીય મનમાંહી, મોહમૂલ પરમારથ નાહી

દો:—[11]સ્વપ્ને હોઇ ભિખારી નૃપ, રંક નાક પતી હોઈ;
જાગે લાભ ન હાની કછું. તિમિ પ્રપંચ જિયજોઇ
ચો:—અસ વિચારી નહિ કિજીયરોષુ, [12]વાદી કહા નહિ દેઇય દોષુ
[13]મોહ નીશાસબ સોવની હારા, દેખહિ સ્વપ્ન અનેક પ્રકારા
[14]યહિ જગ યામિની જાગહિ યોગી, પરમારથી પ્રપંચ વિયોગી
[15]જાનીય તબહિ જીવ જગ જાગા, જગ સબ વિષય વિલાસ વિરાગા
[16]હોઈ વિવેક મોહ ભ્રમ ભાગા, તબ રઘુવીર ચરણ અનુરાગા
[17]સખા પરથ પરમારથ એહુ, મન ક્રમ વચન રામપદ નેહુ

---

૧ જેના પુત્ર રામનો ભક્ત થાય તે સ્ત્રીજ પુત્ર વતી ગણાય છે. ૨ નહીતો વાંઝણીજ સારી છે, કારણ કે રામથી વિમુખ પુત્રથી હાની છે.

( રામ વનવાસ નીકળ્યા પછી ગંગાને કાંઠે શ્રૃંગવેર નામના પુરની બાજુએ આવ્યા ત્યાંના ગુહ ( નિષાદ ) રાજાએ બરદાસ કરી. રાત્રે રામ તથા સીતા પૃથ્વી ઉપર સુતા છે. લક્ષ્મણ તથા નિષાદ હાથમાં ધનુષ બાણુ લઈ ચોકી કરવા બેઠા છે ત્યાં નિષાદે કહ્યું કે " હે લક્ષ્મણ ! કૈકેયે આ કામ ઘણુંજ ખોટું કર્યું છે વગેરે." ત્યારે લક્ષ્મણ બોલ્યા કે) ૧ મીઠી તથા નમ્ર. રસથી ભરેલી. ૨ કોઇ કોઇને સુખદુઃખ આપનાર નથી, પોતાના કરેલાં કર્મ ભોગવે છે. ૪ સારૂં ૫ નરસું ૬ મધ્યમ સ્થીતિ. ૭ ભ્રાંતિના ફંદ રૂપ છે ૮ જગતનો પ્રપંચ. ૯ પૃથ્વી, ૧૦ નજરે જોઇએ, સાંભળીએ તથા મનમાં જે જે વિચાર ચાલે તે તમામ મોહનું મુળ છે : ( તેમાંથી મોહ પેદા થાય છે ) બાકી તેમાં કોઇપણ પ્રકારનો

પરમારથ નથી. ૧૧ સ્વપ્નામાં રાજા ભીખારી થાય અને ભીખારી નાકપતિ ( ઇંદ્ર ) થાય છે. પણ જાગ્યા પછી તેમાંથી લાભ અગર હાની મળતી નથી. તેવોજ આ સંસારનો પ્રપંચ સમજી લેવો. ૧૨ મીથ્યા. ૧૩ મોહ રૂપી રાત્રીમાં સો જીવો સુઇ રહેનારા છે. અને તે મોહ રૂપી નીદ્રામાં અનેક પ્રકારના ચીતારો નજર આગળ ખડા થાય છે (૧૪) આ સંસાર રૂપી રાત્રીમાં યોગી લોકો જાગે છે—જાગે છે એટલે કરવાનું કરી લે છે; કારણ કે તેઓ પરમ અર્થ રૂપ સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરે છે. તથા પ્રપંચથી દુર રહે છે. ભગવદ ગીતા. અ. ૨ શ્લોક ૬૯.

યા નિશા સર્વ ભૂતાનામ્, તસ્યાં જાગર્તિ સંયમી;
યસ્યાં જાગૃતિ ભૂતાનિ, સા નિશા પશ્યતો મુનેઃ ।।

શ્રી કૃષ્ણ કહે છે કે હે અર્જુન—જે આ સંસારની રાત્રી છે તેમાં સયંમ પાળનારા યોગીઓ જાગે છે; અને જેમાં આ જગત્ જાગે છે તે તત્વને શોધનારા મુનીઓની રાત્રી છે. ભાવાર્થ—જેટલો અજવાળામાં અને અંધારામાં ભેદ છે તેટલો સંસારમાં રચ્યા પચ્યા જીવોમાં અને મુમુક્ષુઓ અગર જ્ઞાનીઓમાં ભેદ છે. એટલે એકની દિશા ઉત્તર ત્યારે બીજાની દિશા દક્ષિણ. સંસારીઓ પાંચ વિષયમાં આનંદ માની બેઠા છે ત્યારે મુમુક્ષુઓ અગર જ્ઞાનીઓ પાંચ વિષયનો ત્યાગ કરવાની ભલામણ કરે છે. હવે સંયમી, ત્યાગી મુમુક્ષુઓ અગર જ્ઞાનીનો ખુલાસો કરે છે. [ ૧૫ ] જ્યારે વિષય અને વિલાસમાંથી મન પાછું વળે છે. ત્યારે તે જીવ જાગ્યા ગણાય છે—એટલે તે સન્યાસી અગર મહાત્મા ગણાય છે. અહીં આપણે " ત્યાગ " શબ્દનો ખુલાસો કરવાની જરૂર છે. અત્યારે આંખો મીચીને વાત કરનારા કેટલાક એમજ બોલે છે કે બાવાનું અગર ત્યાગીઓનું એટલે ભગવાં અગર પીળાં વસ્ત્ર પહેરીને ઘરમાંથી બહાર નીકળ્યા છે તેમનુંજ કલ્યાણ થાય, અને તેનાજ ઉપદેશ ખરો. ભગવાવાળા મોટી દાઢી વાળા અગર જટાવાળા હોય તેજ સિદ્ધો, વળી તેમાં એ હરદ્વાર અગર હરદ્વારની પેલી મેરનું જો તેઓ નામ લે તો તેઓ સર્વજ્ઞ–ગણાય છે. પછી તે ગમેતે જાતનો હોય, અમે તેવા આચરણ પાળતો હોય–ડાકડમાક રાખે તો મોટા મહાત્મા ગણાય છે. આવું પોગળ બહું ચાલે છે. આ વિષયમાં થોડો પ્રકાશ પાડવા પહેલા મારે આપને કહેવું જોઇએ કે હું ગૃહસ્થાશ્રમી છું માટે આમ કહું છું એમ નથી. આપની પાસે જે વિચારો જણાવુંછું તે ઉપર જરા વિચાર કરી જોજો. ખાત્રી થાય તો ગ્રહણ કરજો,

૧ પ્રથમ દેવલોકોનો ઇતિહાસ તપાસીએ તો વિષ્ણુને લક્ષ્મી, સદાશીવને પાર્વતી, બ્રહ્માને બ્રહ્માણી , ઇંદ્રને ઇંદ્રાણી એટલે તમામ ગૃહસ્થી હતા. ૨ રૂષિઓનો જમાનો તપાસીએ તો–યાજ્ઞવલ્કય ને બેસ્ત્રી, વસિષ્ટ, વેદવ્યાસન પારાશર, ભ્રગુ, અગસ્ત આદિ સમર્થ વિદ્વાનો પણ ગૃહસ્થી હતા. ૩ જે રાજાઓના નામ અમર રહી ગયા છે તેમના વૃતાંત તપાસીએ તો હરીશ્ચંદ, અમરીશ પ્રહલાદ, ધ્રુવ, દશરથ, જનક પૃથુ અને પાંડવો આદિ સમર્થ રાજાઓ ગૃહસ્થી હતા. ૪ આચાર્યોનો ઇતિહાસ તપાસીએ તો શ્રીમત્ શંકરાચાર્ય સિવાય આચાર્ય મહાપ્રભુજી વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય વડોદરાવાળા નરસીંહાચાર્ય વીગેરે ઘણા ગૃહસ્થી હતા. ૫. પ્રભુના ઘણા લાડીલા ભક્તોના જીવન તરફ નજર કરીએ તો ચોખામેળ, રોહીદાસ, નરસીંમેહતા, મીરાં, તુકારામ, કરમા, સેનો, કબીર, નામદેવ આદિ

સમર્થ ભક્તો ગૃહસ્થી હતા. ૬ પુસ્તકો સામુ જોઇએ તો પણ શ્રીમદ્ ભાગવદ્ મહાભારત આદિ ઘણા ગ્રન્થોના કર્તા વેદ વ્યાસ ગૃહસ્થી હતા. યોગ વસીષ્ટના કહેનાર વસિષ્ટ અને સાંભળનાર શ્રીરામ પણ ગૃહસ્થી હતા. શ્રીમદ્ ભગવદ્ ગીતાના કહેનાર શ્રી કૃષ્ણ તથા સાંભળનાર અર્જુન પણ ગૃહસ્થી હતા. શુકદેવજીના ગુરૂ જનક અને જનકના ગુરૂ યાજ્ઞવલ્કય પણ ગૃહસ્થી હતા.

અત્યારે કોઇ બાવા સાધુ સંન્યાસી અગર બ્રહ્મચારી, ત્યાગના બણગા ફુંકતા હોય તો તેમને પુછી જોજો કે ઉપર બતાવેલા ગૃહસ્થોએ જે કામ કર્યાં છે તેમાંથી એક રજ ભાર તમે કરી શક્યા છો. ? અગર કરવાની હીંમત છે.? ત્યાગ વિના કોઇનાં નામ અમર રહેતા નથી તે વાત તો જગપ્રસિદ્ધ છે. ત્યારે ઉપર જણાવેલા ગૃહસ્થીએ કેવા પ્રકારનો ત્યાગ પાળ્યો હશે તે સમજેતો ત્યાગનું ખરૂં રૂપ સમજાય.

ત્યાગ બે પ્રકારનો છે એક અંતરનો ત્યાગ અને બીજો બહારનો ત્યાગ ઉપર જણાવેલાં તમામ ગૃહસ્થીએ જે ડંકા માર્યાં છે તે ભલે ગૃહસ્થી હતા પણ અંતરનો ત્યાગ હતો. તેઓને ઘર બાર, સ્ત્રી, પુત્રાદિક તથા ધન પણ હતાં, છતાં અંતરથી તેઓ વિરકત હતા. શ્રીમન વલ્લભાચાર્યજી આચાર્યપદ ધારણ કર્યા પછી પરણ્યા હતા. અને તે પછી તેમને બાળગોપાલ થયા હતા તેમણે પોતાના ઉપદેશ ગ્રન્થોમાં કર્મ સંન્યાસના કરતાં વૃતિ સંન્યાસને ઉત્તમ ગણ્યો છે. ઘરબારના ત્યાગ કરી બાવા સાધુ અગર સંન્યાસી અગર બ્રહ્મચારી બનેલા જીવોએ પ્રથમ તો મધુગરી માગીને ખાવી જોઇએ. લાલા બાબુ જેવો ચાર કરોડનો આશામી સાધુ બન્યો ત્યારે મધુગરી માગીને ખાતો હતો ચાતુર માસ સિવાય કોઇ ઠેકાણે એક બે દીવસથી વધારે રહી શકાય નહિં સ્ત્રી તથા ધનનો સંગ કરનાર ગમે તેવો સંન્યાસી ત્યાગી બાવો સાધુ અગર બ્રહ્મચારી હોય તો તેના નામ ઉપર લાલ શાહીની ચોકડી મારવી. તેનો ત્યાગ, તેની વિદ્વતા અગર તેના ડાહ્યથી જરાએ ગભરાવું નહિ અત્યારે તો કહેવાય ત્યારે ત્યાગી અને પૈસા ટકા ભેળા કરે છે અગર કરીને પોતાંતા પૂર્વાશ્રમના સગાને ખબરાવે છે અગર તેને સાથે રાખે છે તેવા ત્યાગીને ધર્મના દૂષણ રૂપ ગણવા. હવે આપ આ (૧૫) ના અર્થ બરાબર સમજ્યા હશો. આ લેખ બરાબર સમજજો. આ સંતોની નીંદા નથી માત્ર પાખંડની નીંદા કરી છે. જેને પ્રભુ સિવાય કોઇના ઉપર નહીં દાવા (રાગ અગર હક) તેનું નામ ખરા બાવા. મહાત્મા સરદુદાસજી, તથા જાનકીદાસ જેવા ત્યાગી મળે તો સેવજો એ નમુના સાથે મેળવતાં ન મળે તે ત્યાગીને ભાંગેલા વહાણ જેવા ગણીને તજી દેજોજી, તેમની પાસે કાંઇ સિદ્ધી હોય તો તેથી પણ લલચાઇ જશો નહીં. કારણ કે સિદ્ધિ મોક્ષને આપનાર નથી. સાધુ થઇને પોષણ માટે જગતને ભાર રૂપ થવું, 'ત્યાગીથી સંસારીને કેમ નમાય' એવા અભીમાનમાં પેસવું, તે કરતાં ગૃહસ્થાશ્રમમાં રહો, કમાઇને, ખાઓપીઓ, બે પૈસા હોય તો હાથ જોડીને વાપરો; પ્રભુ તમારી સહાય કરસે. આ વિષયમાં આ પુસ્તકના ૮૧ તથા ૮૨ પાનાં વાંચવા જેવા છે. ( ૧૬ ) જ્યારે ખરા ખોટાના વિવેકથી મોહ તથા ભ્રાંતિ મટી જાય ત્યારે રામચંદ્રજીના ચરણમાં પ્રેમ થાય છે. ( ૧૭ ) હે સખા ! મનથી, કર્મથી, તથા વાણીથી રામચંદ્રજીના ચરણારવીંદમા પ્રેમ થાય એજ ખરેખરો પુરૂષારથ છે.

 A

## કેવટ આખ્યાન.

ચોઃ–[1]જાસુ વિયોગ વિકલ પશુ એસે, પ્રજા માતુપીતુ જીવહિ કૈસે
[2]વર વસ રામ સુમંત્ર [3]પઠાયે, [4]સુરસરી તીર [5]આપુ ચલી આયે
[6]માંગી નાવ ન કેવટ આના, કહેઉ તુમાર મરમ મેં જાના
[7]ચરણુ કમલરજ કહ સબ કોઉ, માનુષ કરણી મુરી કછુ આહઈ
[8]છુઅત શીલા ભઇ નારી સુહાઇ, [9]પાહન તે ન કાઠ કઠીનાઇ
[10]તરણીહુ મુની ઘરની હુઇ જાઈ, વાટ પરે મોરી નાવ ઉડાઈ
[11]યહ પ્રતિ પાંલો સબ પરિવારો, નહિ જાનો કછુ ઔર કબારૂ
જો પ્રભુ અવશી [12]પારંગા ચહહુ, [13]મોહિપદ પદ્મ પખારન કહહુ

છંઃ–પદ પદ્મ ધોઈ ચઢાઈ નાવ [14]ન નાથ ઉતરાઇ ચહો
[15]મોહિ રામ રાઉરી આની દશરથ શપથ સબ સાચી કહો
[16]વરૂ તીર મારહિ લછણુપેં જહાં લગી ન પાંવ પખારીહું
તબ લગી ન તુલસીદાસ નાથ કૃપાલુ પાર ઉતારી હું

દોઃ–[17]સુની કેલટકે વૈન, પ્રેમ લપેટે અટપટે
[18]વિહઁસે કરણા અયન, ચિતૈ જાનકી લછણુ સન

ચોઃ–[19]કૃપા સિંધુ બોલે મુસકાઈ, સોઈ કરહુ જેહિ નાવ ન જાહિ
વેગી આની જલ પાવ પખારૂં, હોત વિલંબ ઉતારહુ પારા
[20]જાસુ નામ સુમીરત એક વારા, ઉતરહિ નર ભવસિંધુ અપારા
સો કૃપાલુ કેવટહિં નીહોરા, જેહી જગ કિયે તિહુ પગતે થોરા
[21]પદનખ નીરખી દેવ સરી હરખી, સુની પ્રભુ વચન મોહમતિ કરસી
[22]કેવટ રામ રજાયસુ પાવા, પાની કઠઉતા ભરિ લઇ આવા
અનિ આનંદ ઉમંગી અનુરાગા, ચરણુ સરોજ પખારન લાગા
[23]વર્ષિ સુમન સુર સકલ સિરાહી, યહિસમ પુણ્યપુંજ કોઉ નાહિ.



---

શ્રી રામચંદ્રને ગંગા સુધી પહોંચાડવા રાજા દશરથે સુમંતને રથ લઇ મોકલ્યો હતો. સુમંતે સમજાવતાં રામ સિતા અગર લક્ષ્મણુ કોઇ પાછા ન વળ્યાં ત્યારે તેણે રથ પાછો વાળ્યો–તે રથના અશ્વ પણુ વિકળ–ખીન્ન થઇ ગયા. [ ૧ ] જેના ત્યાગથી (૨) જેમતેમ કરીને ( ૩ ) પાછા વાળ્યો. [ ૪ ] ગંગા ( ૫ ) રામ લક્ષ્મણુ તથા સીતા [ ૬ ] કેવટ પાસે નાવડું માંગ્યું પણુ તે લાવ્યો નહીં અને બોલ્યો કે તમારો ભેદ હું જાણું છું. ( ૭ ) આપના ચરણુ કમળરજ સબંધી એવું કહેવાય છે કે તે મનુષ્ય બનાવવાની જડી બુટી છે. ( ૮ ) આપના ચરણુરજ છુંવત [ અડકતાં ] શીલા ( પથર ) ની સ્ત્રી [ અહલ્યા)

બની ગઇ. [ ૯ ] તો પથ્થરથી કાઠ ( લાકડાની હોડી ) કેમ કઠણ હોઈ શકે. ! ( ૧૦ ) તરણીજ એટલે નાવડું. મુનીની સ્ત્રી ( અહલ્યા ) બની જાય તો મારૂં નાવડું જાય અને અને વાત ઉડે. ( ૧૧ ) તે નાવડાના પ્રતાપથી તો સૌ પરીવારને પાળું છું. બીજો કાંઇ ક્યારૂ [ ધંધો ] જાણતો નથી. [ ૧૨ ] સામે કઠિ [ ૧૩ ] તો મને આપના પગ ધોવાનું કહો. ( ૧૪ ) ઉતરામણ, ભાડું મારે જોઇતું નથી. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે હું આ ગંગાનો કેવટીયો છઉં અને હે નાથ ! આપ ભવસાગરના કેવટીયા છો. ધાંઇજો ધાંઇજાની હજામત કરે, સુતાર સુતારનું કામ કરે સોની સોનીનું કામ કરે તેમ હું આપને ગંગા ઉતારૂં તેનું ભાડું ન લઉં અને આપ મને ભવસાગર ઉતારો તેનું ભાડું પણ ન લેશોજી. ( ૧૫ ) મને આપ રામજીની આણ અને દશરથના શપથ ( સોગંન ) થી સાચું કહું છું કે. ( ૧૬ ) હે દયાળુ સ્વામી ! ભલે લક્ષ્મણજી મને તીર મારે પણ જ્યાં સુધી આપના ચરણ ન ધોઉં ત્યાં સુધી આપને સામે તીર નહીં લઇ જાઉં ( ૧૭ ) પ્રેમથી રસબસ કાલા બોબડા કેવટના વચનો સાંભળી. ( ૧૮ ) કૃપાના ભંડાર એવા રામચંદ્રજી સીતાજી તથા લક્ષ્મણ સામું જોઇને હસ્યા. સીતાજી સામું જોઇ હસવાનું કારણ એ કે તમારા પીતા જનકે તમારૂ કન્યાદાન દીધું ત્યારે મારા જમણા પગનો માત્ર અંગુઠોજ ધોયો હતો અને આ કેવટ તો મારા બેઉ પગ ધોવા માંગે છે. લક્ષ્મણ સામું જોવાનું કારણ એટલુંજ કે તમે કાંઇ આ કેવટને ગુરૂ મંત્ર આપ્યો જણાય છે. મારા પગ ધોવાનું શીખવ્યું જણાય છે. ( ૧૯ ) મોં મલકાવીને બોલ્યા કે તારૂં નાવ ન જાય તે પ્રમાણે કર. ( ૨૦ ) જગદ્‌ગુરૂ શંકર કહે કે હે સતિ ! જેનું નામ એકવાર લેતાં જીવ ભવસાગર તરી જાય છે, જેણે વામન અવતારમાં પૃથ્વી ઉપર પગલાં મુકતાં ત્રણ પગલાથી પૃથ્વી થોડી થઇ હતી તે દયાળુ રામચંદ્ર આજ આ નાનકડી ગંગા ઉતરવા માટે કેવટને નોહોરે છે–વિનવે છે. તાત્પર્ય કે તે મનુષ્ય લીલા કરે છે. તેમાં તમે ભુલાં પડશો નહીં. ( ૨૧ ) પ્રભુના ચરણના નખ જોઇને દેવસરી ( ગંગા ) રાજી થઇ, પણ પ્રભુ કેવટને વીનવતા હતા, તે જોઇ ગંગા પણ મોહમાં પડી=પ્રભુ હશે કે નહીં તેવી શંકા થઇ ? (૨૨) કેવટને રામની રજા મળતાં પાણીની કથરોટ ભરી લાવ્યો. ( ૨૩ ) દેવ લોકો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા, અને તેમની પ્રશંશા કરીને કહેવા લાગ્યા કે કેવટના જેવા કોઇના ભાગ્ય નથી. કારણ કે યોગીઓના ધ્યાનમાં ન આવે તેવા રામના ચરણારવીંદ કેવટને ધોવા મળ્યા.



દો:—[૨૪]પદ પખારી જલ પાન :કરી, આપ સહિત પરીવાર
[૨૫]પિતર પાર કરી પ્રભુહિ પુની, મુદીત ગએઉ લે પાર

---

## વાલ્મીક મેળાપ

દો:—શુચી સુંદર આશ્રમ નીરની, [૧]હરષે રાજીવ નૈન
[૨]મુની રઘુવર આગમન સુની, આગે આયે લેન
ચો—[૩]મુનીકહં રામ દંડવત કીન્હા, આશીર્વાદ વિપ્રવર દીન્હા
દેખી રામ છબી [૪]નયન જુડાને, કરી સન્માન આશ્રમહિ આને
[૫]મુનીવર અતિથી પ્રાણપ્રીય પાયે, તબમુની આસન દીયે સુહાયે
કંદમૂલ ફલ મધુર મંગાયે, સિય સૌમિત્ર રામફલ ખાયે
વાલ્મીકિ મન આનંદ ભારી, મંગલ મુરતિ નયન નિહારી
[૬]તબ કર કમલ જોરી રઘુરાઇ, બોલે વચન શ્રવણ સુખદાઇ
[૭]તુમ ત્રીકાલ દર્શી મુનિ નાથા, વિશ્વ બદર જિમિ તુમારે હાથા
[૮]અસ કહી પ્રભુ સબ કથા બખાની, જેહિ જેહિ ભાંતિ દીન વનરાની

* * * * *

[૯]જગ પેખન તુમ દેખન હારે, વિધિહરિ શંભુ નચાવન હારે
[૧૦]તેઉ ન જાનહિ મર્મ તુહ્યારા, ઔર તુહ્યહિ કો જાનન હારા
[૧૧]સો જાને જેહિ દેહુ જનાઇ, જાનત તુમ્હે તુમહિ હોઇ જાઇ

* * * * *

સુનહુ રામ અબ કહૌ [૧૨]નિકેતા, [૧૩]બસહુ જહાં સીય લછણુ સમેતા
[૧૪]જીનકે શ્રવણ સમુદ્ર સમાના, કથા તુહ્યારિ સુભગ સરિનાના
ભરહિં નિરંતર હોંહિં ન પૂરે, તીનકે હૃદય સદન તવ રૂરે

* * * * *

---

૨૪ પ્રભુના ચરણ ધોઇ પરીવાર સહીત આચમન લેઇને ૨૫ પિતૃનો ઉદ્ધાર કરીને.
૧ કમળ સરખા નેત્રોવાળા રામચંદ્રજી રાજી થયા. ૨ વાલ્મીક મુની રામચંદ્રને આવતા સાભળી સામે લેવા આવ્યા. ૩ રામે મુનિને દંડવત પ્રણામ કર્યા અને વિપ્રવર ( મુની ) એ રામને આર્શીવાદ આપ્યા. ૪ મુનિના નેત્રો ઠંડા થયા. ( ૫ ) પ્રાણના આધાર એવા અતિથિને આવ્યા જોઇને તેમને સુંદર આસન આપ્યાં તથા મધુર—મીઠાં

કંદમુળ ફળ મંગાવીને આપ્યા જે, રામ સીતા તથા લક્ષ્મણ જમ્યાં. ( ૬ ) પછી કમળ સરખા હાથ જોડીને જેમાં કાનનું સુખ સમાએલું છે એવા વચનો બોલ્યા. જેમાં સુખ સમાએલું છે એટલે જેમાંથી ઘણોજ ઉપદેશ મળે એવું એવું છે—અગર પૂરણ દીનતા યુકત રામ બોલ્યા. ( ૭ ) હે મુનિઓના નાથ ! આપ ત્રીકાળ દર્શી ( ભુત, ભવિષ્ય અને વર્તમાનની વાતો જાણનાર ) છો, અને આ જગત આપના હાથમાં એક બોર જેવું છે એટલે જગતના તમામ ભાગને આપ જાણનાર છો. ( ૮ ) આમ કહીને જે પ્રકારે કૈકેયે વનવાસ આપ્યો તે તમામ વૃતાંત કહી સંભળાવ્યો ( ૯ ) આ સંસાર કૌતક રૂપ છે અને આપ તે કૌતકને જોનાર અગર દ્રષ્ટા છો. વળી આપ બ્રહ્મા, વિષ્ણુ તથા શીવને નચાવનારા છો. ( ૧૦ ) તે પણ તમારો મર્મ ( ભેદ ) જાણતા નથી તો બીજા તો આપને કઈ રીતે જાણી શકે ! ( ૧૧ ) જેને આપ જણાવી દ્યો તેજ આપને જાણી શકે, અને આપને જાણે તે આપનાજ બની જાય છે. ( ૧૨ ) રહેવાનું ધામ [ ૧૩ ] જે જગ્યાએ સીતા તથા લક્ષ્મણ સહિત વસો. [ ૧૪ ] જેના શ્રવણ ( કાન ) સમુદ્ર સમાન છે. જે સમુદ્રમાં તમારી કથા રૂપી સરિ ( નદીઓ ) નીરંતર વહે છે છતાં જે કાન પુરાતાં નથી તેમના હૃદય તે તમારા રૂડાં ધામ છે.



[15]શિશ નવહિ સુર ગુરૂદ્વિજ દેખી, પ્રીતિ સહિત કરી વિનય વિશેખી
કરનીત કરહિ રામપદ પૂજા, રામ ભરોસ હૃદય નાહિ દૂજા
ચરણુ રામ તીરથ ચલી જાહે, રામ વસહુ તિનકે મનમાંહિ
[16]મંત્રરાજ નિત જપહિ તુહ્મારા, પૂજહિ તુમહિ સહિત પરીવાર

x x x x x

[17]તુમતે અધિક ગુરૂહિ જિય જાનિ, સકલ ભાવ સેવહિ સનમાનિ

x x x x x

[18]તુમહિં છોડ ગતિ દૂસરી નાહિ, રામ બસહુ તિનકે ઉરમાંહિ
[19]જનની સમ જાને પર નારિ, ધન પરાય વિષતે વિષભારી

x x x x x

[20]રામ ભક્ત પ્રિય લાગહિ જેહિ, તેહિ ઉર બસહુ સહિત વૈદેહિ
[21]જાતિ પાંતિ ધન ધર્મ બડાઈ, પ્રિય પરિવાર સદન સમુદાઇ
સબ તજી તુહ્મહિ રહે લવલાઇ, તાકે હૃદય બસહુ રઘુરાઈ

---

## રામ વનવાસ અને સુમન્ત દશરથ મિલાપ.

**દો:**—[1]દેખી સચિવ જય જીવ કહિ, કીન્હેસી દંડ પ્રણામ
સુનત ઉઠે વ્યાકુલ નૃપતિ, કહ સુમન્ત કહઁા રામ

**ચો:**—[2]ભુપ સુમંત્ર લીન્હ ઉરલાઇ, બુડત કછુ અધાર જનુ પાઇ
સહિત સનેહ [3]નીકટ બૈઠારી, પૂછત રાઉ નયન [4]ભરી વારી
[5]રામ કુશલ કહ સખા સનેહિ, કહાં રઘુનાથ લછણુ વૈદેહી
[6]આનેહુ ફેર કિ વનહિં સિધાયે, સુનત સુમંત નયન જલ છાયે
[7]શોક વિકલ પુનિ પૂછ નરેશુ, કહુ સીય રામ લછણુ સંદેશુ

---

૧૫ દેવતાઓ, ગુરૂ અને બ્રાહ્મણોને જોઇ જેનું મુસ્તક નમે છે. પ્રીતિ સહીત તેમને વિનય કરે છે. કર એટલે હાથ. હાથ હમેશાં, હે રામ! તમારા ચરણની પુજા કરે છે. તથા જેને હ્રદયમાં રામનોજ ભરોસો છે—બીજાનો નહીં; જે પગે ચાલીને આપના તીરથોમાં આવે છે તેઓના મનમાં હે રામ ! તમે વસો. ૧૬ જેઓ પોતાના પરિવાર સહીત

આપના નામનો જપ કરે છે તથા આપની પુજા કરે છે. આ ઠેકાણે ચરિવારનો અર્થ સ્ત્રી પુત્રાદિક ' લેવા કરતાં દશ ઇંદ્રીયો અને અગ્યારમું મન લઇએ તો ઠીક અર્થ થાય છે. [ ૧૭ ] તમારાથી પણ ગુરૂને અધીક ગણી સકલ ભાવે શેવા કરે છે તથા માન આપે છે ( તેમનાં હૃદયમાં હે રામ ! આપ વસો ) ૧૮ હે રામ ! તમને છોડીને જેની બીજી ગતી નથી તથા ૧૯ પરનારીને પોતાની માતા સમાન ગણે છે અને પર દ્રવ્યને ભારેમાં ભારે વિષ ગણે છે ૨૦ તથા જેને આપના ભક્ત વ્હાલા લાગે છે તેના હૃદયમાં આપ સીતા સહીત વસો. ૨૧ જતી, પાંતી (એટલે શાખ, આબરૂ) ધનની તથા ધર્મની બડાઇ, સ્ત્રી, પુત્રાદિક તથા ઘરબાર તમામને તજી દઇ, તમારામાં મગ્ન રહે તેમના હૃદયમાં હે રામ ! આપ વાસ કરો.

રામને શ્રુંગ વેરમાં મુકી સુમન્ત ( સચીવ ) પાછો અયોધ્યામાં આવ્યો અને રાજા દશરથને મળવા ગયો. ૧ સુમન્તે દશરથને ' જય જીવ ' કહીને દંડવત પ્રણામ કર્યાં, સુમન્તના આ શબ્દો સાંભળીને દશરથ એ બાકળા થઇયા અને બોલ્યા કે, હે સુમન્ત! મારા રામ ક્યાં છે તે મને કહો ૨ રાજાએ સુમન્તને હૃદયમાં ઘાલીને જેમ બુડતો કાંઇ આધાર પામી હાજી થાય તેમ રાજા સ્થીર થયા ૩ પાસે ૪ આંખમાં આંસુ લાવીને ૫ હે પ્રીય સખા! રામ કુશળ છે ને ? તથા રામ લક્ષ્મણ અને સીતા કયાં છે તે કહો ૬ તેમને ફેરવીને પાછા લાવ્યા કે તેઓ વનમાં ગયાં ? આ સાંભળતા સુમન્તની આંખોમાં આંસુ આવ્યાં ૭ શોકથી વીહવળ થએલા દશરથે વળી પુછ્યું કે મને સીતા રામ તથા લક્ષ્મણનો સંદેસો કહો.



રામ રૂપગુણુ શીલ સ્વભાઉ, સુમિરી સુમિરિ ઉર [૮]શોચત રાઉ
[૯]રાજ સુનાઈ દીન્હ વનવાસુ, સુનીમન ભયેઉ ન હરખ હરાસુ
સો સૂત બિછુરત ગયે ન પ્રાણુા, કો પાપી બડ મોહી સમાના

દો:—સખા રામ સીય લછણુ જહઁા. તહાં મોહિ પહોંચાઉ
[૧૦]ના હિત ચાહત ચલન અબ, પ્રાણુ [૧૧]કહો સત ભાઉ

ચો—[૧૨]પુનિ પુનિ પૂછત મંત્રિહિ રાઉ, [૧૩]પ્રીતમ સુવન સંદેશ સુનાઉ
કરહુ સખા સોઈ વેગ ઉપાઉ, [૧૪]રામ લછન સીય નૈન દિખાઉ
સચિવ ધીર ધરી કહ મૃદુ બાની, મહારાજ તુમ પંડીત જ્ઞાની
વીર સુધીર ધુરંધર દેવા, સાધુ સમાજ સદા તુમ સેવા
જન્મ મરણુ સબ સુખ દુખ ભોગા, હાનિ લાભ પ્રીય મિલન વીયોગા
[૧૫]કાલ કર્મ વશ હોઈ ગુંસાઇ, પરવશ રાત દીવસકી નાઇ
[૧૬]સુખ હર્ષહિં જડ દુઃખ બિલખાહિ, દોઉ સમધીર ધરહિંમન-માંહિ
[૧૭]ધીરજ ધરહુ વિવેક વિચારી, છાંડીય શોચ સકલ હિતકારી,

*  *  *  *

ચો—કેવટ કીન્હ બહુત સેવકાઇ, સો [૧૮]યામિની શૃંગવેર ગૅવાઈ
હોત પ્રાત વટ ખીર મંગાવા, [૧૯]જટા મુકટ નીજ શીશ બનાવા
[૨૦]રામ સખા તબ નાવ મંગાઇ, પ્રીયહિ ચઢાઈ ચઢે રઘુરાઇ
[૨૧]લષણુ બાણુ ધનુ ધરે બનાઈ, આપુ ચઢે પ્રભુ આયસુ પાઈ
[૨૨]વિકલ વિલોકી મોહિ રઘુવીરા, બોલે મધુર વચન ધરિ ધીરા

x  x  x  x  x

[૨૩]રઘુકુળ તીલક ચલે ઈહ ભાંતિ, દેખેઉ ઠાઢ કુલિશ ધરી છાતી

x  z  z  z  x

સુનત સુમંત વચન નર નાહુ, [૨૪]પરેઉ ધરણી ઉર દારૂણુ દાહુ
[૨૫]તલફત વિકલ મોહમન માપા, માજા મનહુ મીન કહઁુ વ્યાપા

x  z  x  z

---

૮ રાજા શોચ કરવા લાગ્યા ૯ રાજ્ય મેળવાનું સાંભળીને જેને હરખન થયો તથા વનવાસ સાંભળીને જેને હરાસ (દુઃખ) થયું નહોતું તેવા પુત્રનો વિયોગ થતાં પણ મારા

પ્રાણ ગયા નહીં તો હે સુમન્ત ! મારા જેવો કોણ પાપી ! ૧૦ નહીં તો ૧૧ સત્ય વાત કહું છું ૧૨ વારંવાર ૧૩ વ્હાલા રામના સંદેશા સંભળાવો ૧૪ રામ લક્ષ્મણ તથા સીતાને નજરે જોઉં તે ઉપાય બતાવો ૧૫ જેમ રાત્રી દિવસ બલાત્કારથી થયા કરે છે. તેમ જન્મ, મરણ, સુખ, દુઃખ. ભોગ, હાની, લાભ, વ્હાલાના મેળાપ તથા વ્હાલાના વિયોગ, કાળ તથા કર્મને વશ છે. ગુંસાઇ ! માનાર્યે કહ્યું છે. ૧૬ પામર માણસ સુખથી (હરખથી) હરખાય છે અને દુઃખથી દીલગીર થાય છે. ધીર પુરૂષ તો બેઉને સમાન ગણે છે ૧૭ માટે હે સર્વનું હીત કરનાર રાજાજી ! વિવેકનો વિચાર કરીને ધીરજ રાખો, અને તમામ શોકનો ત્યાગ કરો. હવે રામજીના પ્રયાણની વાત કરે છે, પ્રથમ તમસાની તીરમાં અને પછી ગંગાજીને કાંઠે શ્રૃંગવેરમાં મુકામ કર્યો ૧૮ રાત્રી શ્રૃંગવેરમાં કાઢી ૧૯ વડનું ખીર વાળમાં નાંખીને જટાનો મુગુટ બનાવ્યો ૨૦ રામે પોતાના સખા કેવટ પાસે નાવ મંગાવી સીતાને નાવમાં બેસાડી પોતે પણ નાવ ઉપર ચડ્યા ૨૧ રામની આજ્ઞા લઇને લક્ષ્મણ નાવ પર ચડ્યા અને હાથમાં ધનુષ્ય બાણ સજ કર્યા, ( સેવક ભાવ બતાવ્યો. ) ૨૨ સુમંત કહે છે કે મને વ્યાકુળ જોઇને રામચંદ્ર ધીરજ ધરીને મધુર વચન બોલ્યા, ( હે સુમન્ત પિતાને મારા પ્રણામ તથા ગુરૂને પ્રણામ, ભરત આવે ત્યારે તન મન અને ધનથી પ્રજાનું પાલન કરવાનું કહેજો–રાજા દશરથની સેવા કરે તે મને પ્રીય છે વીગેરે વીગેરે) ૨૩ વજ્ર જેવી છાતી કરીને હું ઉભો રહ્યો અને રામચંદ્રનું નાવ સામે કાંઠે જવા ઉપડ્યું ૨૪ ઘણું દુઃખ થવાથી રાજા પૃથ્વી ઉપર પડયા. ૨૫ ચોમાસાના જળનું કીણું પેટમાં જવાથી જેમ માછલું તરફડે છે તેમ રાજા દશરથનું મન વિષય મોહને વશ થવાથી તરફડવા લાગ્યું.



ધરિ ધીરજ ઉઠી બૈઠી ભુઆલુ, કહુ સુમંત કહૅાં રામ કૃપાલુ[૨૬]
કહૅાં લછ્છણુ કહૅાં રામ [૨૭]સનેહી, કહૅાં પ્રીય પુત્ર વધુ વૈદેહી.[૨૮]
[૨૯]વિધિહુ ન નારી હૃદય ગતિ જાની, સકલ કપટ અઘ અવગુણ ખાની

---

## ( દશરથના મરણ પછી )

## ભરતજીને વશિષ્ઠનો ઉપદેશ

દોઃ—સુનહુ ભરત [૧]ભાવી પ્રબલ,[૨]બિલખી કહે મુની નાથ
[૩]હાનિ [૪]લાભ [૫]જીવન [૬]મરણુ, [૭]યશ [૮]અપયશ વિધિ હાથ

ચો—અસ વિચારી કેહિ દીજીય [૯]દોશુ, [૧૦]વ્યર્થ કાહિપર કીજીય રોષુ
તાત વિચાર કરહુ મનમાંહી, શોચ યોગ દશરથ નૃપ નાહિ
શોચિય વિપ્ર જો [૧૧]વેદ વિહિના, તજી નીજ ધર્મ [૧૨]વિષય લવલીના
શોચિય નૃપહિ જો નિતિ ન જાના, જેહિ ન પ્રજા પ્રિય પ્રાણુ સમાના
શોચિય વૈશ્ય કૃપણુ ધનવાનુ, જો ન અતિથી શીવ ભકિત સુજાનુ
શોચીય શુદ્ર વિપ્ર અપમાની, મુરખ માન પ્રિય જ્ઞાન ગુમાની
શોચીય પુની પતિ [૧૩]વંચક નારી, કુટિલ [૧૪]કલહ પ્રિય [૧૫]ઈચ્છાચારી
શોચિય [૧૬]બટુ નિજ વ્રત [૧૭]પરિહરઈ, જો નહિ ગુરૂ [૧૮]આયસુ અનુસરઇ

દો.—શોચિય [૧૯]ગ્રહીજો મોહ વશ, કરે [૨૦]ધર્મ પથ ત્યાગ
[૨૧]શોચિય યતિ પ્રપંચ રત, [૨૨]વિગત વિવેક વિરાગ

ચો,—[૨૩]વૈખાનસ સોઈ શોચન યોગુ, તપ [૨૪]વિહાય જેહિ [૨૫]ભાવે ભોગુ
શોચીય [૨૬]પિશુન [૨૭]અકારણ ક્રોધી, [૨૮]જનની જનક ગુરૂ બંધુ વિરોધી
[૨૯]સબ વિધિ શોચિય પર અપકારી, [૩૦]નીજ તનુ પોષક નિર્દય ભારી
શોચિય [૩૧]લોભ નિરત રત કામી, [૩૨]સુર શ્રુતિ નિંદક પરધન સ્વામી
[૩૩]શોચનીય સબહી વિધિ સોઈ, જો ન છાંડી છલ હરીજન હોઇ
શોચનીય નહિ કૌશલ[૩૪] રાઉ, [૩૫]ભુવન ચારી દશ પ્રગટ પ્રભાઉ

---

૨૬ દયાળુ રામ કયાં છો ? ૨૭ પ્યારારામ ૨૮ સીતા. ૨૯ બ્રહ્મા.

૧ કર્મની ગતી પ્રબળ (બળવાન) છે ૨ વ્યાકુળ થઇને ૩ હાની (અયોધ્યા વાસીને) ૪ લાભ વનમાં મુનીઓ તથા દેવ લોકોને ૫ સુગ્રીવ તથા વિભિષણને જીવન મલ્યું ૬ દશરથ તથા વાળીનું મરણ ૭ સીતા લક્ષમણ તથા ભરતને જશ ૮ કેકેય તથા મંથરાને અપકીર્તિ મળી ૯ દોષ ૧૦ નકામું કોના ઉપર રોષ ( ક્રોધ ) કરીએ ૧૧ વેદ નહીં ભણેલા ( અભણ ) ૧૨ વિષયમાં પુરા ૧૩ પતિથી અવળી ચાલનારી ૧૪ કંકાસ કરવામાં તૈયાર ૧૫ ઇચ્છા પ્રમાણે વર્તનાર ૧૬ વિદ્યાર્થી ૧૭ તજીને ૧૮ આજ્ઞા ન પાળે ૧૯ગૃહસ્થાશ્રમી ૨૦ ધર્મને રસ્તો તજી દે ૨૧ બાવો ત્યાગી થઇને પ્રપંચમાં ઉતરે ૨૨ બ્રહ્મ જ્ઞાન અને વૈરાગ્યથી રહીત ૨૩ વાન પ્રસ્થ એટલે આપણો અહિં મુમુક્ષુ ૨૪ તજીને ૨૫ ભોગમાં રૂચી થાય ૨૬ ચાડીઓ ૨૭ લેવાદેવા વિનાનો કજીયો કરે તે. જેમા સ્વાર્થ અગર પરમાર્થ એક ન હોય ત્યાં માથું મારીને કજીઓ કરવો તે દૈત્ય લોકોનું કામ છે ૨૮ માતા પિતા ૨૯ જીવનું બગાડનાર ૩૦ પેટભરો ૩૧ લોભમાં લાગેલો અત્યંત કામી ૩૨ દેવતા તથા શાસ્ત્રની નીંદા કરનાર ૩૩ કપટ તજીને હરીજન ન થાય તો તે દરેક પ્રકારે શોચ્ય કરવા લાયક છે. ૩૪ દશરથ ૩૫ જેનો યશ ચૌદ ભુવન તથા ચારે દીશામાં પ્રગટ છે.

## ભરતનીખાદ મીલાપ.

ચો.—દેખી દૂર તે [1]કહીનીજ નામુ, કીન્હ મુનીશહિ દંડ પ્રણામુ
જાનિ રામપ્રીય દીન્હ અશીસા, [2]ભરતહિ કહેઉ બુઝાઇ મુનીશા
રામ સખા સુનિ [3]સ્યન્દન ત્યાગા, ચલે ઉતરી [4]ઉમગત અનુરાગા
ગાંવ જાતિ ગુહનામ [5]સુનાઇ, કિન્હ જુહાર [6]માથ મહિ નાઈ

દો—કરત દંડવત દેખી તેહિ, [7]ભરત લીન્હ ઉર લાય
[8]મનહુ લછણ સન ભેટ ભઇ, હર્ષ ન હૃદય સમાય

ચો.—ભેટેઉ ભરત તાહિ અતિ પ્રીતિ, [9]લોક સીરાહિ પ્રેમકી રીતિ
ધન્ય ધન્ય ધ્વની મંગલ મૂલા, [10]સુર સિરાહિ તેહિ વર્ષહિ ફુલા
લોક વેદ [11]સબ ભાંતિહિ નીચા, [12]જાસુ છાંહ છુઇ લેઇય સીંચા
તેહિ [13]ભરિ અંક રામ લઘુ ભ્રાતા, [14]મિલત પુલક પરિપૂરિત ગાત
રામ રામ કહીજો [15]જમુહાહિ, તિનહિ ન પાપ [16]પુંજ સમુહાહિ?
[17]ઈહિ તો રામ લાય ઉરલીન્હા, કુલ સમેત જગ પાવન કીન્હા
[18]કર્મ નાશા જલ સુરસરીપરઇ, તેહિ કો, કહહુ શીશ નહિ ધરહિ
[19]ઉલટા નામ જપત જગ જાના, વાલ્મીકી ભયે બ્રહ્મ સમાના

દો—[20]શ્વપચ સવર ખલ યવન જડ, પામર કોલ કીરાત
રામ કહત પાવન પરમ, હોત ભુવન વિખ્યાત

## રામ અત્રિ રૂષી મિલાપ.

ચો—અત્રીકે આશ્રમ પ્રભુ ગએઉ, સુનત મહામુનિ હર્ષિત ભયઉ
[1]પુલકીત ગાત અત્રિ ઉઠી ધાયે, દેખી રામ આતુર ચલી આયે.
કરત દંડવત મુની ઉર લાઇ, [2]પ્રેમવારિ દોઉ જન અન્હવાયે
દેખી રામ છબી [3]નૈન જુડાને, [4]સાદર નિજ આશ્રમ તબ આને

---

ભરતજી અયોધ્યાવાસીયો, ગુરુ વસિષ્ટ તથા માતાઓને લઇને રામચંદ્રજીને ચિત્રકુટમાં મળવા માટે નીકળ્યા. નીષાદે જાણ્યું કે રામને મારીને નસાડી મુકવા ભરતજી જાય છે તેથી પોતાનું લસકર તૈયાર રાખ્યું. નિષાદે પ્રથમનો રાજની રીત પ્રમાણે ભેટ લેઇ ભરતને મલવાનો વિચાર કર્યો. ભરતના લસ્કરમાં વસિષ્ટનો રથ આગળ હતો તેને જોઇને નિષાદે પોતાનું નામ કહીને વસિષ્ટ મુનીને દંડ પ્રણામ કર્યા. ૨ મુનીએ ભરતજીને નિષાદની ઓળખાણ

કરિ પુજા કહિ વચન સુહાયે, હિયે મૂલ ફલ પ્રભુ મન[૫] ભાયે
સો—[૬]પ્રભુ આસન આસીન, ભરી લોચન શોભા નીરખી
મુનીવર પરમ પ્રવીન, જોરિ પાણી અસ્તુતિ કરત
છંદ—[૭]નમામિ ભકત વત્સલં, કૃપાલુ [૮]શીલ કોમલં
[૯]ભજામિ તે પદામ્બુજં, અકામી નામ સ્વધામદં
નિકામ[૧૦]શ્યામ સુંદરં, [૧૧]ભવામ્બુનાથ મંદિરં
પ્રફુલ્લ[૧૨] કંજ લોચનં; મદાદિ દોષ [૧૩]મોચનં
[૧૪]પ્રલમ્બ બાહુ વિક્રમં, [૧૫]પ્રભો પ્રમેય વૈભવં
[૧૬]નિષંગ ચાપ સાયકં [૧૭]ધરં ત્રિલોક નાયકં
[૧૮]દિનેશ વંશ [૧૯]મંડનં, [૨૦]મહેશ ચાપ ખણ્ડનં
[૨૧]મુનિંદ્ર સંત રંજનં, [૨૨]સુરારિ વૃન્દ ભંજનં
[૨૩]મનોજ વૈરી વંદિતં [૨૪]અજાદિ દેવ સેવિતં
[૨૫]વિશુદ્ધ બોધ વિગ્રહં, [૨૬]સમસ્ત દુષણાપહં
[૨૭]નમામિ ઈન્દીરા પતિં, [૨૮]સુખાકરં સતાંગતિં
[૨૯]ભજે સશકિત સાનુજં, [૩૦]શચિપતિં પ્રિયાનુજં
[૩૧]ત્વદંઘ્રી મેવ યે નરા, ભજન્તિ હીન મત્સરા
[૩૨]પતન્તીનો ભવાર્ણવે, વિતર્ક વિચિ સંકુલે
[૩૩]વિવિકત વાસિનઃ સદા, ભજન્તિ મુકત યે મુદા
નિરસ્ય ઇન્દ્રીયાદિકં, [૩૪]પ્રયાંતિ તે ગતિં સ્વકં
[૩૫]ત્વમેક મદ્ભુતં પ્રભું, [૩૬]નિરિહ મિશ્વરં વિભું
[૩૭]જગદગુરૂં ચ શાશ્વતં, [૩૮]તુરિયમેવ કેવલં
[૩૯]ભજામિ ભાવ વલ્લભં [૪૦]કુયોગિનાં સુદુર્લભં
[૪૧]સ્વભકત કલ્પ પાદપં, [૪૨]સમસ્ત સેવ્ય મન્વહં

---

૫ મન ભાવતાં ૬ આસન ઉપર બીરાજેલા રામચંદ્રને એકી નજરે નીહાળીને પરમ પવિત્ર (માનવ દેહ ધારણ કરીને જે કરવાનું છે તે કર્યું માટે પવિત્ર ) એવા અત્રિએ પાણી (હાથ) જોડીને સ્તુતિ કરી ૭ નમું છું ૮ કોમળ શીલ વાળા ૯ નિષ્કામ જીવોને પોતાનું ધામ આપનાર આપના ચરણને હું ભજુ છું ૧૦ અત્યંત ૧૧ સંસાર રૂપી સમુદ્રને મથવામાં મંદરાચરણ રૂપ ૧૨ પ્રફુલીત કમળ સરખા આંખોવાળા ૧૩ છોડાવનાર ૧૪ લાંબા બળવાન હાથવાળા ૧૫ ઘણી શકિતવાળા ૧૬ ભાથા, બાણ અને ધનુષ્ય ધરનાર ૧૭ ત્રૈલોક્યને ધારણ કરનાર ૧૮ સુર્યવંશ ૧૯ શણગારરૂપ ૨૦ સદા શીવના ધનુષ્યને તોડનાર ૨૧ મોટા મુનીઓ તથા સંતોને રાજી કરનાર ૨૨ અસુરોનાં ટોળાંને તોડનાર ૨૩ કામદેવના શત્રુ એવા મહાદેવે વંદેલા ૨૪ બ્રહ્મા આદિ દેવોએ સેવેલા ૨૫ શુદ્ધજ્ઞાનમય જીવન ગાળનાર ૨૬ સર્વ દુખો અગર દુષણને હરનાર ૨૭ લક્ષ્મીના પતિને નમું છું ૨૮ સુખના સુમુદ્રરૂપ તથા સંતોની ગતિરૂપ ૨૯ સીતા તથા લક્ષ્મણ સહીત આપને ભજુ છું ૩૦ ઈંદ્રના નાનાભાઈ વામન અવતાર રૂપે ૩૧ મત્સરનો ત્યાગ કરીને જે આપના ચરણને સેવેછે ૩૨ તેઓ દુષ્ટ વાસના ઓરૂપી કુતર્કથી ઉછળતા તરંગવાળા ભવસાગરમાં પડતા નથી ૩૩ એકાંત વાસ સેવીને તથા ઈંદ્રીયાદિકના રસને તજીને જેઓ પ્રેમથી મુકિતને માટે આપને ભજે છે તેઓ ૩૪ સ્વસ્વરૂપ (બ્રહ્મ) અગર પોતાની ગતીને પામે છે ૩૫ આપ એક અદ્ભુત પ્રભુ છો ૩૬ ચેષ્ટા રહીત વ્યાપક પ્રભુ છો ૩૭ જગતના ગુરૂ રૂપ (ગીતામાં બન્યા છે તે) તથા અવિનાશી ૩૮ ત્રણે અવસ્થાથી પર એટલે તુરીયા અવસ્થા રૂપ ૩૯ ભકિત ભાવ ઉપર પ્રેમ રાખનાર ૪૦ ખોટા યોગીને ન મળે તેવા ૪૧ આપના ભકતોને કલ્પવૃક્ષરૂપ ૪૨ તથા તમામ ને સેવવા યોગ્ય.

૪૩અનુપરૂપ ભુપતીં, ન તોહં મુવિંજા પતીમ્
૪૪પ્રસીદ મે નમામિતે, પદાબ્જ ભકિત દેહી મેં.
૪૫પઠન્તિ યે સ્તવં ઈમ્મીદં, નરાદરેણુ તે પદં
વ્રજન્તી નાત્ર શંશયસ્ત્વદીય ભાવ સંયુતં
દો—વિનતિ કરી મુની નાય શીર, કહ કર જોરી બહોરી
૪૬ચરણુ સરોરૂહ નાથ જનિ, કબહું તજેં મતિ મોરિ
ચો—૪૭જન્મ જન્મ તવ પદ સુખકંદા, બઢૈ પ્રેમ ચકોર જિમી ચંદા
દેખી રામ મુનિવિનય પ્રણામા, ૪૮વિવિધ ભાંતિ પાયઉ વિશ્રામા
૪૯અનુસુયાકે પદ ગહિ સીતા, મિલી બહોરી સુશીલ વનીતા
૫૦જો સીય સકલ લોક સુખ દાતા, અખિલ લોક બ્રહ્માણ્ડકી માતા
x x x x x
માતુ પીતા ભ્રાતા હીતકારી, ૫૧મીત સુખ પ્રદ સુન રાજ કુમારી
૫૨અમીત દાન ભર્તા વૈદેહી, અધમ સો નારી જો સેવ ન તેહી
૫૩ધીરજ ધર્મ મીત્ર અરૂ નારી, આપદકાલ પરીખીયે ચારી
વૃદ્ધ રોગવશ જડ ધન હીના, અંધ બધીર ક્રોધી ૫૪અતીદીના
એસેહુ પતીકર કીય અપમાના, નારી પાવ યમપુર દુખ નાના
૫૫એકૈ ધર્મ એક વ્રત નેમા, કાય વચન મન પતી પદ પ્રેમા
x x x x z
સો:—૫૬સહજ અપાવની નાર, પતિ સેવત શુભ ગતિ લહહી
યશ ગાવત શ્રતી ચારી, અજહુ તુલસી હરી પ્રીય
* * * * *
દો:—૫૭કઠીન કાલમલ કોશ, ધર્મ ન જ્ઞાન ન યોગ તપ
પરીહરી સકલ ભરોસ, રામ ભજહી તે ચતુર નર



૪૩ આપકે જે અનુપમ રૂપવાળા અને વળી રાજા અને સીતાજીના પતિ છો તેમને નમસ્કાર કરૂં છું ૪૪ મારા ઉપર પ્રસન્ન થાઓ હું આપને નમું છું મને આપના ચરણની ભકિત આપો ૪૫ જે ભકત ભકિત સહિત આદરથી આ સ્તુતીનો પાઠ કરશે તેઓ આપના પદને પામશે તેમાં શંકા કરવી નહીં ૪૬ હે નાથ! આપના ચરણારવિંદ મારી મતિનો ત્યાગ કરે નહીં એવી કૃપા કરો

૪૭ જેમ ચકોરનો પ્રેમ ચંદ્રમાં વધ્યા કરે છે તેમ મારો પ્રેમ જન્મોજન્મ એટલે ડગલે ડગલે પળે પળે આપના ચરણારવીંદમાં વધ્યા કરે ૪૮ ઘણા પ્રકારે રામચંદ્રજી રાજી થયા ૪૯ હવે સીતાજી તથા અનુસુયાના મેળાપની વાતો થાય છે ૫૦ જે સીતા સકળ સંસારને સુખ આપનાર છે તથા આખા બ્રહ્માણ્ડની માતા છે ( અહીં માતાનો મહીમા

પોતાના પિતાની સાથે બતાવ્યો છે. એટલે પ્રભુને તજીને એકલી દેવીની ઉપાસના કરવી નહી) આગળ અહી મહી રાવણનું દ્રષ્ટાંત આવશે તેઓ પ્રભુને તજીને દેવી ભકતો બન્યા હતા. હવે અનુસુયા સતિ સીતાને ઉપદેશ આપી પોતાના બ્રાહ્મણ ધર્મની ઝાંખી કરાવે છે. ૫૧ થોડું સુખ આપનાર છે. ૫૨ ઘણું-ખુટે નહીં તેવું સુખતો સ્ત્રીઓને પતિ તરફથી મળે છે તે માટે પતિને ન સેવે તે અધમ સ્ત્રી છે. ૫૩ ધીરજ, ધર્મ, મીત્ર અને સ્ત્રીની પરિક્ષા આપત્તિ કાળમાં થાય છે. બંગડીઓ કરાવે, સાંકળા કરાવે ત્યારે તો સ્ત્રી ઉના ઉનાં દાળભાત જમાડે, પણ જ્યારે પતિને આપત્તિ છે. તે વખતે ખમા ખમા કરે તે સ્ત્રીઓને ધન્ય છે. ૫૪ ઘણો ગરીબ ૫૫ સ્ત્રીઓને માટે એકજ ધર્મ, એકજ વ્રત અને એકજ નિયમ છે તે એકે કાયા, વાણી અને મનથી પતિના ચરણમાં પ્રેમ કરવો-તેની આજ્ઞા પાળવી લાખ વાતની એક વાત પતિની ઉંન્નતિ તથા પતિ રાજી રહે એજ સ્ત્રીઓનો મોટામાં મોટો ધર્મ છે પતિની આજ્ઞાનો ભંગ એ સ્ત્રીના સુખનો ભંગ અને પતિની આજ્ઞાનું પાલન તે સ્ત્રીના દુઃખનો ભંગ છે. આ વિષયને વધારે ગુંચવ્યા કરતાં સાત મંત્રો તેઓના ખાસ કલ્યાણ માટે નિચે બતાવું છું.બસ આટલું વધારે કરે તો જગતમાં શાંતી ફેલાઈ રહે. મોક્ષ મંદીરને ચાહનારી દરેક બેનોને આ નીયમો વર્તનમાં મુકવા પ્રયત્ન કરવો જોઇએ. એજ અમારી સાચી શેવા છે.

**૧ પતિની આજ્ઞા એજ સ્ત્રીઓના જીવનનું સુકાન.**

**પદ**—પ્રથમ પતિના વચનો પાળી વિનય કરી વશ કીધો,
પછી તો જાણે પોતે પતિને વેચાતો કરી લીધોરે.
ધણિની માનેતી ધારેલો અર્થ સુધારે,
ઘીના ગાડવા ઘરમાં ઢોળે કોઈ ના પુછે કયારેરે-ધણીનીં. (ક. દ. ડા.)

હજારો કંકાસના મુળ તપાસીએ તો જણાય છે જે, પતિ કાંઇ કહે, સ્ત્રી કાંઇ કરે, પછી સંસાર દુઃખમય થાય, તેમાં જરાએ નવાઇ જેવું નથી. બાજરી વાવીએ અને ઘઉં લણાય તેમ નથી. પતિની સેવા ચાકર નોકરને પણ અપાય નહીં.

**૨ સૌ સાથે હળી મળી રહેવા માટે સહનશીલતા રાખવી અને જ્યાં કાંઈ સંબંધ ન હોય ત્યાં આંખ આડા કાન કરવા.**

**પદ**—જાણુ આગળ અજાણ થઇએ, તત્વ લઇએ તાણી,
આગલો થાય આગ, તો આપણે થઇએ પાણિ.

સામાનો મુદ્દો જાણી લીધા પછી આપણાથી તેનું કામ કરી શકાય તો કરવું તેમ ન બની શકે તેવું હોય તો ના પાડી દેવી, ના પાડયા પછી તે પેટ કુટે તો પણ જવાબ દેવો નહીં. સહન કરી લેવું.

**૩. "શ્રદ્ધા સકળ સુખ મુળ છે શ્રદ્ધા વિના બધું ધુળ છે." ભગ ગી. ૧૭-૧૮**

જે કામ કરો તે પુર્ણ શ્રદ્ધાથી કરતાં શીખવું. કોઇ વાત સાંભળ્યા અગર જોયા પછી ઠીક છે. અગર અઠીક છે. તેના સમાધાન માટે પુર્ણ વિચાર કરવો. વિચાર કરતાં ઉત્તમ જણાય તો શ્રદ્ધા કરવી. પોમલા થવાની જરૂર નથી, દેખાદેખી કરતાં જરાએ શીખીએ

નહીં—વિચાર કરતાં જરૂર શીખીએ. આપણે બેટાં નથી પણ માણસ છઇએ. થોડું કરો પણ સારૂં કરો.

૪ **ખોટાં કામને મુલતવી રાખતાં શીખવું**, કોઇના સાચા જુઠા સાંભળ્યા હોય, પછી લડવાનું મન થાય તો મનને દબાવતાં શીખવાથી ખોટા કજીઆ અટકી જશે; અને બને ત્યાં સુધી **"દ્વેષનો બદલો દ્વેષથી ન લેતાં પ્રેમથી લેવો."** તે ભલે દ્વેષ કરે અને તેનું લોહી બાળે. આપણે આપણું લોહી બાળવું નહીં **"શાંતી અને પ્રેમ આરોગ્યતા આપનાર છે"**

૫ **"સંતોષીને શાનીન્યુન, સંતોષીને પુરણ પુન્ય"** હાય ઓય કરી હજારો દાગીના પહેરે પણ સંતોષીને જે સુખ છે તે સુખ કયાંઇ નથી. સ્ત્રીઓના મોટામાં મોટા શણગાર **શંતોષ અને સદાચરણ** છે તે સિવાય ઘણી સ્ત્રીઓ પહેરી ઓઢીને મરી ગઇ પણ છાણના કીડાને જેમ કોઇએ જાણ્યો નહીં તેમ તેનું જીવન પણ છે. **"ધન્ય ધન્ય ગંગાબાઇની વાળી સવા લાલ થયા વનમાળી"** એવા ધન્ય ધન્ય કોઇ શેઠ અગર રાજાની રાણીના ચંદનહારને અગર એરીંગને મળ્યાં નથી. શોભતું પહેરાય, સાંપડતું ન પહેરાય, ડોશીમાનાં ઘરમાં એરીંગ હોય પણ પહેરાય નહીં **સાદુ જીવન સુખમય છે.** વળી તેમાં પ્રભુ તથા પતિની સેવા થઇ શકે છે.

૬ **આળશ એ સ્ત્રીઓનો કટ્ટો શત્રુ છે,** જ્યાં જાય ત્યાં કામ કરનાર સ્ત્રીને સત્કાર અને આળસુ સ્ત્રી સગી હોય તો પણ કયારે અહીંથી ટળે, એમ ઉદ્યોગી સ્ત્રિના મનમાં થાય છે. **"કામ એ કામણ છે."** સામાને વસીકરણનું તાવીજ છે, વળી કામ કરવાથી શરીર સારૂ રહે તેમજ દુરાચારના વિચારો નવરાં બેઠે ઉપજે તેને અવકાશ મળે નહીં.

૭ પુરૂષ વર્ગ (તેમાં પણ ખાસ પતિ) બહારથી ઘેર આવે, ત્યારે અને ભોજન કરવા બેસે ત્યારે શાંતીનું બહુજ પાલન કરવું, અને જે કામ બતાવે તે આનંદ યુક્ત કરવું, રૂચિ પ્રમાણે વર્તવું, દુઃખદાયક વાર્તા હોય તો તે વખતે જરાએ છેડવી નહીં. **"જીવનનો આધાર વિશ્રાંતિ તથા ભોજનની ઉપર છે"** આ મંત્રો વર્તનમાં મુકયા પછી સ્ત્રીનું જીવન અમૃતમય થાયજ. ( ૮+૫ તો ૧૩ જ થાય. ) તેમાં શંકાનું કારણ નથી, અને પુરૂષોને પણ સુખમય જીવન મળવાથી ઉદ્યોગના કામમાં સારૂં લક્ષ રહી શકે.

૫૬ સાધારણ રીતે સ્ત્રી અપવિત્ર છે, અને પતિની સેવાથી શુભગતિ મળે છે. એમ ચારે વેદ યશ ગાય છે તેના દ્રષ્ટાંતરૂપે તુળસી એ પુર્વ અવતારમાં વૃંદારૂપે પતિવ્રતાનો ધર્મ પાળયો હતો તેથી હજી સુધી પ્રભુને ઘણાજ વ્હાલા છે.

૫૭ પાપોના સમુહરૂપ હડહડતા કળીયુગમાં ધર્મ, જ્ઞાન, યોગ અને જપ નથી એટલે તે બની શકે એવું નથી (માટે) તમામનો ભરોસો છોડીનેરામને ભજે તે ચતુર નર છે.

## રામ શુતીક્ષણુ મિલાપ.

ચોઃ—મુની અગત્સ્ય કર શીષ્ય [૧]સુજાના, નામ સુતીક્ષણુ[૨] રતભગવાના
મન ક્રમ બચન રામ પદ સેવક, [૩]સપનેહુ આન ભરોસ ન દેવક
[૪]પ્રભુ આગમન શ્રવણુ સુની પાવા; કરત મનોરથ બહુ વીધી [૫]ધાવાં
[૬]હે વીધી દીનબંધુ રઘુરાયા; [૭]મોસે શઠપર કરીહહી દાયા ?
[૮]સહીત અનુજ મોહી રામ ગુંસાઈ, [૯]મીલહહી નીજ સેવકકી નાઇ ?
[૧૦]મોરે જીય ભરોસ દ્રઢ નાંહી; ભકતી ન વીરતી જ્ઞાન મનમાંહી
નહી સતસંગ યોગ જપ યાગા; [૧૧]નહી દ્રઢ ચરણ કમલ અનુરાગા
[૧૨]એક વાની કરૂણા નીધાનકી; સોપ્રીય જાકે ગતી ન આનકી

છંઃ—સોઉ પરમ પ્રીય અતી [૧૩]પાતકી; જીન કબહુ પ્રભુ સુમીરણુ કીયો
તે આજ મેં નીજ નૈન દેખોં; [૧૪]પુરી પુલકીત હીય ભરો
જે પદ સરોજ અનેક મુની; [૧૫]ઉર ધ્યાન કબહુક આવહી
તે રામ શ્રી રઘુવંશ મણી પ્રભુ, [૧૬]પ્રેમ તે સુખ પાવહી

દોઃ—[૧૭]પન્નાગારિ સુન પ્રેમ સમ; ભજન ન દુસર આન
યહ વીચાર [૧૮]પુની પુની મુની; કરત રામ ગુણુ ગાન

ચોઃ—હોઇહ સફલ આજમમ [૧૯]લોચન, દેખી [૨૦]વદન પંકજ[૨૧]ભવ મોચન
[૨૨]નિર્ભર પ્રેમ મગન મુની જ્ઞાની; કહી ન જાય સો દશા ભવાની
[૨૩]દીશીઓ વીદીશો પથ નહી સૂઝા, કો મેં ચલેઉ કહાં—નહી બુજા.
કબહુક ફીર પાછે પુની જાઈ; કબહુંક નૃત્ય કરે ગુણુ ગાઈ
[૨૪]અવીરલ પ્રેમ ભકતી મુની પાઈ; [૨૫]પ્રભુ દેખહીં તરૂ ઓટ લુકાઈ
અતીશય પ્રીતી દેખી રઘુવીરા; [૨૬]પ્રગટે હ્રદય હરણુ ભવ પીરા
[૨૭]મુની મગ મોંઝ અચલ હોઇ વૈસા; પુલક શરીર પનસ ફલ જૈસા
તબ રઘુનાથ [૨૮]નીકટ ચલી આયે; દેખી દશા [૨૯]નીજ જન મન ભાયે

---

અગત્સ્ય રૂષિને ઘેર સુતીક્ષણુ નામના શીષ્ય હતા તે ભણી ઉઠયા ત્યારે ગુરૂને દક્ષણા આપવા લાગ્યા. ગુરૂએ તે દક્ષણા લેવા ના પાડી. ઘણો આગ્રહ કર્યો ત્યારે મુની બોલ્યા કે રામાવતાર થઇ ચુકયો છે અહીં દક્ષિણમાં જ્યારે તેઓ આવે ત્યારે દક્ષણામાં તમો તેને મારી પાસે લાવજો. આ સાંભળી સુતીક્ષણુની ભકિત જાગ્રત થઇ. તે કયા પ્રકારે રામચંદ્રને મળે છે તે આ પ્રસંગ છે. ૧ ચતુર. ૨ ભગવાનમાં પ્રેમ રાખનાર. ૩ સ્વપ્નામાં પણુ બીજી ઉપાસના નહીં ૪ રામનું આવવું સાંભળીને ૫ દોડયા ૬ હે વિધાત્રા ! ૭ મારા જેવા શઠ ઉપર ૮ લક્ષ્મણુ સહીત ૯ પોતાનો દાસ ગણીને મળશે ! ૧૦ મારા મનમાં દ્રઢ ભરોસો

નથી. કારણકે મારે ભક્તિ વૈરાગ્ય અગર જ્ઞાન કાંઇ નથી. ૧૧ ચરણ કમળમાં દ્રઢ પ્રેમ પણ નથી ૧૨ જેને બીજી ગતિ ન હોય એટલે જેમાં અનન્ય ભાવ હોય તે રામજીને બહુજ વ્હાલો છે, એવું કૃપાના ભંડાર એવા રામચંદ્રજીનું વચન છે. ગીતાના ૯-૨૨ શ્લોકમાં શ્રી કૃષ્ણ પણ કહે છે કે અનન્ય ભાવથી મને ભજે છે તેનું યોગક્ષેમને પ્રાપ્ત કરૂં છું આગળ ૯-૨૯ માં કહે છે કે મારે કોઇની સાથે રાગદ્વેષ નથી પણ જે મને ભક્તિથી ભજે છે તે મારામાં અને હું તેનામા વર્તું છું ૧૩ પાપી ૧૪ ગાત્રોનાં રૂંવાડાં ઉભાં થયાં અને હૃદય ભરાઇ આવ્યું ૧૫ ધ્યાનમાં કહી ૧૬ પ્રેમથી સુખ આપે છે ૧૭ પન્નગનાઅરી એવા હે ગરૂડજી ! પ્રેમના જેવું એકે ભજન નથી. ૧૮ વારંવાર ૧૯ આંખો નેત્રો ૨૦ કમળ સરખું મુખ ૨૧ સંસારના ભયથી છોડાવનાર રામચંદ્રજીનું કમળ સરખું મુખ ૨૨ ઉભરાઇ જતા પ્રેમમાં બુડી જતાં હે ભવાની તે દશાના વખાણ હું કરી શકતો નથી. ૨૩ કઇ દીશા અગર કયો ખુણો છે તે માર્ગ ભુલ્યા. હું કોણ અને ક્યાં જાઉં છું તે પણ ભુલ્યા, ૨૪ અત્યંત પ્રેમ લક્ષણા ૨૫ જેને રામચંદ્ર ( તરૂઓટ ) ઝાડને ઓઠે સંતાઇને જોવા લાગ્યા ૨૬ જન્મ મરણના ફેરાના દુખ કાપનારા રામજી સુતીક્ષ્ણના હૃદયમાં પ્રગટ થયા. ૨૭ મુની રસ્તામાં અચળ થઇને બેસી ગયા તેના રોમાંચ ફનસની કડા જેવા દેખાયા ૨૮ પાસે. ૨૯ પોતાના ભક્ત ઉપર પ્રસન થયા.



[30]પરેઉ લકુટ ઈવ ચરણુનલાગી; [31]પ્રેમ મગન મુનીવર બડ ભાગી
[32]ભુજ વીશાલ ગહી લીયે ઉઠાઇ; પરમ પ્રીતી રાખે ઉર લાઈ
મુનિહિ મિલત અસ સોહ કૃપાલા, [33]કનક તરૂહિજનુ ભેટ તમાલા
રામ વદન વિલોકી મુનિ [34]ઠાઢા, માંનહુ ચિત્ર માંઝ લિખ કાઢા

દોહાઃ—તબ મુનિ હૃદય ધીર ધરી, ગહિ પદ બારહિં બાર
નિજ આશ્રમ પ્રભુ આની કર, પુજા વિવિધ પ્રકાર

ચોઃ—કહ મુનિ પ્રભુ સુન વિનતિ મોરિ, અસ્તુતિ કરૂં [35]કવન વિધિ તોરી
મહિમા[36] અમિત મોરિ મતિ થોરી, [37]રવી સનમુખ ખધોત ઉજોરી
[38]શ્યામ તામ રસ દામ શરિરં, જટા મુકટ પરીધન મુનિચીરં
[39]પાણી ચાપ શર કટી તૃણીરં, નૌમી નિરંતર શ્રી રઘુવીરં
[40]મોહ વિપીન ધન દહન કૃશાનૂ, સંત સરોરૂહ કાનનું ભાનૂ
[42]નિશિચર કરિ બરૂથ મૃગરાજં, [43]ત્રાતુ સદાનો ભવ ખગ બાજં
[44]અરૂણુ નયન રાજીવ સુવેશં, સીતા નૈન ચકોર નિશેશં
[45]હરહૃદ માનસ રાજ મરાલં, નૌમી રામ ઉર બાહુ વિશાલં
[46]સંશય સર્પ ગ્રસન ઉરગાદં, [47]શમન સકલ સંતાપ [48]વિષાદં
[49]ભવ ભંજન રંજન સુર યુથં, ત્રાતુ સદાનો [50]કૃપા વરૂથં
[51]નિર્ગુણુ સગુણુ વિષમ સમરૂપં, [52]જ્ઞાન ગીરા ગોતીત [53]મનૂપં
[54]અમલ [55]મખિલ મન [56]વંધમ પારં, નૌમિરામ [57]ભજન મહિ ભારં
[58]ભકત કલ્પ પાદપ આરામં, તર્જન ક્રોધ લોભ મદ કામં
અતિ [59]નાગર ભવસાગર સેતું, [60]ત્રાતુ સદા દીનકર કુલ કેતું
અતુલીત ભુજ પ્રતાપ બલધામં, [61]કલીમલ વીપુલ વીભંજન નામં
[62]ધર્મ વર્મ [63]શર્મદ ગુણુ ગ્રામં, [64]સંતત સંતનોતુ મમ રામં
યદપિ [66]વીરજ વ્યાપક અવીનાસી, સબકે હૃદય નીરંતર વાસી

પ્રથમ હૃદયમા રામ લક્ષ્મણુ અને સીતાના દર્શન થયાં પછી રામે પાસે આવી જગાડયા ઘણુ આંખ ન ઉઘાડી ત્યારે ચતુર્ભુજ સ્વરૂપના દર્શન કરાવ્યા એટલે સુતીક્ષ્ણે આંખ ઉઘાડી ત્યાં સામેજ રામ લક્ષ્મણુ તથા સીતાને જોયાં ૩૦ લાકડી (દંડ) માફક ચરણુમાં પડયા ૩૧ પ્રેમનીશામાં ચકચુર ૩૨ લાંબા હાથથી રામે સુતીક્ષ્ણુને ઉઠાવી લેઈ ઘણીજ પ્રીતિથી હૃદયમાં ચાંપ્યાં ૩૩ જાણે સોનેરી વૃક્ષને તમાલનું વૃક્ષ ભેટયું. ૩૪ ચીત્રમાં

આંજીઆ હોય તેવા બનીને જોવા લાગ્યા. ૩૫ કઇ રીતે ૩૬ અથાગ અને મારી બુદ્ધી થોડી ૩૭ જાણે સુર્ય સામે પતંગીયું. ૩૮ કાળા કમળ સરખું અને વીજલી જેવું ચળકાટ મારતું શરીર. જટાના મુગટવાળુ અને વલ્કલ વસ્ત્રોને પહેરનાર ૩૯ હાથમાં ધનુષ્યબાણવાળા, અને કમર ઉપર (તુણીર) ભાથાવાળા ૪૦ મોહરૂપી મોટા વન બાળનાર અગ્નિરૂપ ૪૧ સંતોરૂપી કમળના વનને ખીલવનાર સુર્યરૂપ ૪૨ દૈતોરૂપી હાથીઓના ટોળાંને હણનાર સીંહરૂપ ૪૩ સંસારરૂપી પક્ષીને મારવામાં બાજરૂપ હેરામ ! અમારૂ રક્ષણ કરો. ૪૪ રાતા નયનવાળા તથા સુંદર વેશવાળા, સીતાજીના નેત્રોરૂપી ચકોરને તૃપ્તિ આપવામાં ચંદ્રરૂપ ૪૫ સદાશીવના હ્રદયરૂપી સરોવરમાં રાજતંસ જેવા તથા જેના બાહુ (હાથ) અને હ્રદય મોટા છે એવા હે રામ ! આપને નમું છું ૪૬ સંશયરૂપી સર્પને ગળીજવામાં ગરૂડરૂપ ૪૭ શાંત કરનાર ૪૮ દુઃખ ૪૯ ભવના દુખને ભાંગનાર અને દેવોના સમુહને રાજી કરનાર ૫૦ કૃપાના સમુહરૂપ ૫૧ હે રામ આપ એનાએ, પણ તત્વજ્ઞાનીઓની દ્રષ્ટિથી નિર્ગુણ, અને ભકતોની દ્રષ્ટિથી સગુણ, શત્રુઓની દ્રષ્ટિથી વિષમ છે અને વિચારવાળાની દ્રષ્ટિથી સમ (સરખા) છે, ૫૨ જ્ઞાન તથા વાણીથી પર છો અને ૫૩ તમારા જેવું કોઇ નથી. માટે ઉપમાંથી રહીત છો. ૫૪ મળ રહિત, શુદ્ધ ૫૫ સર્વ વ્યાપક. ૫૬ નિર્દોષ અને પારથી રહીત છો. ૫૭ પૃથ્વીનો ભાર ઉતારનાર છો. ૫૮ ભકતોને કલ્પવૃક્ષના બગીચા જેવો આનંદ આપનાર છો ૫૯ ક્રોધ વીગેરેને હઠાવનાર છો. ૬૦ ભવસાગરનો પુલ બાંધવામાં ચતુર છો. ૬૦ સુર્યવંશની કેતુ (ધજા અગર શણગાર) રૂપ મારૂ સદા રક્ષણ કરો. ૬૧ જેનું નામજ કળીયુગમાં પાપના સમુહને તોડી નાંખે છે. ૬૨ ધર્મના બખ્તરરૂપ. ૬૩ સુખ આપે એવા ગુણના ભંડારરૂપ ૬૪ હે રામ ! હમેશાં મારૂ કલ્યાણ કરો, ૬૫ નિર્મળ.

તદપી અનુજ સીય સહીત ખરારી, [66]અસહુ મનસીમમ કાનનચારી
[67]જે જાનહી તે જાનહુ સ્વામી, સગુણ અગુણ ઉર અન્તર યામી
જો કૌશલપતી રાજીવ નયના; કરો સો રામ હૃદય મમ અયના
સો:—[68]માયા વશ જીમી જીવ, રહહી સદા સંતત મગન
તીમી લાગહુ મોહી પ્રીય, [69]કરૂણા કર સુંદર[70] સુખદ
ચો—[71] અસ અભીમાન જાય જની ભોરે, મૈં સેવક રઘુપતી પતી મોરે
રામ ભક્તી [72]તજ ચહ કલ્યાણા, સો નર અધમ [73]શૃગાલ સમાના

## પંચવટીમાં રામ લક્ષ્મણ સંવાદ.

ચો—એકવાર પ્રભુ [1]સુખ આસીના, લક્ષ્મણ વચન કહે [2]છલહીના
[3]સુરનર મુની સચરાચર સાંઈ, મૈં પુછૌ નીજ પ્રભુકી નાઈ
[4]મોહી સમુઝાય કહો સોઈ દેવા, સબ તજ કરોં ચરણ રજ સેવા
કહઉ જ્ઞાન વીરાગ અરૂ માયા, [5]કહહુ સો ભકતી કરહુ જેહી દાયા
દો—ઈશ્વર જીવહી ભેદ પ્રભુ, સકલ કહો સમુઝાય
જાતે હોય ચરણ રતી, શોક મોહ ભ્રમ જાય
ચો—થોરે મહ સબ કહો બુઝાઈ, સુનહુ તાત [6]મતી મન ચિત લાઈ
[7]મૈં અરૂ મોરી તોરી તે માયા, જેહી વશ કીન્હેજીવ [8]નીકાયા
[9]ગોગોચર જહૈં લગી મન જાઈ, સો સબ માયા જાનહુ ભાઈ
તેહી કર ભેદ સુનહુ તમ સોઉ, [10]વિદ્યા અપર અવીદ્યા દોઉ

* * * * *

જ્ઞાન [11]માન જહાં એકો નાહી, [12]દેખત બ્રહ્મરૂપ સબમાંહી
[13]કહીય તાત સો પરમ વીરાગી, તૃણસમ સીદ્ધી તીન ગુણ ત્યાગી
દો—[14]માયા ઇશ ન આપકો, જાનિ કહે સો જીવ

૬૬ હે ખરારી ! હે રામ ! વનમાં વિચરનારૂં આપનું આરૂપ મારા મનમાં વસો. ૬૭ હે અંતરયામી ! કોઇ આપને સગુણ માને છે અને કોઈ આપને નિર્ગુણ માને છે તે ભલે માને; મારે તો કમળ સરખા નેત્રવાળું અયોધ્યાના રાજાનું આ રૂપ મારા ઉરમાં વાસ કરે ૬૮ માયામાં રચ્યો પચ્યો જીવ જેમ સદા માયામાં લવલીન રહે છે. ૬૯ કરૂણાના ભંડાર ૭૦ સુખ આપનાર ૭૧ પ્રભુ મારા ધણી અને હું તેનો દાસ એવું અભીમાન ( ભોરે ) ભોળપણમાં પણ ન જાય. ૭૨ તજીને કલ્યાણ ચાહે. ૭૩ શીયાળ.

આ જ્ઞાન ચર્ચા છે. ૧ સુખથી આસને ઉપર બેઠા છે. ૨ નિર્મળ ભાવથી ૩ સુર ( દેવલોક ) નરલોક તથા સચરાચરના સ્વામી ગણીને એક આપના દાસ તરીકે હું આપને પુછું છું. પ્રશ્નના ત્રણ પ્રકાર છે. ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ. જે પ્રશ્ન વાદવિવાદ માટે હોય, સામેને તોડી પાડવા માટે હોય તે કનિષ્ઠ. જે પ્રશ્ન પોતાની બુદ્ધિની ચાલાકી બતાવવા હોય તે મધ્યમ અને જે પ્રશ્ન ખાસ જ્ઞાન માટે હોય તે ઉત્તમ. ૪ મને એવો ઉપદેશ આપો કે મમતાના તમાંમ સ્થાનને તજીને આપની ચરણ રજ સેવું. ૫ જે ભકિતથી આપ દયા કરો છો તે ભકિત પણ મને કહો. ૬ રામ બોલ્યા કે હે તાત ! બુદ્ધિને ઠેકાણે રાખી સાવધાનતાથી સાંભળો. ૭ હું અને મારૂં એજ માયા. ૮ આખા બ્રહ્માણ્ડને ૯ જ્યાં સુધી મન તથા ઇંદ્રિઓ પહોંચી શકે તે તમામ માયાની સરહદ છે. જ્યાં તે ન પહોંચી શકે તે પ્રભુ. **યતો વાચો નિવર્તન્તે** શ્રુતિ પણ કહે છે કે જ્યાં મન વાણી સહીત પાછું વળી જાય તે પ્રભુ. ૧૦ વિદ્યા નામની શુદ્ધ સત્વ પ્રધાન માયા જે જગતને રચે છે અને તે જગતને વશ રાખનાર ઇશ્વરની ઉપાધી છે. તે ઇશ્વરની પ્રેરણા પ્રમાણે ચાલે છે. બારે ચમત્કાર કરે છે. અને બીજી અવિદ્યા તે પ્રપંચ જાળ ૧૧ વર્ણ અગર આશ્રમનું જ્યાં અભીમાન નથી. ૧૨ અને સર્વ જગતને પ્રભુ રૂપ સમજે છે તે જ્ઞાન. ૧૩ જેની પાસે સિદ્ધિ–સંપત્તિ તૃણ સમાન છે અને જે સત્વરજ તમ ત્રણે ગુણથી રહીત છે તે પરમ વૈરાગી છે. ૧૪ માયાના ઇશ્વરના અને પોતાના, રૂપને જે ન જાણે ( ન સમજે ) તે જીવ.



[૧૫]બંધ મોક્ષ પ્રદ સર્વ પર, માયા પ્રેરક શીવ

ચો—[૧૬]ધર્મ તે વીરતી યોગ તે જ્ઞાના, જ્ઞાન મોક્ષ પ્રદ બેદ બખાના
[૧૭]જાતે વેગી દ્રવૌ મેં ભાઈ, સો મમ ભક્તિ ભક્ત શુખદાઇ
[૧૮]સો સ્વતંત્ર અવલંબન આના, તેહિ આધીન જ્ઞાન વિજ્ઞાના
[૧૯]ભક્તિ તાત! અનુપમ સુખસુલા, મિલે જો સંત હોય અનુકુલા
ભક્તિકે સાધન કહોં બખાનિ, સુગમ પંથ [૨૦]મોંહિ પાવહિં પાની
પ્રથમાહ વિપ્ર ચરણુ અતિ પ્રીતિ, [૨૧]નિજ નિજ ધર્મ નિરત શ્રૃતિ રીતિ
[૨૨]ઇહિકર ફલ પુનિ વિષય વિરાગા, તબ મમ ચરણુ ઉપજ અનુરાગા
[૨૩]શ્રવણાદિક નવ ભક્તિ દઢાઇ, [૨૪]મમ લીલા રતિમતિ અધિકાઇ
સંત ચરણુ પંકજ અતિ પ્રેમા, મન ક્રમ વચન ભજન દઢ નેમા
ગુરૂ પિતુ માતુ બંધુ પતિ દેવા, [૨૫]સબ મોહક જાને દઢ સેવા
[૨૬]મમ ગુણુ ગાવત પુલક શરિરા, ગદગદ ગીરા નયન બહુ નીરા
[૨૭]કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે,



## રાવણુ મારીચ પ્રસંગ.

ચો—દશ સુખ ગએઉ જહાં મારીચા, નાચ માથ,[૧]સ્વારથ રત નીચા
[૨]નમન નીચકી અતિ દુખદાઇ, જીમિ અંકુશ ધનુ ઉરગ બીલાઇ
[૩]ભય દાયક ખલકી પ્રીય વાની, જીમી અકાલકે કુસુમ ભવાની

દો—કરી પુજા મારિચ તબ, સાદર પુછી બાત
[૪]કવન હેતુ મન વ્યગ્ર અતિ, [૫]એકસર આયઉ તાત

ચો—દશસુખ સકલ કથા તેહિ આગે, કહી સહિત [૬]અભિમાન અભાગે
હોહુ કપટ મૃગ તુમ [૭]છલકારી, [૮]જેહિ વિધિ હરી આનો નૃપનારી

૧૫ બંધ તથા મોક્ષને આપવા વાળો, સર્વનો નિયંતા અને માયાનો પ્રેરક તે ઇશ્વર કહેવાય છે. ૧૬ ધર્મથી વૈરાગ્ય, યોગથી (સબંધ અમર લાગ્યા રહેવાથી અગર લવલીન બનવાથી ) જ્ઞાન થાય છે. અને જ્ઞાન મોક્ષને આપનાર છે એમ વેદમાં કહયું છે, શ્રુતિમાં

કહે છે કે [illegible] કૈવલ્યં પણ. ૧૭ જેનાથી રીઝાઉં—દ્રવી ભૂત( દયાને વશ ) થાઉં તે તો ભકતને આનંદ આપનાર મારી ભક્તિ છે. ૧૮ તે કોઇના આધાર વિના સ્વતંત્ર છે. અને તેને આધીન જ્ઞાન તથા વિજ્ઞાન ( તત્વજ્ઞાન ) છે. ૧૯ હે તાત ! ભકિત તો સુખનું અનુપમ મૂળ છે, પણ જો સંત અનુકુળ ( પ્રસન્ન ) હોય તોજ મળે તેવું છે ૨૦ જે સુગમ સાધનથી પ્રાણીઓ મને પામે છે, તે ૨૧ વેદની મર્યાદા પ્રમાણે પોતપોતાના ધર્મમાં અભીરૂચી. ૨૨ આ પ્રમાણે કરવાથી વિષયોમાંથી વૈરાગ્ય અને વૈરાગ્ય થવાથી મારા ચરણમાં પ્રેમ થાય છે. ૨૩ શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિમાં દ્રઢતા કરવી. નવ પ્રકારની ભકિતના નામો ( શ્રીમદ્ભાગવત સાતમા સકંધમાં ) શ્રવણ, કીર્તન ધ્યાન, ચરણ શેવન, પુજન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદનમ્. ૨૪ મારા ચરિત્રો સાંભળવાને અધિક પ્રેમ થાય છે. ૨૫ તમામ મારા સમાન ગણીને દ્રઢ શેવા કરે છે. ૨૬ મારા ગુણ ગાતાં શરીર પુલકાયમાન થાય છે. વાણી ગદ્ગદ્ થાય છે. અને આંખોમાં પ્રેમના જળ વહે છે. ૨૭ હે લક્ષ્મણ ! કામ આદિ મદ તથા દંભ જેની પાસે નથી તેને વશ હું હંમેશાં રહું છું.

મારીચ રાવણનો મામો થાય છે. વિશ્વામીત્રના યજ્ઞમાં તે પણ વિઘ્ન કરતો હતો. તે વખતે સુબાહુ તથા તાડીકાને રામે માર્યા અને મારીચને એક ફણાવિનાનું બાણ મારીને ત્યાંથી સમુદ્ર કીનારે ફેંકી દીધો, મારીચ અનેક રૂપ ધારણ કરી શકતો હતો, તેથી સીતાજીના હરણના કાર્યમાં તે મૃગ બને તો ઠીક એમ ધારીને રાવણ તેને મળવા આવે છે તે કથા સાંભળો. ૧ સ્વાર્થી તથા નીચ. ૨ નીચો માણસ નમે ત્યારે દુઃખ પેદા થાય છે જેમ અંકુશ, ધનુષ, સાપ તથા બીલાડી ૩ જેમ અકાળના પુષ્પ ભય આપે છે તેમ ખળ પુરૂષ મીઠું બોલે તો પણ તેમાં ભય સમજવો. ૪ શા માટે ૫ એકલા. ૬ અભાગીયા રાવણે અભીમાન સહીત હકીકત કહી ૭ માયાથી ૮ જે પ્રકારે હું રામની નારી સીતાને હરી લાવું.



[૯]તેહિ પુનિ કહા સુનુ દશશીશા, [૧૦]તે નર રૂપ ચરાચર ઈશા
તાસોં તાત વૈર નહિ કીજૈ, [૧૧]મારે મરીય જિયાયેજીજૈ
[૧૨]મુનિ મખરાખન ગયઉ કુમારા, [૧૩]વિનુફર શર રઘુપતિ [૧૪]મોહિમારા
શત યોજન આયઉ પલ માંહિ, [૧૫]તિન સન વૈર કિયે ભલ નાહિ
[૧૬]ભઈ મતિકીટ ભૃંગકીનાઇ, જહઁ તહઁ મૈ દેખોં દોઉ ભાઇ
[૧૭]જો નર તાત તદપિ અતિ શૂરા, તિનહિં વિરોધ ન આઇહિ પૂરા

*   *   *   *   *

[૧૮]રા અસ નામ સુનત દશ કંધર, રહત પ્રાણુ નહિ મમઉર અંતર
[૧૯]જાહુ ભવન કુલ કુશલ વિચારી, [૨૦]સુનત જરા દીન્હેસી બહુગારી
[૨૧]ગુરૂજીમિ મૂઢ કરસિ મમ બોધા; [૨૨]કહુ જગ મોહિ સમાનકો યોધા
[૨૩]તબ મારીચ હૃદય અનુમાના, નવહિં વિરોધ નહીં કલ્યાના
શસ્ત્રી મર્મી પ્રભુ શઠ ધની, વૈદ્ય વંદિ કવિ માનસ ગુણિ
[૨૪]ઉભય ભાંતિ દેખા નિજ મરણા, તબ તાકેસી રઘુનાયક શરણા
[૨૫]ઉતર દેત મોહિ વધહી અભાગે, કસ ન મરોં રઘુપતિ શરલાગે
[૨૬]અસજીય જાનિ દશાનન સંગા, ચલા રામપદ પ્રેમ અભંગા
[૨૭]મન અતિ હર્ષ જનાવ ન તેહિ, આજુ દેખીહૌં પરમ સનેહિ



## જટાયુ ઉધ્ધાર.

**દો:**—[૧]કર સરોજ શિર પરસેઉ, કૃપા સિંધુ રઘુવીર
[૨]નીરખી રામ છબી ધામ સુખ, વિગત ભઇ સબ પીર

**ચો.**—તબ કહ ગૃધ્ર વચન ધરી ધીરા, સુનહુ રામ ભંજન [૩]ભવભીરા
નાથ ! દશાનન યહ ગતિ કિન્હી, તેહી ખલ જનક સૂતા હરી લીન્હી
[૪]લે દક્ષીણ દીશ ગયઉ ગુંસાઇ, વિલપત અતિ કુરરીકીનાઇ

---

૯ મારીચ બોલ્યો કે ૧૦ રામચંદ્રજી નર રૂપે કોટી બ્રહ્માંડના ધણી છે. ૧૧ તેમના તો માર્યા મરીએ અને જીવાડ્યા જીવીએ. ૧૨ વિશ્વામીત્રનો મખ ( યજ્ઞ ) ની રક્ષા કરવા કુમાર વયમાં રામ આવ્યા હતા. ૧૩ ફણાં વિનાનું બાણ ( થોથું ) ૧૪ મને માર્યું. ૧૫

તેની સાથે વેર કરવામાં સાર નથી. ૧૬ તે બાણુ વાગવાથી મારી મતી ભમરીએ ડંખ મારેલા કીડા જેવી થઇ છે. કારણ કે તે પછીથી જ્યાં ત્યાં હું રામ લક્ષ્મણને જોયા કરું છું, ૧૭ કદાચ રામને મનુષ્ય માનો તો પણ તે શુરવીર છે. તેની સાથે વીરોધ કરવાથી પુરું પડીએ તેમ નથી. ૧૮ રામનામનો માત્ર'રા' એટલુંજ સાંભળતા મારા હૃદયમાં પ્રાણ રહી શકતા નથી. હું તો ડરી ગયો છઉં. [ જેણે સુબાહુ તાડીકા ખર વીગેરેને માર્યા એવા રામને માણસ કેમ કહેવાય ! ] ૧૯ માટે હે રાવણ ! તમારા કુળનું કુશળ સમજીને ઘેર જાઓ. ૨૦ આ સાભળી રાવણને રીસ ચઢી અને મારીચને ગાળો પણ દીધી. ૨૧ રાવણ બોલ્યો " મારો ગુરૂ થઇને બોધ કરતો હોઇશ ! ૨૨ બોલ કે મારા જેવો જગમાં કયો યોદ્ધો છે ? ૨૩ મારીચે હૃદયમાં વિચાર કર્યો કે ' શસ્ત્ર ધારી, રહસ્ય જાણનાર પાડોશી સગા વીગેરે, રાજા, અગર પતિ, શઠ, પૈસાદાર, વૈદ્ય, ચારણ, ભટ, કવિ. ( અત્યારના જમાનામાં ન્યુસપેપરવાળા ) અને પંડિત જન, એવા નવની સાથે વિરોધ કરવાથી [illegible] થાય નહી ૨૪ રાવણને હા પાડવામાં તથા ના પાડવામા પણ મોતને જોઇને રઘુ . ચરણમાં નજર કરી એટલે પ્રભુને હાથે મરવું પસંદ કર્યું ૨૫ રાવણને ના પાડતાં .રૂર તે અભાગીઓ મને મારે તો કસ ( શા માટે ) રઘુ પતિના શર [ બાણ ) થી ન મરવું. ૨૬ આવો વિચાર કરીને તે રાવણ સાથે ચાલ્યો પણ હેસતિ મનમાં તો રામજીના ચરણમાં અભંગ પ્રેમ રાખ્યો હતો. [ આખર સુધારી લીધી હતી.] ૨૭ આજે મને પરમ સ્નેહી રામ મળશે એવો મારીચના મનમાં ઘણો હર્ષ હતો પણ તે હર્ષ તેણીં [રાવણ] ને જણાવ્યો નહોતો. આપણે પણ રાવણ જેવા ભગવાનનાં **વિરોધી** પંચ, સગા, પાડોશી અગર શેઠ પાસે પ્રભુની અગર ભક્તિની વાત કરવી નહી. કરીએ તો જરૂર વિરોધ થાય તે વખતે આપણે ભગવદ્ પ્રેમ ઢાંકી રાખવો. . Be a Roman in Rome.

રાવણ સીતાને લઇ જતો હતો તે વખતે જટાયુએ રાવણને વચમાં અટકાવીને યુદ્ધ કર્યું હતું. જટાયુ ઘાયલ થઇને પડયા છે ત્યાં રામ સીતાને શોધતા શોધતા પધાર્યા છે. ૧ રામે કમળ સરખો હાથ જટાયુના માથા ઉપર મુકયો. ૨ સુખના ધામ એવા રામની છબી જોઇને, જટાયુની, તમામ પીડા મટી ગઇ. ૩ સંસારનું દુઃખ ૪ હે ગુંસાઇ ! (હે રામ!) તે રાવણ સીતાજીને લઇને દક્ષિણ દીશામાં ગયો છે સીતા ટીટોડીની માફક રોતાં હતાં.



[૫]દરશ લાગી પ્રભુ રાખેઉ પ્રાના, ચલન ચહત અબ કૃપા નીધાના
રામ કહા તનુ રાખહુ તાતા, [૬]મુખ મુસકાય કહી તેહી બાતા
જાકર નામ મરત મુખ આવા, અધમહું મુક્તિ હોઈ શ્રુતિ ગાવા
સો મમ લોચન ગોચર આગે, રાખૌ નાથ દેહ કેહિ લાગે
જલ ભરિ નેન કહા રઘુરાઇ, [૭]તાત કર્મ નીજ તે ગતિ પાઈ
[૮]પરહિત બસ જીનકે મન માંહિ, તિન કહૌં જગ કછુ દુર્લભ નાહિ
તનુ તજી તાત જાહુ મમ ધામા, [૯]દઉ કહા તુમ પુરણ કામા

* * * * *

ગ્રધ્ર દેહ તજી ધરી [૧૦]હરી રૂપા, ભુષણ બહુ [૧૧]પટ પીત અનુપા
શ્યામ [૧૨]ગાત [૧૩]વિશાલ ભુજચારિ, [૧૪]અસ્તુતિ કરત નૈન ભરિવારી
છંદ,—[૧૫]જય રામ રૂપ અનુપ નિર્ગુણ સગુણ ગુણ પ્રેરક સહી
[૧૬]દશ શીશ બાહુ પ્રચંડ ખંડન, [૧૭]ચાપ શર મંડન મહી
[૧૮]પાથોદ ગાત, [૧૯]સરોજ મુખ, [૨૦]રાજીવ આયત લોચનમ્
નિત નૌમિ રામ કૃપાલુ [૨૧]બાહુ, વિશાલ [૨૨]ભવ ભય મોચનમ્

* * * * *

ચો—ગ્રધ્ર અધમ ખગ [૨૩]આમિષ ભોગી, ગતિ તેહિ દીન [૨૪]જો યાચત યોગી
સુનહુ ઉમા તેલોક અભાગિ, હરિતજી, હોહિ [૨૫]વિષય અનુરાગી

---

## બ્રાહ્મણ સત્કાર.

દો.—[૧]મન કર્મ વચન કપટ તજ, જો કર [૨]ભુસુર સેવ
[૩]મોહિં સમેત વિરંચી શિવ, વશ તાકે સબ દેવ
ચો—[૪]શાપત [૫]તાડત [૬]પરૂષ કહંતા, [૬]વિપ્ર પૂજ્ય અસ ગવાહિ સંતા
[૭]પૂજીય વિપ્ર શીલ ગુણ હીના, નહિન શુદ્ર ગુણ જ્ઞાન પ્રવીના
કહિ નિજ ધર્મ તાહિ સમુઝાવા, [૮]નિજ પદ પ્રીતિ દેખી [૯]મન ભાવા
રઘુપતિ ચરણ કમલ શીર નાઇ, ગયઉ ગગન [૧૦]આપનિ ગતિ પાઈ

---

૫ આપના દર્શનને માટે પ્રાણ રાખ્યા છે ! તે હવે નીકળી જવા ઇચ્છા કરે છે. ૬ હસીને જટાયુ બોલ્યો કે "મરવા વખતે જેનું નામ મુખમાં આવે તો અધમ પણ મોક્ષ પદને પામે તો તે પોતે [ રામ ] આજ મારી નજર આગળ ઉભા છો તો મારે હવે ( કેહી લાગે ) શા સુખ માટે આ દેહ રાખવો. " ૭ રામ બોલ્યા કે હે તાતા આપના રૂડાં કર્મે કરીને [ અંત વખતે મારાં દર્શનની ) આ ઉત્તમ ગતીને પામ્યા છો. ૮ પારકાને [ એટલે જ્યાં સ્વાર્થ નથી એવાને ] સુખી કરવાનું જેનું મન છે. તેમને આ સંસારમાં કશું દુર્લભ નથી. Even dust and wind will help a man who works for good to others. ૯ તમે પુર્ણ કામ પુર્ણ ભાગ્યશાળી છો માટે હું તમને શું આપું ! ( વચમાં રામે જટાયુને કહ્યું કે "સીતા હરણની વાત ત્યાં મારા પિતાને કહેશો નહિ. થોડા વખતમાં રાવણને હું મારીશ અને રાવણ ત્યાં આવશે. એટલે ખબર પડશે. ] ૧૦ પ્રભુ જેનું રૂપ. ૧૧ સુંદર પીળું પીતાંબર. ૧૨ શરીર ૧૩ લાંબા ચાર હાથ વાળું. ૧૪ આંખોમાં પ્રેમના જળ ભરીને સ્તુતિ કરવા લાગ્યા. ૧૫ અનુપમ રૂપવાળા હે રામ ! તમારો જય થાઓ. બ્રહ્મવેત્તાની નજરે આપ નિર્ગુણ છો. ભકતોની નજરે આપ સગુણ છો અને ગુણના પ્રેરક છે. ૧૬ પ્રચંડ હાથ વાળા રાવણને મારનાર, ૧૭ હાથમાં ધનુષ બાણવાળા તથા પૃથ્વીના શણગાર રૂપ ૧૮ મેઘનાં જેવા શ્યામ શરીર વાળા ૧૯ કમળ સરખા મુખવાળા ૨૦ કમળ સરખા મોટા નેત્રો વાળા ૨૧ મોટા બાહુ વાળા ૨૨ [ ભકત લોકોને ] સંસારના ભયથી છોડાવનાર [ આપને નમું છું ] ૨૩ માંસાહારી ૨૪ જેને માટે યોગીઓ યાચના કરે છે. ૨૫ વિષયમાં મજા માની બેઠા છે તે.

ગૃધ્રનો ઉદ્ધાર કરી આગળ ચાલતાં કબંધ નામના દૈત્યને રામે માર્યો તે દેહ છુટતાં ગંધર્વ બન્યો અને બોલ્યો કે " દુર્વાસાની મશ્કરી કરવાથી આ દેહ મળ્યો હતો, તે આપની દયાથી છુટયો" ત્યારે રામે કહ્યું કે બ્રાહ્મણના કુળનો દ્રોહી મને ગમતો નથી' ૧ મન કર્મ અને વાણીનું કપટ તજીને ૨ બ્રાહ્મણો ૩ હું તથા બ્રહ્મા અને શીવ અને તમામ દેવ તેને વશ સમજવા, ૪ શાપ આપનાર [ નારદજી ) ૫ મારનાર [ ભૃગુ ] ૬ પરૂષ [ કડવાં વચનો ) કેહનાર ( પરશુરામ ) ૬ પણ બ્રાહ્મણો પુજ્ય છે એમ સંતો કહે છે. ૭ " બ્રાહ્મણ શીલ તથા ગુણથી રહિત હોય તો પણ પુજ્ય છે. અને શુદ્ર જ્ઞાનથી પ્રવિણ હોય તો પણ પુજ્ય નથીજ " આ વચનો રામચંદ્રજીના પોતાનાં છે. પણ અત્યારના વિચીત્ર જમાનામાં રામને ન માને તો રામના વચનને કોણ માને ! વિદ્યા, સદાચાર, જાતિ તથા નીતીથી જગતને જેવું દબાવી શકાય છે તેવું બીજું એકે સાધન નથી. માટે બ્રાહ્મણોએ ઉંચી સ્થીતી રાખવી હોય તો, ઉંચા સાધનની જરૂર છે, રાગ દ્વેષ, વાદવિવાદ અને ઇર્ષા જ્યાં છે ત્યાં પડતી છે અને તે નથી ત્યાં ચડતી છે. ૮ રામના ચરણમાં ૯ રામ પ્રસન્ન થયા. ૧૦ ઉડીને ગયો.

## શવરી રામ મિલાપ

ચો.—[૧]તાહિ દેઇ ગતિ રામ ઉદારા, શબરીકે આશ્રમ [૨]પગુ ધારા
શબરી દેખી રામ [૩]ગૃહ આચે, [૪]મુનીકે બચન સમુઝી મન ભાચે
[૫]સરસીજ લોચન બાહુ બિશાલા, જટા મુકુટ શીર [૬]ઉર બનમાલા
શ્યામ ગૌર સુંદર દોઉં ભાઇ, શબરી પરી ચરણુ [૭]લપટાઇ
[૮]પ્રેમ મગન મુખ બચન ન આવા, પુનિપુનિ પદસરોજ [૯]શીર નાવા
[૧૦]સાદર જલ લઇ ચરણુ [૧૧]પખારે, [૧૨]પુનિ સુંદર આસન બેઠારે

દો.—કંદમુલ ફલ સરસ અતિ, દિયે રામ કહું [૧૩]આનિ
પ્રેમ સહિત પ્રભુ ખાએઉં, બારહિ[૧૪] બાર બખાનિ

ચો.—[૧૫]પાણી જોરિ આગે ભઈ [૧૬]ઠાઢી, પ્રભુહિ બીલોકી પ્રીતિ અતિ બાઢી[૧૭]
કેહિ બિધિ અસ્તુતિ કરોં તુહ્મારી, અધમ જાતિ મૈં [૧૮]જડ અતિ ભારી
અધમ તે અધમ અધમ અતિનારી, તીન મહઁ મૈં મતિમંદ [૧૯]ગવારી
કહ રઘુપતિ સુન [૨૦]ભામિની બાતા, માનૌં એક [૨૧]ભક્તિકર નાતા
[૨૨]જાતિ પાંતિ કુલ ધર્મ બડાઇ, ધનબલ પરિજન ગુણ ચતુરાઇ
[૨૩]ભક્તિ હિન નર સોહત કૈસે, બીનુ જલ વારિદ દેખીય જૈસે
[૨૪]નવધા ભક્તિ કહોં તોહિ પાંહી, [૨૫]સાવધાન સુનુ ધરૂ મનમાંહિ
પ્રથમ ભક્તિ [૨૬]સંતન કર સંગા, [૨૭]દુસર રત મમ કથા પ્રસંગા

દો.—ગુરૂપદ પંકજ સેવા, તીસરી ભક્તિ [૨૮]અમાન
ચોથી ભક્તિ મમ ગુણુ ગણુ, કરે કપટ તજી ગાન

ચો.—[૨૯]મંત્ર જાપ મમ દ્રઢ વિશ્વાસા, પંચમ ભજન સો [૩૦]વેદ પ્રકાશા
છઠ[૩૧] દમ શીલ [૩૨]વિરતી બહુ કર્મા, [૩૩]નીરત નીરંતર સજ્જન ધર્મા
[૩૪]સપ્તમ સબ મોહિમય જગ દેખે, મોતે સંત અધિક કર લેખે
[૩૫]અષ્ટમ યથાલાભ સંતોષા, સપનેહું નહિ દેખહિ પરદોષા

---

શવરી જાતની ભીલડી હતી. મતંગ રૂષીની પંપા સરોવર ઉપર સેવા કરતી હતી. મતંગે દેહ ત્યાગ કર્યો ત્યારે શવરીને કહ્યું કે તારી સેવાનો બદલો મારો ધણી ( રામ ) ત્રેતાના અંતમાં અવતાર લેશે ત્યારે વાળશે, યોગીઓને જે લાભ ન મળે તે લાભ સેવા કરનારને મળે છે પંપાં સરોવર ઉપર [ ૮૮૦૦૦ ) રૂષીઓ હતા પણુ રામ પહેલાં શવરીની ઝુંપડીમાં આવ્યા. ૧ કબંધનો ઉદ્ધાર કરીને ૨ પધાર્યા ૩ ઘર ૪ મતંગના વચન યાદ કરી રાજી થઈ. ૫ કમળ સરખા નેત્રો ૬ કંઠમાં તુળસીની માળા ૭ દંડવત કર્યા ૮ પ્રેમ ઘેલી થવાથી બોલી શકી નહી ૯ માથું નમાવ્યું. ૧૦ ઘણા પ્રેમથી ૧૧ ધોયા ૧૨ પછી સુંદીર આસન ઉપર બેસાડયા [ પ્રેમથી આપેલું આસન અગર ભોજન તે સુંદીર સમજવું ) ૧૩ આણી આપ્યા ૧૪ વારંવાર વખાણુ કર્યા ૧૫ હાથ જોડીને ૧૬ ઉભી રહી ૧૭ પુનમનો ચંદ્ર જોઇ સમુદ્ર ઉછળે તેમ રામને જોઈ શવરીનો પ્રેમ ઉભરાયો ૧૮ જડ બુદ્ધિ વાળી ૧૯ ગમાર ૨૦ સ્ત્રી ૨૧ ભક્તિનો નાતો—ઓળખાણુ ૨૨ જ્ઞાતિ [ કોમ ], શાખ [ આબરૂ ], કુળ અને ધર્મની

બડાઇ, ધનનું બળ, પરિજન ( સગા સહોદર ], ગુણ, અને ચતુરાઇ ૨૩ તે તમામ હોય પણ ભક્તિ ન હોય તો જળ વિનાના વાદળાં જેવો ગણાય છે ૨૪ નવ પ્રકારનો ૨૫ સાવધાન થઇને સાંભળો ૨૬ સંતોનો સંગ, પણ તે સંતો ઉપદેશ આપી કલ્યાણ કરે તે ૨૭ બીજી ભક્તિ મારી કથામાં રત [ પ્રેમ ] ૨૮ અમાન [ દાસ બનીને ] ૨૯ મારા મંત્રના જાપમાં દ્દઢ વિશ્વાસ ૩૦ વેદમાં કહે છે ૩૧ ઇંદ્રિયોનો નિગ્રહ ૩૨ વૈરાગ્ય, નિવૃતી ૩૩ સજનોના ધર્મમાં હમેશાં પ્રીતી ૩૪ સાતમા પ્રકારની ભક્તિ–સર્વ જગતને મારા સ્વરૂપમય જેવું, દ્વેષથી રહિત થવું તે—અને મારા કરતાં પણ સંતને અધિક ગણવા. આગળ કાગ ભુશંડી ગરૂડજીને કહે છે કે

ચે.—મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામતે અધીક રામ કર દાસા,

ભાવાર્થ—સત્સંગનો મહિમા આપણે ઘણીવાર કબુલ કરીએ છઇએ. પણ તેમાંથી સૌને સરખો લાભ નથી મળતો તેનું મુળ કારણ સતસંગ કરાવનાર સંતમાં ઓછો વધતો પ્રેમ છે. શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૮૪ ના ૨૩ માં શ્લોકમાં શ્રી કૃષ્ણ કહે છે કે જીવની વૃત્તિનો વેગ—પ્રેમ—ચાર ઠેકાણે વહેંચાઇ ગયો છે તે ચારે ઠેકાણે મટીને તે વેગ—પ્રેમ ધાધ, એક ઠેકાણેજ રહે તો જીવનું કલ્યાણ થતાં વાર નથી. તે ચાર ઠેકાણાં સાંભળો [ ૧ ] દેહમાં આત્મ બુદ્ધિ [ ૨ ] સગામાં મમત્વ બુદ્ધિ ( ૩ ) જળમાં તિર્થ બુદ્ધિ ( ૪ ) પાષાણ આદિની મૂર્તિમાં પુજ્ય બુદ્ધિ. આ ચારે ઠેકાણેથી વૃત્તિને વાળીને જીવ એમ સમજતાં શીખે છે કે ( ૧ ) મારા સંત અગર સદ્ગુરૂ તે મારા આત્મા છેએટલે તે ધણી અને હું તેનો દાસ છું, ( ૨ ) મારા સાચા સગા તો સંત અગર સદ્ગુરૂ છે, જે મને વિષય સુખમાંથી મુક્ત કરીને બ્રહ્માનંદ આપશે ( ૩ ) સાચુ તીર્થ તો મારા સંત અગર સદ્ગુરૂ છે. તીર્થનો મહિમા સંતોથી વધ્યો છે.—તીર્થને પેદા કરનાર સંતો છે. આપણે ગાઇએ છીએ કે " સકળ તીરથ મારા સદ્ગુરૂ ચરણે, કોટી ગંગાને કોટી કાશીરે " અગર " સકળ તીરથ મારા સદ્ગુરૂ ચરણે ગંગા જમુના રેવા " ( ૪ ) પાષાણ આદિની મુર્તિ કરતાં પણ મારા સંત અગર સદ્ગુરૂ વધારે પુજ્ય છે. પાષાણ આદીની મૂર્તિને સ્થાપનાર સંતો છે. પુજ્ય પાદ સ્વામી શ્રી સહજાનંદજીએ ગઢડાના ( ૫૪ ) વચનામૃતથી પણ એમ કહયું છે કે સંત અગર સદ્ગુરૂમાં પ્રેમ થાય તોજ સતસંગનું સાચું સુખ મળે. વૈષ્ણવ સંપ્રદાયમાં પરમ ભક્ત દામોદરદાસજીની આચાર્ય મહા પ્રભુજી તરફ તદાકાર વૃત્તિ થતાં કલ્યાણપદ હાથમાં આવી પહોંચ્યું. અત્યારે આ લાભ જીવોને ઘણે ભાગે નથી મળતો તેના બે કારણ છે એક તો સંત અગર સદ્ગુરૂ લાલચુ અગર વિષયી. બીજુ કારણ એ છે કે કદાચ કોઈ પવિત્ર સંત અગર સદ્ગુરૂ મળી આવે તો જીવને તેમાં વિશ્વાસ બેસતાં વાર લાગે છે; કારણ કે જ્યાં ત્યાં પાખંડના દર્શન થયાં છે. એટલે દુધના દાઝ્યાં છાશથી બીહે છે—એટલે સાચા ખોટાની પરિક્ષા કરવામાં અમૂલ્ય વખત વહી જાય છે. સંત અગર સદ્ગુરૂની ટુકામાં ટુંકી પરીક્ષા એટલીજ છે કે નીતિ, વૈરાગ્ય, સંતોષ અને ક્ષાન્તી ( ક્રોધ રહિત) જીવન–છે ? તે હોય તો ત્યાં નમી પડતાં વાર કરવી નહી. વિદ્વતા અગર આડંબરમાં કદિ લપટાવું નહિ. આચરણ વિનાની વિદ્વતા ઘી, વિનાના કંસાર જેવી છે. રૂપ આકરી ભક્તિ, મળે તેમાં સંતોષ અને સ્વપ્નામાં પણ પારકા દોષ દેખતા નથી. દોષ બે પ્રકારથી જોવાય છે. એક તેની ઇર્ષાથી અને બીજું તેને સુધારવા માટે તેમાં પ્રથમ કનિષ્ટ છે તજવા લાયક છે અને બીજો પ્રકાર ઉત્તમ છે.

[૩૬]નવમ સરલ સબસો છલહીના, મમ ભરોંસ જીય હર્ષ ન દીનાં
નવ મહુ[૩૭] જીનકે એકો હોઈ, નારી પુરૂષ [૩૮]સચરાચર કોઈ
સો અતિશય પ્રીયભામિની મોંરે, [૩૯]સકલપ્રકાર ભકિત દ્રઢ તોરે.
[૪૦]યોગીવૃદ દુર્લભ ગતી જોઇ, તો કહું આજ સુલભ ભઇ સોઈ
[૪૧]મમ દરશન ફલ પરમ અનુપા, જીવ પાવ નીજ સહજ સ્વરૂપા



## પંપા સરોવર ઉપર રામ નારદ મીલાપ.

ચો.—[૧]જાનહુ મુની તુમ મોર સ્વભાઉ, [૨]જન સન કબહું કી કરોં દુરાઉ
કવન વસ્તુ અસ મોહી પ્રીય લાગી, જો મુનિવર નશકહુ તુમ માગી
જન કહું કછુ[૩] અદેયં નહિ મોરે. [૪]અસવિશ્વાસ તજહુ જનિ ભોરે
તબ નારદ બોલે હર્ષાઈ, અસવર માગૌ [૫]કરોં ઠિઠાઈ

* * * * *

દો.—[૬]રાકા રજનિ ભક્તિ તવ; રામનામ સોઈ સોમ
અપર નામ ઉડુગણુ વિમલ, બસહુ ભક્ત ઉર વ્યોમ

* * * * x

ચો. —સુન મુનિ કહ પુરાણુ શ્રુતિ સંતા,[૭] મોહ વિપિન કહ નારી વસન્તા
[૮]જપ તપ નીયમ જલાશય ઝારી, હોઇ ગ્રીષ્મ શોષે સબ વારિ

x x x x x

દો—અવઘુણુ મલ [૯]શૂલ પ્રદ, [૧૦]પ્રમદા સબ દુઃખ ખાની
[૧૧]તાતે કીન્હ નીવારણુ, મુની મૈ યહ [૧૨]જિય જાની

ચો—સુનિ રઘુપતિકે બચન [૧૩]સુહાયે, મુનિ [૧૪]તનુ પુલકી નયન ભરિ આયે
કહહુ [૧૫]કવન પ્રભુકી અસરીતિ, સેવકપર મમતા અતિ પ્રીતિ

---

૩૬ નવમા પ્રકારની ભક્તિ સૌ સાથે છળ રહિત વર્તવું, મારોજ ભરોસો રાખવો, અને હર્ષ શોકનો ત્યાગ કરવો ૩૭ જેને એકજ ભક્તિ હોય ૩૮ આ જગતમાં ૩૯ હે શબરી! તારી પાસે તો નવે ભક્તિ છે. ૪૦ યોગીઓના સમુહને પણુ જે ગતિ ( લાભ )

ન મળે તે હે શવરી ! તારે આજે સુલભ—હાથમાંજ છે. ૪૧ મારા દર્શનનું ફળ અનુ-પમ છે, જેવું તેવું નથી. મારા દર્શનથી જીવને પોતાના સ્વ સ્વરૂપનું ભાન થાય છે.

---

શવરી પાસેથી નીકળી રામ પંપા સરોવર આવ્યા છે ત્યાં એકાંતમા નારદ પધાર્યા (નારદના શ્રાપથી રામે સીતાના વિયોગની લીલા કરી હતી એવું નારદજીનું માનવું હતું. રામને પગે લાગી એક વરદાન માગવાની ઇચ્છા કરી. તેના જવાબમાં રામ બોલ્યા કે ૧ હે મુની ! તમે મારો સ્વભાવ જાણો છો કે ૨ હું પોતાના ભકતથી કાંઇ ખાનગી રાખતો નથી ૩ ન આપી શકાય એવું ૪ મારી પાસે જે છે તે મારા ભક્તનનુંજ છે. (તેમાં તમારે શંકા કરવી નહીં. (નારદજીએ એવું વરદાન માગ્યું કે બધા નામ ભલે પણ રામ નામ સૌથી શ્રેષ્ટ થાઓ. (નારદ કહે છે કે) હે રામ ! આપની ભક્તિ રૂપી (પુનમની રાત્રીમાં રામ નામ રૂપી ચંદ્રમાં બીજા નામો રૂપી નિર્મળ નક્ષત્રોની સાથે મારા હૃદયકાશમાં બીરાજો. પછી આગળ નારદજીએ રામને પુછ્યું કે " તમારી માયાને પ્રેરીને મને મોહ યુકત કરી પરણુવાની ઇચ્છા કરી અને પાછું તે વિવાહમાં આપેજ કેમ વિઘ્ન કર્યું. ? ત્યારે પ્રભુ બોલ્યા કે " જ્ઞાનીઓ પોતાના બળથી કામ ક્રોધ, લોભ, આદિની, સામે થાય છે એટલે હું તેમની સંભાળ રાખતો નથી પણ મારો ભક્ત તો મારા બળ ઉપરજ આધાર રાખે છે માટે જેમ માતા પોતાના ધાવણા બાળકની સંભાળ રાખે છે તેમ હું મારા ભકતની સંભાળ રાખું છું) ૭ મોહ રૂપી વનને ખીલવનાર સ્રી વસંત રૂતુ છે ૮ જપ તપ નીયમ રૂપી જળાશયને સુકવી નાંખનારી સ્રી રૂપી ગીષ્મ રૂતુ છે, ૯ ચીંતા કરાવનારી ૧૦ સ્રી ૧૧ તેથી તમને સ્રીમાંથી મુકત કર્યાંછે. ૧૨ મનમાં વિચાર કરીને ૧૩ સુંદર ૧૪ શરીર પર રોમાંચ ઉભાં થયાં, આંખ પ્રેમના જળ આવ્યા ૧૫ કેવી ઉદાર.

---

જે ન ભજહિ અસ પ્રભુ [૧૬]ભ્રમ ત્યાગી, [૧૭]જ્ઞાનરંક મતિમંદ અભાગી
પુનિ સાદર બોલે મુનિ નારદ, સુનહુ રામ [૧૮]વિજ્ઞાન વિશારદ
સંતનકે લક્ષણુ રઘુવીરા, કહહુ રામ ભંજન [૧૯]ભવભીરા
સુન મુનિ સંતનકે ગુણુ કહઉં, જેહિતે મૈ ઉનકે વશ રહઉ
[૨૦]ષટ વિકાર તજી [૨૧]અનઘ [૨૨]અકામા, [૨૩]અચલ [૨૪]અકિંચન [૨૫]શુચિ સુખ ધામા
[૨૬]અમિત બોધ [૨૭]પરમારથ ભોગી, [૨૮]સત્ય સાર કવિ કોવિદ યોગી
[૨૯]સાવધાન [૩૦]મમતા મદ હીના, [૩૧]ધીર ભક્તિ પથ પરમ પ્રવીના

દો:—ગુણાગાર [૩૨]સંસાર દુઃખ, રહિત [૩૩]બિગત સંદેહ
[૩૪]તજી મમ ચરણુ સરોજ પ્રીય, તિન કહ દેહ ન ગેહ

ચો:—નિજ ગુણુ શ્રવણુ સુનત [૩૫]સકુચાહી, પરગુણુ [૩૬]સુનત અધિક હર્ષાહી
સમ સીતલ નહિ ત્યાગહી નીતિ. સરલ સુભાવ [૩૭]સબહિં સન પ્રીતિ
જપતપ વૃત અરૂ સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્ર પદ પ્રેમા
શ્રદ્ધા ક્ષમા મયત્રી દાયા, મુદિતા મમ પદ [૩૮]પ્રીતી અમાયા
[૩૯]વિરતી વિવેક વિનય વિજ્ઞાના, બોધ [૪૦]યથારથ વેદ પુરાણા
દંભ માન મદ કરહિં ન કાઉ, ભુલી [૪૧]ન દેહી કુમારગ પાઉ
ગાવહી સુનહી સદા મમ લીલા,, [૪૨]હેતુ રહિત પરહિત રત શીલા
સુન મુની સાધુનકે ગુણુ જે તે, કહિ ન શકહી [૪૩]શારદ શ્રુતિ તે તે

છં:—[૪૪]કહિશક ન સારદ શેષ નારદ, સુનત પદ પંકજ ગહે
અસ દીનબંધુ કૃપાલુ અપને, ભકત ગુણુ નિજ સુખ કહે
શિર નાઈ બારહી બાર ચરણુન્હ, બ્રહ્મપુર નારદ ગયે
[૪૫]તે ધન્ય તુલસીદાસ આસ વિહાય જે હરિ રંગ રચે

---

૧૬ માયાનાં ફંદ મૂકીને ૧૭ અજ્ઞાન, પામર ૧૮ તત્વને જાણુનાર ૧૯ સંસારના દુઃખને હરનાર ૨૦ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ૨૧ નિર્દોષ ૨૨ નિષ્કામ. ૨૩ દ્રઢતા વાળા ૨૪ ધનના ત્યાગી. ૨૫ પવિત્ર ૨૬ અપાર બોધવાળા ૨૭ સ્વાર્થ ત્યાગી ૨૮ હંસવત્ સારા ગુણુ ગ્રહણુ કરનાર ૨૯ ધર્મ કાર્યમાં સાવધાન ૩૦ મમતા તથા મદ રહિત ૩૧ ધીરજ વાળા તથા ભક્તિના રસ્તામાં ઘણોજ પ્રવિત્ર ૩૨ સંસારના દુઃખથી રહીત ૩૩ પ્રભુ, શાસ્ત્ર તથા સદગુરમાં શંકા રહીત ૩૪ હે પ્રીય નારદજી ! સંત લોકો મારા ચરણુને છોડીને દેહ અગર ઘરમાં પ્રીતિ કરતા નથી. ૩૫ સંકોચ પામે છે. લાજે છે. ૩૬ સાંભળીને ૩૭ કોઇની સાથે ઝેર વેર નથી. ૩૮ છળ રહીત પ્રીતિ ૩૯ વૈરાગ્ય ૪૦ બરાબર ૪૧ ખોટે રસ્તે પગ મુકતાં નથી ૪૨ સ્વાર્થ રહીત ૪૩ શારદા અને વેદ ૪૪ સંતોના ગુણોને સરસ્વતી તથા શેષ કહી ન શકે એમ જ્યારે પ્રભુએ કહ્યું ત્યારે નારદજીએ પ્રભુના ચરણુ પકડયા. ૪૫ તુલસીદાસ કહે છે કે દુષ્ટ આશાઓને તજીને જે હરીના રંગથી રંગાઇ જાય તેમને ધન્ય છે.

## રામ હનુમાન મિલાપ.

ચોઃ—આગે ચલે [૧]બહુરી રઘુરાઇ, રૂષ્યમૂક પર્વત [૨]નિયરાઇ
તહઁ રહે [૩]સચીવ સહિત સુગ્રીવા, આવત દેખી [૪]અતુલ બલ સીંવા
[૫]અતિ સભીત કહ સુન હનુમાના, પુરૂષ [૬]યુગલ બલરૂપ નિધાના
[૭]ધરિ બટુરૂપ દેખ તૈ જાઇ, [૮]કહી સુજાન જીય સૈન બુઝાઇ
[૯]પઠવા વાલિ હોય મન મૈલા, ભાગોં તુરત તજો યહ શૈલા
[૧૦]વિપ્ર રૂપ ધરી કપી તહ ગયેઉ, માથ નાય [૧૧]પૂછત અસ ભયઉ
કો તુમ શ્યામલ ગૌર શરીરા, ક્ષત્રીય રૂપ ફીરહુ [૧૨]વન વીરાં
કઠીન ભુમી [૧૩]કોમલ પદ ગામી, [૧૪]કવન હેતુ વન [૧૫]વિચરહુ સ્વામી
મૃદુલ મનોહર સુંદર [૧૬]ગાતા, [૧૭]સહત દુસહ વન આતપ બાતા
[૧૮]કોતુમ તીન દેવમહ કોઉ, નર નારાયણુ કોતુંમ દોઉ ?

દોઃ—[૧૯]જગ કારણુ તારણુ ભવહિ, ભંજન ધરણી ભાર
કો તુમ અખીલ ભુવનપતિ, લીન્હ મનુજ અવતાર

ચોઃ—હઁસી બોલે રઘુવંશ કુમારા, વીધીકર લીખાકો મેટન હારા
કોશલેશ દશરથકે [૨૦]જાયે, હમ[૨૧]પીતુ વચન માની વન આયે
નામ રામ લક્ષ્મણુ દોઉ ભાઇ, [૨૨]સંગનારી સુકુમાર [૨૩]સુહાઇ
[૨૪]યહાં હરી નીશીચર વૈદેહી, [૨૫]ખોજત વિપ્ર ફીરહી હમ તેહી
[૨૬]આપન ચરીત કહા હમ ગાઇ, આપ [૨૭]કહહુ નીજ કથા બુઝાઇ
પ્રભુ પહીચાની પર્યો ગહી ચરણા, સો સુખ ઉમા જાય નહી વરણા
પુલકીત તનુ મુખ આવ ન વચના, દેખત [૨૮]રૂચીર વેશકી રચના
પુની ધીરજ ધરી અસ્તુતી કીન્હા, હર્ષ હૃદય [૨૯]નીજ નાથહી ચીન્હા
[૩૦]મોર ન્યાઉ મૈં પુછા સાઇ, તુમ કસ પુછહું નરકી નાઇ
તવ માયાવશ [૩૧]ફીરૌ ભુલાના, તાતે મૈં [૩૨]નહી પ્રભુ પહીચાના

---

પંપા સરોવરથી આગળ ચાલતાં રામ રૂષ્યમૂક પર્વત પાસે આવ્યા. કિસ્કંધામાં વાળી નામનો વાનર રાજા હતો તેના ભાઇનું નામ સુગ્રીવ હતું, તેઓ વચ્ચે કલહ થવાથી સુગ્રીવની સ્ત્રીને વાલીએ ( મોટા ભાઇએ ) પોતાની સ્ત્રી કરીને રાખી હતી અને સુગ્રીવને રાજ બહાર કાઢી મુકયો હતો. તે રૂષ્યમૂક ઉપર રહેતો. ત્યાં વાલી આવે તો બળી મરે એવો

રૂષિનો શ્રાપ હતો. સુગ્રીવ પાસે હનુમાન કારીભારી હતા. ૧ પંપા સરોવરથી આગળ ૨ પાસે ૩ કારભારી, મંત્રી ( હનુમાન ) ૪ ઘણા બળવાળા ૫ ઘણોજ ગભરાઇને સુગ્રીવ ૬ જોઇ, એ ૭ હે હનુમાન તમે બટુ ( વિદ્યાર્થી ) નું રૂપ લઇને જાઓ. ૮ તેઓની સાથે વાતચીત કરો અને જે કાંઈ સમજાય તે મને સેન બુજાઇ ( સાનમાં સમજાવો ) ૯ જો કદાચ મારો ભાઇ વાલી જે મનનો મેલો (ઘણોજ કપટી) છે તેણે કદાચ તેઓને ( રામ લક્ષ્મણને ) મોકલ્યા હોય તો હું આ શૈલા ( પર્વત ) તજીને નાશી જાઉં. ૧૦ બ્રાહ્મણનું રૂપ લઇને હનુમાન ત્યાં ગયા. ૧૧ નીચે પ્રમાણે પુછ્યું. ૧૨ હે વનના સીંહો ! ૧૩ કોમળ પગેથી ચાલે છે ૧૪ શા હેતુથી ૧૫ ફરો છો ૧૬ શરીર ૧૭ વનના સખત તાપ તથા પવનને સહો છો. ૧૮ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાંથી કોઇ બે દેવ છો અગર નર નારાયણ છો ? ૧૯ જગતના કારણ રૂપ ( બ્રહ્મ ), ભક્તોને સંસારમાંથી તારનાર, પૃથ્વીનો ભાર ઉતારનાર પ્રભુએ અવતાર લીધો છે. એમ સાંભળ્યું છે. તે આપ બ્રહ્માંડના પતિ છો? ૨૦ પુત્ર ૨૧ પીતાની આજ્ઞાથી ૨૨ સીતા ૨૩ સુંદર ૨૪ આટલામાં રાક્ષસે સીતાનું હરણ કર્યું છે. ૨૫ હે બ્રાહ્મણ ! અહીં ફરીને તેને શોધીએ છીએ. ૨૬ અમારૂં વૃતાંત ૨૭ હવે આપનું વૃતાંત કહો. ( હનુમાને રામને ઓળખ્યા ) ૨૮ રામનો સુંદર વેશ ( મનુષ્ય લીલા ) ૨૯ પોતાના ધણી સમજીને ૩૦ હું તો પામર છું તે આપ કોણ? એવું મેં આપને પુછ્યું પણ આપ તો અંતર યામી છો છતાં મને સાધારણ માણસની માફક કેમ પુછ્યું ? ૩૧ ભુલ્યો ભટકું છું ૩૨ ઓળખ્યા નહી.

દો:—[૩૩]એક મંદ મૈં મોહ વશ, કુટીલ હ્રદય અજ્ઞાન
પુનિ પ્રભુ મોહી વીસારેહુ, દીનબંધુ ભગવાન
ચો:—[૩૪]સુનો કપી જીય માનસી જની ઉના, તૈં મમ પ્રીય લક્ષમણુતે દુના
[૩૫]સમદર્શી મોહી કહ સબ કોઇ, સેવક પ્રીય અનન્ય ગતી હોઈ

## લક્ષ્મણનું બ્રહ્મચર્ય.

ચો:—[૧]માગા રામ તુરત સો દીન્હા, [૨]પટ ઉર લાય સોચ અતી કીન્હા
[૩]કહ પ્રભુ લક્ષમણુ સો યેં બાતા, પહૈંચાનત પટ ભૂષણુ તાતા
હાથ જોરી લક્ષ્મણુ યે બોલે, રઘુનાયકસો [૪] વચન અમોલે
[૫]પગ ભુષણુ મૈં સકત ચીન્હારી, ઉપર કબહુ ન સીય નીહારી.

## સુગ્રીવની વૈરાગ્ય વૃત્તિ.

ચો:—ઉપજા જ્ઞાન વચન તબ બોલા, [૧]નાથ કૃપા મન ભયઉ અડોલા
[૨]સુખ સંપતી પરીવાર બડાઇ, સબ પરીહરી કરીહોં સેવકાઇ
[૩]યહ સબ રામ ભક્તિકે વાધક, કહહી સન્ત તવ પદ અવરાધક
શત્રુ મીત્ર દુઃખસુખ જગમાંહી, [૪]માયા કૃત પરમારથ નાહીં.
વાલી પરમ [૫]હીતુ જાસુ પ્રસાદા, મીલે રામ તુમ શમન વીષાદા
[૬]સપનેહુ જેહી સન હોય લરાઇ, જાગે સમુઝત મન સકુચાઇ
અબ પ્રભુ કૃપા કરહુ ઈહી ભાંતી, સબ તજી ભજન કરૌ દીનરાતી
સુની [૭]બીરાગ સંયુત કપીવાણી, બોલે વીહૅસી રામ [૮]ધનુ પાણી
[૯]જો કુછ કહા સત્ય સબ સોઈ, સખા વચન મમ મૃષા ન હોઇ
[૧૦]નટ મર્કટ ઈવ સબહી નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત

---

૩૩ એક તો હું મંદ બુદ્ધિ વાળો અને મોહને વશ, હ્રદય પાપી અને અજ્ઞાની તેથી હું આપને વીસરી ગયો છું. પણ આપ દીનબંધુ છો માટે માટે માફ કરો. એમ કહેતાં કહેતાં હનુમાનજી પોતાનું કપટ રૂપ તજીને પ્રભુના ચરણમાં પડયા, કપટ તજ્યું એટલે પ્રભુએ હ્રદયમાં ચાંપ્યા અને કહ્યું કે ૩૪ હે કપી ! તમારા મનમાં જરાએ ઓછું લગાડશો નહીં. તમે મને લક્ષ્મણથી બમણા વ્હાલા છો, ૩૫ મને સૌ સમદર્શી કહે છે પણ જે સેવકનો મારા પર અનન્ય ભાવ છે તે સેવક મને પ્રીય છે. ભગવદ્ ગીતા અ. ૯ શ્લોક ૨૯ માં પણ શ્રી કૃષ્ણ કહે છે કે

સમોઽહં સર્વ ભૂતેષ્યુ, નમે દ્વૅષ્યોઽસ્તિ ન પ્રિયઃ
યે ભજંતિ તુ માં ભકત્યા, મયિ તે તેષુ ચાપ્ય હમ !!

અર્થ—પ્રાણી માત્રમાં હું સમાન છઉં, મારે કોઇ સાથે દ્વેષ અગર રાગ નથી. પણ જેઓ ભક્તિથી ભજે તેઓમાં હું ઓતપોત—એક રસ છઉં મોક્ષ પ્રતિકા પ્રથમ પુસ્તક જેઓએ

બરાબર વાંચ્યું હશે તેમને અનન્ય ભાવનું થોડામાં થોડું પણ ભાન થયું હશે. ન વાંચ્યું હોય તો વાંચશોજી.

ઋષ્યમુક પર્વત ઉપર રામેજઇ અગ્નિની સાક્ષીથી સુગ્રીવની દોસ્તીકરી. સીતાને રાવણ જ્યારે લઇ જતો હતો ત્યારે સીતાએ 'આ રસ્તે થઇને જાઉં છું' એવા નિશાન માટે પોતાના વસ્ત્ર ફેંકયા હતા તે સુગ્રીવ પાસે છે એમ જાણવાથી, ૧ રામે તે માગ્યાં. અને સુગ્રીવે આપ્યાં. ૨ પટને પ્રેમથી છાતીમાં ઘાલીને રામે શોક કર્યો. ૩ રામે લક્ષ્મણને પૂછ્યું કે હે તાત ! તમે આ પટને ઓળખો છો કે? ૪ અમૂલ્ય વચન ૫ હે રામ ! હું જો જાણતો હોઉં તો પગના ભૂષણ ( નેપુર ) ને ઓળખી શકું છું ( કારણ કે સીતાજીને પ્રણામ કરતી વખતે મારી નજર ત્યાં પડી છે. ) પણ સીતાજીના પગ ઉપરના ભાગ ઉપર મેં કદી જોયું નથી. આ આચરણના વખાણ કરીએ તો પાર વિનાનાં છે; માટે વાતો કરે તેમાં કાંઇ નહીં પણ વર્તનમાં મુકે તેઓને ધન્યવાદ ઘટે છે.

દૈતોના હાડકાં એક બાણથી ફેંકી દે તથા સાત તાડના ઝાડોને એક બાણથી વીંધી શકે તે પુરૂષ વાલીને મારે એવું વરદાન હતું. રામે તે બેઉ કાર્યો કરી આપતાં સુગ્રીવને ખાત્રી થઇ કે પ્રભુનો અવતાર છે તેથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું. ૧ હે રામ ! આપની કૃપાથી મન અચળ થયું છે. ૨ સુખ ધન, પરીવાર અને જગતમાં શોભા, તમામનો ત્યાગ કરી આપની શેવા કરીશ. ૩ હે રામજી ! એ તમામ ભકિતને તોડી નાંખનાર છે એવું આપના ચરણનું આરાધન કરનાર ( સેવનાર ) સંત બોલે છે. ૪ માયાની કૃતિ છે તેમાં કાંઇ પણ પરમારથ નથી ૫ મીત્ર, જેની કૃપાથી, શમન વિષાદા એટલે (દુઃખને મટાડનાર) આપ રામજી મળ્યા. ૬ સ્વપ્નામાં કોઇ સાથે લડાઈ થાય પણ જાગ્યા પછી [ સમજ્યા પછી ) મનમાં સંકોચ થાય છે. ૭ વૈરાગ્ય યુક્ત ૮ જેના હાથમાં ધનુષ્ય છે તે રામ. ૯ હે સુગ્રીવ તમે કહો છો તે બરાબર છે. પણ હે સખા! મારૂં વચન (વાલીને મારવાનું અને તમને ગાદી ઉપર બેસાડવાનું] વૃથા નહીં થાય. ૧૦ કાગ રૂષી બોલ્યા કે જેમ મદારી ( મર્કટ ) વાંદરને નચાવે છે તેમ પ્રભુ જીવોને નચાવે છે. આ પ્રમાણે ગીતા અ. ૧૮ શ્લો. ૬૧ માં પણ કહે છે.

ઇશ્વર; સર્વ ભૂતાનાં, હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ.
ભ્રામયન્સર્વ ભૂતાની, યંત્રા રૂઢાનિ માયયા.

અર્થ—હે અર્જુન ! પ્રાણી માત્રના હૃદયમાં ઇશ્વિર વસે છે. તે ( ઇશ્વર ] શુભા શુભ સંસ્કાર રૂપી યંત્ર ઉપર બેસાડેલા જીવોને માયાએ કરીને ફેરવે છે. એટલે જીવનું પોતાનુંજ ધાર્યું કર્યું થતું નથી.

આ વિષય ઘણોજ ગહન છે. માત્ર આપણે એટલુંજ સમજવું કે બાપાની મરજી વિના કાંઇ બનતું નથી. કર્મના સંસ્કાર તો છે. પણ બાપો રીઝે તો કર્મ પણ ટરી જાય છે કારણ તે પછીના ( ૬૨ ) માં શ્લોકમાં એમજ કહ્યું છે કે હે ભારત, સર્વ પ્રકારે તે પ્રભુને શરણે જા. અને તેમની દયાથી શાંતીને તથા શાશ્વત ધામને પામીશ. તાત્પર્ય—પ્રભુનો થા તો તે તારૂં બધું કામ કરી લેશે

## રામ વાલી સંવાદ.

ચોઃ—[1]ધર્મ હેતુ અવતરેઉ ગુસાંઈ, મારેઉ મોહિ વ્યાધકી નાઈ
મૈં વૈરી સુગ્રીવ પિયારા, કારણ કવન નાથ [2]મોહિં મારા
[3]અનુજ વધુ ભગિની સુત નારી, સુન શઠ યે કન્યા સમચારી
ઇન્હી કુદ્રષ્ટી વિલોકે જોઇ, તાહિ વધે કછુ પાપ ન હોઈ
[4]મૂઢ તોહિ અતિશય અભિમાના, નારિ સીખાવન ધરસી ન કાના
[5]મમ ભુજબલ આશ્રિત તેહિં જાની, મારા ચહસી અધમ અભિમાની

દોઃ—[6]સુનહુ રામ સ્વામિ સુભગ, અલ ન ચાતુરિ મોરી
પ્રભુ અજહુ મૈં પાતકી, અન્ત કાલ ગતિ તોરી

ચોઃ—[7]સુનત રામ અતિ કોમલ બાની, વાલી શીશ પરસેઉ નીજ પાની
[8]અચલ કરૌં તનુ રાખહુ પ્રાના, વાલી કહા સુનુ કૃપા નીધાના
[9]જન્મ જન્મ મુનિ યતન કરાહિ, અન્તરામ કહિ આવત નાહિ
[10]જાસુ નામ બલશંકર કાશી, દેત સબહિ સમ ગતિ અવિનાશી
[11]મમ લોચન ગોચર સોઇ આવા, [12]બહુરિકિ પ્રભુ અસ બનહિબનાવા

છંઃ—સો [11]નયન ગોચર, [13]જાસુ ગુણ નિત નેતિ કહિ શ્રુતિ ગાવહિં
[14]જીતિ પવન મન, [15]ગો નિરસ કરી[16]મુની ધ્યાન કબહુંકિ પાવહી
[17]મોહિ જાનિ અતિ અભિમાન વશ, પ્રભુ કહેઉં રાખુ શરિરહિં
[18]અસ કવન શઠ હઠી કાટિ સુરતરૂ વારિ કરહિં કરીરહિ
[19]અબ નાથ કરિ [19]કરૂણા વિલોકહુ દેહુ યહ વર માંગઉ
[20]જેહિ યોનિ જન્મઉ કર્મ વશ તહઁ રામપદ અનુરાગઉં
[21]યહ તનય મમ સમ વિનય બલ કલ્યાણ પદ પ્રભુ દીજીયે
[22]ગ્રહિ બાંહ સુર નરનાહ અંગદ દાસ અપનો કીજીયે

---

વાળીને એવું વરદાન હતું કે સામે આવીને કોઇ લડે તો લડનારનું અડધું બળ વાળીમાં આવી જાય. આ વરદાનને પ્રમાણ કરવા માટે રામચંદ્રે વાળીને પાછળથી માર્યો. વાળી પડયો ત્યાં રામ આવીને ઉભા રહ્યા. વાળી ઘેરથી લડવા નીકળ્યો ત્યારે તેની સ્ત્રી તારાએ કહ્યું હતું કે " હે નાથ ! આપનો ભાઇ સુગ્રીવતો બીકણ છે તે કદી આપની સાથે લડવા ન આવે પણ પૃથ્વીનો ભાર ઉતારવા પ્રભુએ અવતાર લીધો છે કદાચ તે સુગ્રીવની પક્ષમાં પધાર્યા હશે, " આ વાત વાળીને યાદ આવતાં વાળીએ રામને પુછ્યું કે ૧ હે નાથ ! ધર્મની રક્ષા કરવા આપે અવતાર લીધો છે, પણ આપે મારી સાથે તો ધર્મ યુદ્ધ કર્યું નહીં—સામે આવીને લડયા નહીં. પણ શીકારી જેમ પાછળથી પશુને મારે તેમ મારા ઉપર આપે બાણનો ઘા કર્યો છે. ૨ મને માર્યો ! ( રામ બોલ્યા કે તું પશુ જેવો છે પશુના કર્મ કરે છે તે સાંભળ. ) ૩ નાનાભાઇની સ્ત્રી, બેન, પુત્રની સ્ત્રી અને પુત્રી એ ચારે સમાન છે છતાં તેના સામું કોઇ કુદષ્ટિ કરે તો તેને મારવામાં પાપ નથી.

ત્રેતાયુગમાં તો આવા વાળી બે પાંચ હશે, પણ આ યુગમાં તો આવા વાળી જ્યાં ત્યાં હોય છે. આ વિષયમાં સ્ત્રીઓએ ખાસ ધ્યાન રાખવાનું છે ભલે સગા હોય સ્નેહી હોય તો પણ સ્ત્રીઓએ પરપુરૂષ દેખતાં આછાં વસ્ત્રો પહેરવા એકાંત ભોગવવી, છૂટ મુકીને હસવું બોલવું, તે તમામ આચરણ વ્યભીચાર પ્રેરક છે. સાપની હૈયાતીમાં સાપને માથેથી મણી લઇ શકાય નહીં તેમ સ્ત્રીના ખોળીયામાં જીવ હોય ત્યા સુધી તેણીએ પરપુરૂષનો સ્પર્શ પણ કરવો ઘટતો નથી. આટલા માટે છેડાવૃત આપણા મંડળમાં પળાય છે તે જોઇને ઘણોજ રાજી થાઉં છું. વિધવા સ્ત્રીઓએ પોતાના દેહનું કલ્યાણ કરવું હોય તો છેડાવૃત પાળવું તથા શણગાર ધારણ કરવો નહીં. વસ્ત્રો સાદા અને પવિત્ર ધારણ કરવાં

આ વિષયમાં પુરૂષોના કરતાં સ્ત્રીઓની ઘણી જોખમદારી છે. કારણ કે સ્ત્રીના રૂપ પાસે પુરૂષતો પતંગીયું છે એવું રૂષિમુનિઓના ઇતિહાસ ઉપરથી પણ આપણે સમજી શકીએ છીએ. સ્ત્રી પુરૂષોએ એક બીજાના સંગથી દુર રહેવું એજ બચવાનું ઉત્તમ સાધન છે. ૪ હે મુઢ ! તું ઘણોજ અભીમાની છો કારણ કે તું ઘેરથી નીકળ્યો ત્યારે તારી સ્ત્રીએ શીખામણ આપી હતી તે તેં કાને ધરી નહીં—ગણકારી નહીં. ( કઇ શીખામણ તે આ ટીકાની શરૂઆતમાં બતાવી છે. ) ૫ સુગ્રીવને મારા બળનો આશ્રીત જાણ્યા છતાં, હે અધમ તથા અભીમાની ! તેં તેને મારવા વિચાર કર્યો ( સ્ત્રીએ ઓરડામાં શીખામણ આપી હતી. રામનાં તેજ વચનો અહીં સાંભળીને વાળીને ખાત્રી થઈ કે નકકી રામ પ્રભુનો અવતાર છે.—અંતરયામી છે ) ૬ વાળી બોલ્યો " હે. સુભગ ( દયાળુ કૃપાળુ ) સ્વામી રામ ! સાંભળો. આપની પાસે મારી કાંઇપણ ચાતુરી ( ચાલાકી ) ચાલી શકતી નથી. તો પણ આપ મને અધમ—પાપી વીગેરે કહો છો. તે સંબંધી પુછું છું કે અંતકાળ વખતે આપ મારી પાસે પધાર્યા છો છતાં હજી હું પાપી છઉં ? શંકર પાર્વતીને કહે છે કે હે સતિ ! વાળીની આવી કોમળ વાણી સાંભળીને રામચંદ્રે પોતાનો હાથ વાળીને માથે મૂકયો, વાળીને પોતાનો કર્યો. ૮ રામ બોલ્યા કે " હું તારા શરીરમાં તારા પ્રાણને અચળ કરી આપું તાત્પર્ય ગભરાઇશ નહીં. ૯ જન્મોજન્મથી મુનીઓ પ્રયત્ન કરે પણ અંતકાળ વખતે કયાંઇ આપ આવતા નથી. ૧૦ જેના ( આપના ) નામના બળથી સદાશીવ કાશીમાં દેહ ત્યાગ કરનારને મોક્ષપદ આપી રહ્યા છે તે રામ આજ ૧૧ મારી નજર આગળ આવ્યા છે. ૧૨ આતો ન બનવાનું બન્યું છે આવો ત્રીજ અને તેરસનો જોગ વારંવાર ન આવે માટે મારે જીવવાની ઇચ્છા નથી. ૧૩ જેના ગુણ વેદ ( न इति ) તેના જેવું કોઇ નથી એમ કહીને ગાય છે. ૧૪ જે મુનીઓએ પ્રાણાયામ અગર સમાધીથી પવન તથા મનને વશ કર્યું છે. ૧૫ ઇંદ્રીઓનો સ્વાદ તજી દીધો છે. ૧૬ તેવા મુનીઓના ધ્યાનમાં પણ જે રામ કોઇવાર આવે છે તે. ૧૭ મને અભીમાન વશ—માયાવી સમજીને આ શરીર રાખવાની ભલામણ કરે છે પણ ૧૮ એવો કોણ મૂરખ હોય કે આંબાના વૃક્ષને કાપીને કેરડાના વૃક્ષની વાડ કરે. ( રૂપૈઓ મુકીને ઢબુ પકડે ) ૧૯ દયાની નજરથી મારા સામું જુઓ અને હું માંગુ તે વરદાન આપો. ૨૦ મારા કર્મ પ્રમાણે ગમે ત્યાં અવતાર થાય—ભલે દુઃખી થાઉં પણ મારો પ્રેમ આપના ચરણમાંથી પાછો હઠે નહીં. આપને વિશરૂં નહીં, ૨૧ મારે અંગદ નામનો પુત્ર છે તે મારા જેવો વિનયવાળો તથા બળવાન છે તેનું કલ્યાણ કરજો ૨૨ તેનો હાથ પકડીને હે દેવોના પતિ ! તેને આપનો દાસ કરજો.

## ચાતુર્માસ (પ્રવર્ષણ પર્વત ઉપર.

ચો:—[1]ઘન ઘમંડ નભ ગર્જત ઘોરા, પ્રિયાહીન ડરપત મન મોરા
[2]દામિનિ દમક રહત ઘન માંહી, ખલકી પ્રીતિ યથા થીર નાહિં
વર્ષહિં [3]જલદ [4]ભુમિ નિયરાયે, યથા નમહિં [5]બુધ વિદ્ય પાયે
[6]બુન્દ અઘાત સહે ગિરિ કૈસે, ખલકે વચન સંત સહ જૈસે
[7]ક્ષુદ્ર નદી ભરિ ચલી ઉતરાઈ, જીમિ થોરે ધન ખલ બૌરાઈ
[8]ભુમિ પરત ભાઢાબર પાનિ, જિમિ જીવહિ માયા લપટાનિ
[9]સિમિટિ સિમિટિ જલ ભરહિં તલાવા, જિમિ સદ્ગુણ સજ્જનપહઁ આવા
[10]સરિતા જલ જલનિધિમેં જાઇ, હોય અચલ જિમિજિયેં હરિ પાઈ

દો:—[11]હરિત ભુમિ તૃણ સંકુલીત, સમુઝિ પરે નહિં પંથ
જીમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્ગ્રંથ

ચો:—[12]દાદુર ધુનિ ચહુ ઓર સુહાઈ, વેદ પઢે જનુ બટુ સમુદાઈ
[13]નવ પલ્લવ ભયે વિટપ અનેકા, સાધુકે મન જસ મિલે વિવેકા
[14]અર્ક જવાસ પાત વિનુ ભયઉ, જિમિ સુરાજ્ય ખલ ઉદ્યમ ગયઉ
[15]ખોજત પંથ મિલૈ નહિં ધૂરી, કરે ક્રોધ જિમિ ધર્મહિ દૂરી
[16]શશ સંપન્ન સોહ મહિ કૈસિ, ઉપકારીકી સંપત્તિ જૈસી
[17]નિશિ તમ ઘન ખદ્યોત વિરાજા, જિમિ દંભિનકા જુરા સમાજા
[18]મહાવૃષ્ટિ ચલિ ફૂટિકિયારી, જિમિ સ્વતંત્ર હુઈ બિગરહિં નારી
[19]કૃષિ નીરાવહિં ચતુર કીશાનાં, જીમિ બુધ તજહિ મોહમદમાના
[20]દેખીય ચક્રવાક ખગ નાહિં, કલિહિ પાય જીમિ ધર્મ પરાહીં
[21]ઉસર વરસૈ તૃણ નહિં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા
[22]વિવિધ જંતુ સંકુલ મહિ ભ્રાજા, બઢે પ્રજા જિમિ પાય સુરાજા
[23]જહઁ તહઁ પથિક રહે થકિ નાના, જિમિ ઇન્દ્રિય ગણ ઉપજે જ્ઞાના

---

સુગ્રીવને ગાદી આપી ચોમાસાની ઋતુમાં લડાઇ કરવી ન ફાવે માટે રામ ચાતુર માસ પસાર કરે છે. અવકાશના વખતમાં લક્ષ્મણ સાથે જ્ઞાન ગોષ્ઠિ કરે છે. ૧ આકાશમાં વરસાદ ચઢી આવવાથી ભયંકર ગર્જનાઓ થાય છે તેથી હે લક્ષ્મણ ! સીતાના વિયોગમાં મારૂં મન ડરી જાય છે ૨ જેમ ખળ પુરૂષોની પ્રીતિ સ્થીર હોતી નથી—ગરજ હોય ત્યારે ઘણી પ્રીતિ કરે અને ગરજ મટે ત્યારે ઠીકઠીક તેવી રીતે આકાશમાં મેઘની વચમાં વીજળી જણુકી રહી છે. ૩ વાદળાં ૪ ભુમી નજદીક આવીને ૫ સજ્જન પુરૂષ ૬ જેમ ખળ પુરૂષોના ઘણા કટુ વચનો સંતો સહે છે તેમ આ ગીરી વરસાદના ઘણી ધારો (ફોરાં) સહન કરે છે ૭ જેમ થોડા દ્રવ્યથી ખળ પુરૂષો છકી જઈને જેમ આવે તેમ વર્તે છે તેમ થોડા

જળથી ઉન્મત થએલી નદીઓ જેમ આવે તેમ વહે છે. ૮ જેમ જીવ માયાના સંગમાં આવવાથી મલીન–પામર બની જાય છે તેમ વરસાદનું પાણી પૃથ્વીને અડકવાથી મલીન [ કાદવ વાળું ) થાય છે ૯ જેમ સજ્જન માણસો જ્યાં ત્યાંથી ગુણને ગ્રહણ કરે છે અને અવગુણને દબાવી, પોતાનું જીવન નિર્મળ તથા પ્રવિત્ર બનાવે છે તેમ આ તળાવો પણ આસપાસથી કાંકરા તથા કાંટાવાળું પાણી પોતામાં લઇને ધીરે ધીરે કાદવ કાંકરા તથા કાંટાને નીચે દબાવીને ઉપર નિર્મળ પાણી લાવી રાખે છે. ૧૦ આ સંસારમાં પ્રભુ સિવાય ના તમામ ધંધામાં જીવને શાંતી મળતી નથી, પ્રભુની ભકિત કરે તો અચળ [ શંતિ ) થઈ જાય છે તેમ સરીતા [ નદીઓ ] પણ સમુદ્રને ન મળે ત્યાં સુધી અશાંત દેખાય છે અને સમુદ્રને મળે ત્યારે શાંત થઇ જાય છે ૧૧ જેમ પાંખડી લોકોના વાદવિવાદથી સારાં સારાં શાસ્ત્રોમાંથી શ્રદ્ધા ઉઠી ગઇ છે તેમ લીલા ખડના ઉગવાથી પૃથ્વી પરના રસ્તા તથા કેડીઓ સુજતા નથી. આજથી ત્રણસે વરસ ઉપર તુળસીદાસજી આ પ્રમાણે લખે ત્યારે અત્યારે આપણ ને ધર્મના વાદવિવાદમાં ગુંચવાડો જણાય તેમાં કાંઇ નવાઇ નથી. આપણે તો નીતી અને વૈરાગ્ય એજ આપણો ધર્મ છે એમ સમજી રાખવું; જેથી અંતઃકરણ નિર્મળ થાય તેજ કર્મ, વ્રત, તપ, અગર યજ્ઞ સમજી લેવો. જઘડામાં કદી પડવું નહી ૧૨ વિદ્યાર્થીનો સમુદાઇ જેમ વેદ પઢતો હોય તેમ દાદુર ( દેડકા ) ચારે તરફ અવાજ કરી રહ્યા છે. ૧૩ સાધુતાની સાથે જેમ વિવેક શોભે છે તેમ વરસાદની રતુથી ઝાડો ઉપર નવા પાંદડા આવ્યા છે તે શોભે છે. ૧૪ જેમ સારા ( દેખતા ) રાજ્યમાં ખળ પુરૂષો ઉદ્યમ રહિત ખીન્ન થઇ જાય છે, તેમ વર્ષા રતુમાં તમામ વનસ્પતિ લીલીં કંજાર થાય છે પણ આકડો અને જવાસો પાદડાં વિનાના બને છે સૌને આનંદ જોઇને બળી મરેછે–ખીન્ન થાય છે, ૧૫ વરસાદની એહલી રહેવાથી જેમ ધુળ શોધી જડતી નથી તેમ ક્રોધી પુરૂષના જીવનથી ધર્મ દૂર રહે છે ૧૬ જેમ ઉપકાર કરનારનું દ્રવ્ય ઉપકારથી શોભી નીકળે છે તેમ કુંડા વાળા ખેતરોથી પૃથ્વી શોભી રહી છે, ૧૭ જેમ અજ્ઞાનીઓની સભામાં દંભી આડંબરવાળા શોભે છે તેમ ઘાટી અંધારી રાત્રીમાં આગીઆ (જીવડા) શોભી રહ્યા છે. ૧૮ જેમ સ્ત્રી સ્વતંત્ર થવાથી બગડી જાય છે. તેમ ખેતરમાં કયારાઓ ઘણો વરસાદ પડવાથી ફુટી નીકળ્યા છે. ૧૯ જેમ સજ્જન પોતાના જીવનમાંથી મોહમદને કાઢી નાંખવા પ્રયત્ન કરે છે તેમ ખેડુતો પોતાના ખેતરમાંથી વાવેલા છોડ ઉપરાંતનું ખડ નીંદી નાંખે છે (ચુંટી લે છે); નહીં તો, તેમ દુર્ગુણો જીવનને બગાડે તેમ નકાસું ખડ વાવેતરને બગાડી દે છે. ૨૦ વરસાદના સપાટાથી ચકલા વીગેરે પક્ષી પોતાના માળામાં સંતાઇ ગયા છે તેથી દેખાતા નથી તેવી રીતે કળીયુગમાં ધર્મ પણ ક્યાંઇ જોવામાં આવતો નથી. સાપ ગયા અને લીસોટા રહ્યા છે. ધર્મમાં ટીલું, માળા, અને ટોકરી અને તેના પડદામાં " લાવો, લાવો બોલ કયા દેતા હે. " ૨૧ જેમ ખારમાં વરસવાથી ખડ ઉગતું નથી તેમ સંતોના હૃદયમાં કામનાઓ થતી નથી. ૨૨ જેમ સારો રાજા મળવાથી પરદેશના માણસો પણ ત્યાં વાસ કરે છે અને તેથી પ્રજામાં વધારો થાય છે તેમ ઘણો વરસાદ વરસવાથી પૃથ્વી અનેક જીવ જંતુઓથી શોભવા લાગી છે. ૨૩ ખરા ખોટાનું જ્ઞાન પ્રાપ્ત થવાથી જેમઇંદ્રીયો વિષયમાંથી પાછી વળી જાય છે તેમ પથિક [વટેમાર્ગુ ] વરસાદ પડવાથી જ્યાં ત્યાં સ્થીર થઇ ગયા છે. આ વિષય ઘણોજ ગંભીર–સમજવા લાયક છે માટે ધ્યાન પુર્વક વાંચનારને મનન કરનારને લાભ આપે એવો છે.

## સુગ્રીવનો પશ્ચાતાપ.

ચો:—નાથ વિષય [1]સમ મદ કછુ નાંહિં, મુનિ મનમોહ કરે ક્ષણ માંહિં

x x x x x

અતિશય પ્રબલ દેવ તવ માયા, [3]છુટે જબહિં કરહુ તુમ દાયા
[4]વિષય વિવશ સુર નર મુનિ સ્વામિ, મૈં પામર પશુ કપિ અતિ કામિ
[5]નારી નયન શર જાહિં ન લાગા, ઘોર ક્રોધ તમ નિશી જો જાગા
લોભ પાશ જેહિં ગર ન બંધાયા, સો નર તુમ સમાન રઘુરાયા
યહ ગુણ [6]સાધન તે નહિં હોઈ, [7]તુમ્હારી કૃપા પાવ કોઇ કોઇ
તબ રઘુપતિ બોલે મુસકાઈ, તુમ પ્રિય મોહિં ભરત જિમિ ભાઈ

## હનુમાન લંકીની સંવાદ.

ચો:—[1]જાનસિ નાહિં મર્મ શઠ મોરા, [2]મોર અહાર લંક કર ચોરા
મુષ્ટિક એક તાહિં [3]કપિહની, [4]રૂધિર વમન ધરણી ઢન મની
પુનિ સંભારિ ઉઠી સો લંકી, [5]જોરી પાણી કર વિનય સશંકી
જબ રાવણહિં બ્રહ્મા વરદીન્હા, [6]ચલત વિરંચી કહા મોહિં ચિન્હા
બિકલ હોસિ જબ કપિકે મારે, [7]તબ જાનસિ નિશ્ચર સંહારે
તાત મોર અતિ પુણ્ય બહુતા, [8]દેખેઉ નૈન રામ કર દૂતા
દો:—તાત [9]સ્વર્ગ અપવર્ગ સુખ, [10]ધરિય તુલા ઈક અંગ
તુલૈ ન તાહિં સકલ મિલિ, જો સુખ [11]લવ સતસંગ
ચો—[12]પ્રવિશી નગર કીજે સબ કાજા, હૃદય રાખી કોશલપુર રાજા
[13]ગરલ સુધા રિપુ કરે મિતાઈ, ગોપદ સિંધુ અનલ શિતલાઇ
ગરૂઅ સુમેરૂ રેણુ સમતાહી, રામકૃપા નર ચિતવૈ જાહિં.

પૈસા મલ્યા તો પ્રભુ કોણ થાય છે, એ નિયમ પ્રમાણે સુગ્રીવને ગાદી મલતાં મોજ માં પડયો. સમનુ કામ ચુકી ગયો. રામે લક્ષ્મણને મોકલી સુગ્રીવને બોલાવ્યો. સુગ્રીવ શરમાઇને ગભરાઇને રામ પાસે બોલ્યો કે ૧ જેનો ૨ મુનીઓના મનમાં પણ ઘડી વારમાં મોહ પેદા કરે છે. ૩ તમારી દયા હોયતો છુટે. ૪ વિષયથી વ્યાકુળ. ૫ જેને સ્ત્રી ના કટાક્ષો રૂપીથી બાણ વાગતાં નથી, જેઓ ક્રોધ રૂપી ઘોર અંધારી રાત્રીમાં જાગેછે

તથા જેઓ એ લોભ રૂપી ફાંસી ગલામાં ઘાલી નથી તેઓ તો હે રામ! તમારા સમાન છે. તેઓ તો પ્રભુ કહેવાય છે. ૬ સાધનથી, જાણવાથી. ૭ તમારી કૃપાથી કોઈ કોઈ પાત્ર થાયછે

---

સીતાજીની શોધ માટે હનુમાન લંકામાં પેઠા ત્યારે લંકાની રક્ષક લંકીની હનુમાનને લંકામાં જતા અટકાવીને બોલી કે ૧ શુ મારો મર્મ નથા જાણતો ? ૨ મારો આહાર લંકા ના ચોર ઊપર છે ૩ હનુમાને મારી ૪ લોહીનુ વમન થયુ અને તે પૃથ્વિ ઉપર પડી ગઇ ૫ હાથ જોડીને ડરતાં ડરતાં વિનયથી બોલી, ૬ ચાલતી વખતે મને જોઇને બ્રહ્મા બોલ્યાકે ૭ ત્યારે રાક્ષસોનો કાળ આવ્યો એવું જાણજે. ૮ આપના દર્શન થયાં ૯ સ્વર્ગ તથા મોક્ષના સુખ. ૧૦ કાંટાના એક છાબડામાં મુકીએ ૧૧ ઘડીવાર પલ. ૧૨ હૃદયમાં રામચંદ્રજી ને રાખીને નગરમાં (લંકામાં) પ્રવેશ કરજો અને તમામ કામ કરજો હૃદયમાં રામ રાખીને એવું કહેવાનો ભાવાર્થ એમ જણાય છે કે સમુદ્ર કુદીને તમે આવ્યા અને મને પણ મારીને લંકામાં જાઓ છો, માટે રામજીને હૃદયમાં રાખશોતો અભીમાન અગર લંકા રૂપી માયાના ડાહમાં મોહ થશે નહી. ૧૩ રામચંદ્રની જેના ઊપર કૃપા થાય તેને ઝેર અમૃત રૂપ થઈ જાય દુસ્મન મીત્ર બની જાય, સમુદ્ર ગાયના પગલાં જેવડો થઈ જાય અગ્નિ બરફ બની જાય અને મોટો સુમેરૂરજ જેવડો થઇ જાય. આ વિષય ઘણોજ ગહનછે મોટા મોટા વિદ્વાનો પંડીતો પણ આ વિષયમાં ભૂલા પડયા છે આ વાત તેઓ બરાબર સમજ્યા હોતતો મીરાં તુકારામ નરસી મહેતા વિગેરે ભકતને તેઓ પજવત નહીં, વિદ્વાનોને વિદ્વતાનુ બળ અને ભકતોને ભગવત નું બળ. સાદી વાતોમા સમજાણુ પડે તેવું નથી રાજાબાઈ ટાવર ઉપર ચડેલા મનુષ્યને દૂરની રેલ્વેની મોટી ગાડી એક ઇયળ જેવી જણાયછે પણ તે ટાવર પાંસે નીચે ઉભા રહેનાર ને ગાડી જ જણાતી નથી. તો તેનું સ્વરૂપતો કર્યાથી જ જણાય.

## હનુમાન બિભિક્ષણુ મિલાપ.

ચો—ભુવન એક પુનિ દીખ [૧]સુહાવા, [૨]હરિ મંદીર તહૅા ભિન્ન બનાવા
[૩]રામ નામ અંકિત ગૃહ સોહા, વરણી ન જાય દેખી મન મોહા
દો—રામ નામ અંકિત ગૃહ, શોભા વરણી ન જાય
[૪]નવ તુલસીકે વૃન્દ બહુ, દેખી હરખિ કપિરાય
ચો—[૫]લંકા નિશીચર નિકર નિવાસા, ઇહૅા કહાં સજ્જન કરવાસા
મન મહૅં [૬]તર્ક કરન કપિ લાગે, તાહિ સમય બિભીષણુ જાગે
રામ નામ તેહિ સુમિરણુ કિન્હા, [૭]હ્રદય હર્ષિ કપિ સજ્જન ચિન્હા
[૮]ઇાહિ સન હઠ કરિહૅા પહિચાનિ, સાધુ તે હોય ન કારજ હાનિ
વિપ્રરૂપ ધરિ વચન સુનાયે, સુનત બિભિષણુ ઉઠી તહિં આયે
કરિ પ્રણામ પૂછી કુશલાઇ, વિપ્ર કહહુ [૯]નિજ કથા બુઝાઈ
[૧૦]કો તુમ હરિ દાસનમેં કોઈ, મોરે હ્રદય પ્રિતિ અતિ હોઈ
[૧૧]કો તુમ રામ દીન અનુરાગી, આયહુ મોહિં કરન બડ ભાગી
દો—તબ હનુમંત કહી સબ, રામ કથા નિજ નામ
સુનત [૧૨]જુગલ તન પુલક મન, મગન સુમિરિ ગુણગ્રામ
ચો—સુનહુ પવનસુત [૧૩]રહનિ હમારી જિમિ [૧૪]દશનન્હમેં જીભ બિચારી
તાત કબહું મોહિં જાનિ [૧૫]અનાથા, [૧૬]કરિહહિં કૃપા ભાનુકુલ નાથા
[૧૭]તામસ તનુ કછુ સાધન નાહિં, પ્રિતિ ન પદ સરોજ મનમાંહિં
[૧૮]અબ મોહિં ભા ભરોંસ હનુમંતા, બિનુ હરિકૃપા મિલહિં નહિં સંતા
[૧૯]જો રઘુવીર અનુગ્રહ કીન્હા, તો તુમ મોહિં દરશ હઠી દીન્હા
સુનહુ બીભીષણુ પ્રભુકી રીતિ, કરહીં સદા [૨૦]સેવકપર પ્રીતિ

---

લંકામાં તપાસ કરતાં હનુમાને વિભિક્ષણુનું ઘર દેખ્યું ૧ સુંદર ૨ લંકામાં હરી નહીતો હરિનું મંદિરજ ક્યાંથી હોય ! પણુ વિભિક્ષણુને ત્યાં હરિ મંદિર જોયું. ૩ ઘર ઉપર ' રામ રામ ' લખ્યા હતા. તેથી તે સોહા ( શોભતું હતું ) ૪ વળી ત્યાં સુંદર તુલસીના વન હતાં, ૫ જે લંકામાં અનેક રાક્ષસો વસે છે. ત્યાં સજ્જનો વાસ ક્યાંથી હોય ! ૬ વિચાર ( રાત્રીનો સમય છે. હનુમાન તેના ઘરમાં પેસી ગયા છે. હનુમાને વિભિક્ષણુને ઉંઘતા જોયા છે. થોડી વારમાં તે જાગ્યા અને જાગીને " રામ રામ " નું

સ્મરણ કર્યું ) તે સજ્જન છે એવું હનુમાને આનંદથી માન્યું. ૮ આની સાથે અવશ્ય ઓળખાણ કરવી કારણ કે સાધુપુરૂષથી કાર્યમાં વિઘ્ન થશે નહિં. ( આવો વિચાર કરીને ) ૯ તમારૂં વૃતાંત કહો. ૧૦ વિભિષણે કહ્યું કે આપ કોઈ પ્રભુના દાસમાના છો ? ૧૧ અગર ગરીબોના બેલી એવા રામચંદ્ર આપ પોતે છો ! અને મને મોટો ભાગ્યશાળી બનાવવા પધાર્યા છો ? ૧૨ બન્નેના શરીરો તથા મન પુલકાયમાન થયાં અને પ્રભુના ગુણાવીંદ સાંભળવામાં મગ્ન થયાં. ૧૩ રીતભાત ૧૪ સુખમાં ૧૫ અનાથ ગરીબ ૧૬ રામ મારા ઉપર ધ્યાન કરશે ? ૧૭ વિભિષણ કહે છે ને મારે રાક્ષસનુ શરીર છે. અને કાંઈ સાધન કર્યું નથી એને મારા મનમાં રામના કમળ સરખા ચરણોમાં પ્રીતિ પણ નથી. ૧૮ અત્યારે મને પાકો ભરોસો થાય છે કે. ૧૯ હે હનુમાંન ! આપે મને દર્શન દીધા તેજ મારા ઉપર રામની અહેથાક સમજું છું ( નહીંતો આપ આવ્યા એ મને ખબર પણ પડત નહીં ) ૨૦ સેવક ઉપર એટલે સેવક થાઓ તો પ્રભુ રીઝે એમ છે.



## બિભીષણ રાવણ સંવાદ.

**દો;**– [1]સચીવ વૈદ્ય ગુરૂ તીની જો, **પ્રીય** બે લહી ભય આસ
રાજધર્મ તનુ તીનીકર. હોય વેગહિ નાશ

**ચો;**–જો આપન [2]ચહહુ કલ્યાના, સુયશ [3]સુમતિ શુભ ગતિ [4]સુખ નાના
તૌ પરનારી [5]લીલાર ગુંસાઇ, [6]તજો ચૌથ ચંદાકી નાઇ
ચૌદહ ભુવન એક પતી હોઇ, [7]ભુત દ્રોહ તિષ્ઠે નહીં સોઇ
[8]ગુણસાગર નાગર નર જોઉ, અલ્પ લોભ ભલ કહ ન કોઉ

**દો;**–કામ ક્રોધ મદ લોભ સબ, નાથ [9]નરક કર પંથ
સબ પરી હરી દઘુવીર પદ, ભજહુ કહહીં સદગ્રંથ

ચો;–તાત રામ [10]નહીં નર ભુપાલા, [11]ભુવનેશ્વર કાલહુ કર કાલા
[12]બ્રહ્મ અનામય અજ ભગવંતા, વ્યાપક [13]અજીત અનાદી અનંતા
[14]ગોદ્વિજ ધેનુ દેવ હિતકારી, કૃપાસિંધુ માનુષ તનુ ધારી
[15]જનરંજન ભંજન ખલ માતા, વેદ ધર્મ રક્ષક સુરત્રાતા
તાહી વૈર તજી [16]નાઇયમાથા, [17]પ્રણુતા રતી ભંજન રઘુનાથા
દેહુ નાથ પ્રભુ કહૅું વૈદેહી, [18]ભજહુ રામ વિનુ હેતુ સનેહી
શરણુ ગયે પ્રભુ તાહુ ન ત્યાગા, [19]વિશ્વ દ્રોહ કૃત અઘ જેહિ લાગા
[20]જાસુનામ ત્રય તાપ નસાવન, સોઇ પ્રભુ પ્રગટ સમુઝી જીય રાવન

**દો;**—બાર બાર પદ લાગોં, [21]વિનય કરહૅુ દશ શીશ
પરહરી માન મોહમદ, ભજહુ કોશલાધીશ

* * * * *

**ચો;**—[22]સુમતી કુમતી સબકે ઉર રહઈ, નાથ પુરાણુ[23]**નીગમ** અસ કહઈ
જહાં સુમતી તહૅું[24]સંપતી નાના, જહૅાં કુમતી તહૅું[25]વીપતી[26]નીદાના

* * * * *

હનુમાનના ગયા પછી રાક્ષસ સભાસદોએ રાવણને બળ આપ્યું કે આપણે દેવલોકોને હરાવ્યા છે તો મનુષ્ય અને વાંદરા આપણા શા હિસાબમાં છે ! આ વખતે શંકર પાર્વતીને કહે છે કે ૧ હે સતિ ! રાજ્યનો સ્થંભ દીવાન, માંદા ( આજારીનો ) સ્થંભ વૈદરાજ અને ધર્મનો સ્થંભ ગુરૂ એ ત્રણે સ્વાર્થી અગર દુરાચારી હોય તો સાંચી સલાહ આપી શકે નહીં તેના જીવનનો પ્રકાશ સામા ઉપર પડી શકે નહીં. એટલે દીવાનથી રાજનો નાશ થાય, વૈદથી શરીરનો નાશ થાય અને ગુરૂથી ધર્મનો નાશ થાય છે ( આ પ્રમાણે રાવણુની સભામાં વાતચીત થાય છે તેનો લાભ લેઇને ત્યાં વિભિષણ પધાર્યા. ભાઇને પગે લાગી આજ્ઞા લેઈ

બોલ્યા કે ૨ ઇચ્છતા હોતો ૩ સારીમતિ ૪ નાના પ્રકારના સુખ ૫ વદન ૬ ચોથના ચંદ્રમાની માફક ( પર સ્ત્રીના વદન (મુખ) ને તજી દો. ચોથનો ચંદ્રમાં જોવાથી જેમ કલંક આવે છે તેમ પરસ્ત્રીનો સંગ કરવાથી પણ કલંક આવે છે. ૭ પ્રાણીઓનો દ્રોહ કરે તો તે ટકી શકે નહી ! જે પુરૂષ ગુણસાગર અને ચતુર હોય અને થોડો સરખો લોભ કરે ( ખરાબ વિષયમાં પડે ) તો તે સારૂ કહેવાય નહીં. ૯ નરકના રસ્તા છે. ૧૦ એકલા રાજાજ નથી. ૧૧ કોટી બ્રહ્માંડનો નાથ અને કાળનો પણ કાળ છે. ૧૨ બ્રહ્મરૂપ, નિર્દોષ, અજન્મા ભગવાન છે. ૧૩ ન જીતાય તેવા ૧૪ પૃથ્વી, બ્રાહ્મણો, ગાયો અને અને દેવ લોકોના કલ્યાણ માટે કૃપાસાગર રામે મનુષ્યદેહ ધારણ કરી છે. ૧૫ પોતાના ભક્તને રાજી કરવા અને ખળના ટોળાનો નાશ કરવા, વેદમાં બતાવેલા ધર્મનું અને દેવોનું રક્ષણ કરવા. ૧૬ તેમને પગે લાગીએ. ૧૭ શરણે આવેલાના દુઃખને ભાંગનારા છે. ૧૮ સ્વાર્થ વિના સ્નેહ કરનાર રામને ભજો. ૧૯ વિશ્વના દ્રોહથી થએલું પાપ જેને લાગ્યું હોય. ૨૦ ત્રણે તાપનો નાશ કરનાર જેનું નામ છે, એજ પ્રભુ પ્રગટ્યા છે એવું હે રાવણ ! જાણો ૨૧ હે રાવણ ! વિનંતી કરૂં છું. ૨૨ સારા વિચાર અને ખોટા વિચાર. દેવી ગુણ અને આસુરી ગુણ. ૨૩ વેદ. ૨૪ સુખ. ૨૫ દુઃખ. ૨૬ નક્કી.



દો;—લાત ચરણ ગહી માંજહુ,[૨૭]રાખહુ મોર દુલાર
સીતા દેહુ રામ કહે, અતી હીત હોય તુહાર

*  *  *  *  *

ચો;—અસ કહી[૨૮]કીન્હેસી ચરણ પ્રહારા,[૨૯]અનુજ ગહે પદ બારહી બાર
[૩૦]ઉમા સંતકી યહી બડાઈ, મંદ કરત જો કરે ભલાઈ
તુમ[૩૧]પીતુ સરીસ ભલે મોહી મારા, રામ ભજે હીત હોય તુહારા

## બિભિષણ પ્રયાણ ( લંકાથી સુવેલપુર )

દો;—રામ સત્ય સંકલ્પ પ્રભુ, સભા કાલવશ તોરી
મેં રઘુવીર શરણુ અબ, જાઉં દેઉ જનિ ખોરી

ચો;—ચલેઉ હર્ષી રઘુનાયક પાહીં, કરત [૨]મનોરથ બહુ મન માંહી
દેખીહોં જાય ચરણ [૩]જલ જાતા, [૪]અરણ મૃદુલ સેવક સુખદાતા
[૫]જે પદ પરસી તરી રૂપી નારી, દંડક કાનન પાવન કારી
[૬]જે પદ જનક સુતા ઉર લાયે, કપટ કુરંગ સંગ ધરી ધાયે
[૭]હર ઉર સર સરોજ પદ જેઇ, અહો ભાગ્ય મેં દેખવ સોઈ

દો;—જીન [૮]પઁયનકી પાદુકા ભનત રહે [૯]મન લાય
તે પદ આજ [૧૦]વીલોકીહોં, [૧૧]ઇન નયન અબ જાય

+ + + + + +

ચો;—જાનિ ન જાય [૧૨]નીશાચર માયા, [૧૩]કામ રૂપ કેહી કારણ આવા
[૧૪]ભેદ હમાર લેન શઠ આવા, રાખીય બાંધી મોહીં અસભાવા
[૧૫]સખા નીતી તુમ નીક વીચારી, મમ પણુ શર્ણાગત ભયહારી
સુની પ્રભુ વચન હર્ષ હનુમાના, [૧૬]શરર્ણાંગત વત્સલ ભગવાના

+ + + + + +

[૧૭]કોટી વીપ્ર વધ લાગહી જાહુ, આયે શરણ તજોં નહીં તાહુ

---

૨૭ મારૂં નાના ભાઇનું કહ્યું રાખો–માનો. ૨૮ પાટુ મારી ૨૯ વિભિષણ રાવણને પગ થોબાના લાગ્યા. ૩૦ શંકર પાર્વતીને કહે છે હે ઉમા! સંતોની એજ બડાઇ (મોટાઇ) છે કે કોઇ તેનું બગાડે તો પણુ તેની સાથે ભલાઇ કરે છે. ૩૧ બાપ સરખા.

૧ ( રાવણ પાસેથી જતાં જતાં વિભિષણ બોલ્યો કે ) જેનો સત્ય સંકલ્પ છે એવા પ્રભુ જે પોતે રામ છે અને હે ભાઇ ! તારી સભા કાળને વશ થઇ છે ( કારણ કે મારી વાત તને ગમી નહીઃ ) હવે હું રામને શરણ જાઉંછું તેમાં મારો દોષ કાઢશો નહી. ૨ વિચાર. ૩ કમલ સરખા ૪ ઉગતા સુર્યના જેવા લાલ અને કોમળ અને સેવકને સુખ આપનાર. ૫ જે ચરણને અડકીને ગૌતમની સ્ત્રી તરી ગઇ તથા જે ચરણે દંડકારણ્યને પાવન કર્યું, ૬ જ્યારે રામ કપટ મૃગને મારવા દોડયા ત્યારે પાછળથી તેમના જે ચરણને સીતાજીએ હ્રદયમાં રાખ્યા તે ચરણ. ૭ સદાશીવના હ્રદયરૂપી તળાવમાં કમળ સરખા જે ચરણ તે આજ મારા અહો ભાગ્ય તે મને જોવા મળશેજ. ૮ ચરણની આંખડી. ૯ હ્રદયમાં ઉતારી. ૧૦ જોઇશ. ૧૧ હમણાં જઇને આ આંખોથી. ૧૨ દૈત્યની માયા (કપટ) ૧૩ કામનાથી ઘેરાએલા, માયામાં રચ્યા મચ્યા. ૧૪ સુગ્રીવ કહે છે કે મારો અને અંગદનો ભેદ લેવા એટલે મારી અને અંગદની વચ્ચે ખટપટ કરાવવા માટે તે શઠ આવ્યો છે. મારો તો એવો મત છે કે તેને ( વિભિષણને ) અહીં બાંધી રાખો ( નજરકેદ કરો ) ૧૫ રામે સુગ્રીવને કહ્યું કે હે સખા ! નીતિ પ્રમાણે તમારી વાત ખરી છે પણ શરણે આવેલાનો ભય હરવો એવી મારી પ્રતિજ્ઞા છે, ૧૬ શરણે આવેલાને તજનાર. ૧૭. કોટી ગૌહત્યા લાગી હોય તે પણ શરણે આવેતો તેનો હું ત્યાગ કરતો નથી ભગવતગીતાના અધ્યાય ૯–૩૦ શ્લોકમાં શ્રી કૃષ્ણ કહે છે કે ઘણોજ દુરાચારી હોય તો પણ જો અનન્ય ભાવથી મારા શરણે આવે તો તે ઉત્તમ માનવા યોગ્ય છે કારણકે તેનો નિશ્ચય ઘણો ઉત્તમ પ્રકારનો છે, અને આગળ કહે છે કે એવા દુરાચારી વિના વિલંબે ધર્માત્મા બની જાય છે. અહીં પણ એજ વાત થાય છે.

---

[18]સન્મુખ હોય જીવ મોંહી જબહી, જન્મ કોટી અઘનાશાં તબહી
[19]પાપવંત કર સહજ સ્વભાઉ, ભજન મોર તેહી ભાવ ન કાઉ
[20]જો પૈં દુષ્ટ હૃદય સો હોઈ, મોરે સન્મુખ આવકી સોઇ
[21]નિર્મલ મન જન સો મોહી પાવા, મોહી કપટછલ છીદ્ર [22]ન ભાવા

## રામ બિભિષણ સંવાદ.

ચો:—[1]ઉભય ભૌંતી લે આવહુ, હઁસ કહ કૃપાનીધાન
જય કૃપાલુ કહી કપી ચલે, અંગદાદી હનુમાન

*   *   *   *   x

ચો:—દૂર–હીતે દેખે દોઉ ભ્રાતા, [2] નયનાનંદ દાનકે દાતા
બહુરિ રામ છબી ધામવિલોકી, રહ્યો ઠઠકી ઈક પગ ટક રોકી

*   *   *   *   *

[3]નયન નીર પુલકીત અતી ગાતા, મન ધરી ધીર કહી મૃદુ બાતા
[4]નીશીચર વંશ જન્મ સુર ત્રાતા ! નાથ ! [5]દશાનન કર મૈં ભ્રાતા
[6]સહજ પાપ–પ્રીય તામસ દેહા, યથા ઉલુકહી તમપર નેહા

દો:—[7]શ્રવણુ સુયશ સુની આયઉં, પ્રભુ ભંજન ભયભીર
ત્રાહી ત્રાહી [8]આરત હરણુ, [9]શરણુ સુખદ રઘુવીર

ચો:—કહુ [10]લંકેશ સહીત પરીવારા, [11] કુશલ કુઠાહર વાસ તુમ્હારા
[12]ખલ મંડલી બસહુ દીન રાતી, સખા [13]ધર્મ નિબહે કેહી ભાંતી
મૈં જાનૌં તુમ્હારી સબ રીતી, [14]અતીનય નીપુણુ ન ભાવ અનીતી
[15]વરૂ ભલવાસ નરક કર તાતા, દુષ્ટ સંગ જની દેઈ વીધાતા !
[16]અબ પદ દેખી કુશલ રઘુરાયા, [17]જો તુમ કીન્હ જાની જનદાયા

દો:—તબ લગી કુશલ ન જીવ [18]કહું, [19]સપનેહુ મન વીશ્રામ
[20]જબ લગી ભજન ન રામકે, શોક ધામ તજી કામ

---

૧૮ જો જીવ મારી સામે ( શરણે ) આવી જાય તો હું તેના કોટી જન્મના પાપ પણ નાશ કરી નાખું એવો છું. ૧૯ પણ એક વખત હે સખા તમે જાણો છો ? સાંભળો–પાપી ઓનો સહજ સ્વભાવજ એવો હોય છે કે તેને મારૂં ભજન ( મારામાં પ્રીતિ ) હોતી નથી. તેને બધુએ ગમે, પણ હું, મારૂ, ભજન, અને મારો ભકત ગમેજ નહીં. ૨૦ કદાચ તે દુષ્ટ હૃદય વાળો હોય તો તે મારે શરણે આવેજ નહી. ( રામ હવે પોતાના સિદ્ધાંતની વાત કરે છે ) ૨૧ નિર્મળ અંતઃકરણુ વાળો સેવક મને પામે છે ૨૨ મને ગમતો નથી.

૧ કપટ અગર પવિત્ર મનથી ગમે તેમ હોય તો પણ ૨ નયનને આનંદનું દાન આપનાર ૩ આંખમાં પ્રેમનાં જળ અને અંગ રોમાંચ તો પણ મનમાં ધીરજ રાખીને વિભીષણ નમ્રતા પૂર્વક બોલ્યો ૪ ( વિભિષણ પોતાની ઓળખાણ આપે છે. ) હેત્મ કુદુંબમાં મારો જન્મ છે ૫ રાવણનો ભાઇ છઉં. ૬ જેમ ઘુવડ ને અંધારા ઉપર પ્રેમ હોય છે તેમ અમારો સ્વભાવ પાપી અને દેહ તામસી ૭ ( ગમે એવો છઉં પણ ) આપનો યશ સાંભળીને આવ્યો છઉં. ૮ દુઃખને હરનાર ૯ શરણે આવનારને સુખ આપનાર ૧૦ તું શરણે આવ્યો માટે અત્યારથી લંકાના રાજા છો એમ સમજી ને અગર સમજાવવા રામે તેને લંકેશ કહ્યો. ૧૧ તમારો વાસ મોટા [ ઉંચા ) સ્થાનમાં છે ને ? એટલે માયામાં પામર નથી ને ? ૧૨ માયામાં રચ્યા પચ્યા જીવોના મંડળમાં–સગા સબંધીમાં ૧૩ કઇ રીતે તમે તમારો ધર્મ પાળ્યો છે–કઇ રીતે મારી સાથે ઓળખાણ રહી ? ૧૪ તમે નિતીના વિષયમા નિપુણ છો તમને અનિતી ગમતી નથી. ૧૫ ( સંતો એમ કહે છે કે ) નરકમાં વાસો આપજો પણ દુષ્ટના સંગમાં રહેવાની તક ન આપશો. ૧૬ વિભિષણ બોલ્યો કે હું રઘુ રાય ? આજ આપનું ચરણ દેખીને કુશળ થયો છું. ( આપના ચરણ વિના કુશળ હોય ! ) ૧૭ તે પણ આપે આપનો જન જાણીને દયા કરી તો–રાવણ ખીજાયો તો. ૧૮ ક્યાંથી ૧૯ સ્વપ્નામાં પણ મનને શાંતી ક્યાંથી હોય ૨૦ શોક–દુઃખના સ્થાન રૂપી કામના એને તજીને રામનું ભજન ન કરે ત્યાં સુધી.

ચોઃ—તબ લગી હૃદય [૨૧]વસત ખલનાના, લોભ મોહ મત્સર મદમાના
જબ લગી ઉર ન બસત રઘુનાથા, [૨૨]ધરે ચાપ સાયક કટી ભાથા
[૨૩]મમતા તરૂણ તીમીર અંધીયારી, રાગ દ્વેષ ઉલુક સુખકારી
તબ લગી વસત જીવ ઉરમાંહી, જબ લગી પ્રભુ પ્રતાપ રવીનાહી
અબ મૈં કુશલ મીટે ભય ભારે, દેખી રામપદ કમલ તુમ્હારે
તુમ કૃપાલુજાપર અનુકુલા, તાહી ન વ્યાપ [૨૪]ત્રીવીધ ભય શુલા
મૈં નીશીચર અતી અધમ સ્વભાઉ, શુભ આચરણુ કીન્હ નહી કાઉ
જાસુરૂપ મુની [૨૫]ધ્યાન ન પાવા, સો પ્રભુ હર્ષિ હૃદય મોહીં લાવા
દોઃ—[૨૬]અહો ભાગ્ય મમ અમીત અતી, રામ કૃપા સુખ પુંજ
દેખેઉ નયન વીરંચી શીવ, સેવ્ય યુગલ પદ કંજ
ચોઃ—સુનો સખા નીજ કહૌં સ્વભાઉ, [૨૭]જાન ભુશંડી શંભુ ગીરજાઉ
જો નર હોય [૨૮]ચરાચર દ્રોહી, [૨૯]આવે સભય શરણુ તકી મોહી
તજી મદ મોહ કપટ છલનાના, કરૌં સદ્ય તેહી સાધુ સમાના
જનની જનક બંધુ સુતદારા, તન ધન ભવન સુહૃદ પરીવારા
સબકી મમતા [૩૦]ત્યાગ બટોરી, [૩૧]મમપદ મનહીં બાંધી બટી ડોરી
[૩૨]સમદરશી ઇચ્છા કછુ નાહીં, હર્ષ શોક ભય નહી મનમાંહી
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે
તુમ સરીખે સંત પ્રીય મોરે, [૩૩]ધરૌ દેહ નહીં આન નીહોરે

## સમુદ્રે રામને શરણુ થવું.

ચોઃ—પ્રભુ ભલ કીન્હ મોહીં શીખ દીન્હી, મર્યાદા સબ તુમ્હરી કીન્હી
ઢોલ ગંવાર શુદ્ર પશુ નારી, [૨]યહ સબ તાડનકે અધીકારી

૨૧ નાના પ્રકારના ખળ વસે છે જેવા કે ૨૨ જેણે ધનુષ બાણુ અને ભાથો ધારણુ કર્યો છે એવા રામ ૨૩ પ્રભુના પ્રતાપરૂપી સૂર્ય જ્યાં સુધી જીવોના હૃદયમાં ઉગતો નથી ત્યાં સુધી રાગ દ્વેષરૂપી ઘુડને આનંદ આપનારી મમતા રૂપી અંધારી મધ્ય રાત્રી જીવોના હૃદયમાં વસે છે. ૨૪ ત્રણ પ્રકારના ભયના દુઃખ ૨૫ ધ્યાનમાં આવતા નથી તે રામે હરખીને મને છાતીમાં ચાલ્યો ૨૬ કૃપા તથા સુખના સમુદ્રરૂપ રામ જેના એવું ચરણોને બ્રહ્મા તથા શીવ સેવે છે તે કમળ સરખા ચરણને મેં જોવા માટે મારા અહો-ભાગ્ય માનું છું. ૨૭ જે સ્વભાવને કાગભુશંડી ૨૮ આખા વિશ્વનો દ્રોહી. ૨૯ મદ, મોહ કપટ અને નાના પ્રકારના છળ તજીને મનેજ શરણુરૂપ માનીને નમૃતા પૂર્વક આવે તો તેને સાધુ બનાવી દઉં. ૩૦ છોડીને, ભેળી કરી ને ૩૧ મમતારૂપી તાંતણાની દોરી કરીને મારા ચરણમાં મનથી બાંધી દે તો. ૩૨ સમાન ભાવ અને ઇચ્છા રહીત ૩૩ બીજા કોઇ પણ કારણુ માટે દેહ ધરતો નથી.

સમુદ્ર ઉતરવા વખતે રામે માર્ગ આપવા સમુદ્રની પ્રાર્થના કરી; પણ સમુદ્રે જવાબ ન આપવાં, રામે તેને શીક્ષા કરવા ધનુષ્ય ચઢાવ્યું. ૧ આપની કરેલી મર્યાદા પ્રમાણે અમારે વર્તવું જોઇએ માટે આપે શીક્ષા કરી તે ઠીક કર્યું. ૨ તે તમામ મારને લાયક છે માર ખાય ત્યારેજ સમજે. આ ઠેકાણે વિચારની જરૂર છે.

## શ્વેતબિંદુ રામેશ્વરની સ્થાપના.

ચોઃ—લિંગ થાપી વિધિવત કરી પુજા, શિવ સમાન પ્રીય મોહિન દુજા
[2]શિવ દ્રોહી મમ દાસ કહાવે, સો નર સપનેહુ મોહિં ન પાવે
શંકર વિમુખ ભક્તિ [3]ચહ મોરિ, સો નર મુઢ મંદ મતિ થોરી

દોઃ—[4]શંકર પ્રીય મમ દ્રોહી, શિવદ્રોહી મમ દાસ
તે નર કરહિં કલ્પ ભર, ઘોર નરકમેં વાસ

ચોઃ—જો રામેશ્વર દર્શન કરહેં, સો તનુ તજી મમ ધામ સિધરીહેં
જો ગંગાજળ આની ચઢાઇહિ, સોસાયુજ મુક્તિ નર પાઇહિ

* * * * *

દોઃ—શ્રી રઘુવીર પ્રતાપ તેં, સિંધુ તરે પાસાણુ
તે મતિમંદ જો રામ તજી, [5]ભજહિં જાય પ્રભુ આન



## રાવણુ મંદોદરી સંવાદ.

ચોઃ—[1]નિજ વ્યાકુલતા સમુઝી બહોરી, [2]વિહુંસી ચલા ગૃહ કરી ભય થોરી
મંદોદરી સુના [3]પ્રભુ આયે, [4]કૌતુકહિ પાથેંધિ બંધાયે
[5]કર ગહિ પતિહિ ભવન નિજ આનિ, બોલી પરમ મનોહર વાની
[6]ચરણુ નાઈ શીર અંચલ રોપા, સુનહુ વચન પ્રીય [7]પરીહરી કોપા
[8]નાથ વૈર કીજે તાહી સોં, બુદ્ધિ બલ જીતિ સકિય જાહીસોં
તુમહિં રઘુપતિહિ [9]અંતર કૈસા, [10]ખલુ ખદ્યોત દિવાકર જૈસા
[11]અતિબલ મધુ કૈટભ જિન મારા, મહાવિર દિતી સુત સંહારા
[12]જોઇ બલી બાંધી સહસ્ર ભુજ મારા, સોઈ અવતરેઉ હરણુ મહિ ભારા
[13]તાસુ વિરોધ ન કીજિય નાથા, કાલ કર્મ ગુણુ જીનકે હાથા

---

૧ રામે સેત બંધુ રામેશ્વરની સ્થાપના કરી અને વિધિ પ્રમાણે પુજા કરી અને બોલ્યાકે સદાશીવ જેટલું મને કોઇ વ્હાલું નથી ૨ શીવનો દ્રોહી મારો દાસ થવાનો હક્ક કરે તો. ૩ ચાહે, ઇચ્છે. ૪ શંકરનો ભક્ત અને મારો દ્રોહ કરે અને મારો ભક્ત અને શંકરનો દ્રોહ કરે તે માણુસ કલ્પ સુધી ઘોર નરકમાં પડે છે. ૫ પ્રભુને તજીને બીજાને ભજે તો.

૧ રામચંદ્ર સમુદ્ર ઉપર પાજ બાંધી સુવેલુ ( લંકાની લગભગ ) આવ્યા એવા સમાચાર સાંભળી રાવણુ ગભરાયો, રાવણુને દશ મુખ હતાં પણુ તે એક મુખથી વાત

કરતો હતો પણ આ વખતે તે દશે મુખથી બોલ્યો, રાવણને એવો શ્રાપ હતો કે તે દશે મુખથી બોલશે ત્યારે તેનું મોત આવશે, દશ મુખથી બોલ્યા પછી રાવણ પણ ગભરાયો, પણ વ્યાકુળતામાં બોલ્યો છઉં માટે કાંઈ નહીં, એમ વિચાર કરી મનને વાળ્યું, ૨ આ પ્રમાણે વિચારીને હસતો હસતો ભયને થોડો કરીને ઘેર આવ્યો, ૩ રામ ૪ સહેજમાં સમુદ્ર ઉપર પાજ બાંધી. ૫ રાવણનો હાથ પકડી પોતાના અવાસમાં મંદોદરી લાવી, ૬ ખેળા પાથળીને પગે લાગી ૭ કોપ તજીને ૮ જેને બુદ્ધિ તથા બળ જીતી શકે તેવા સાથે વેર કરાય ૯ ભેદ, અંતર ૧૦ સૂર્ય અને આગીઆ વચ્ચે જેટલું અંતર છે તેટલું ૧૧ મધુ અને કૈટભ નામના મોટા બળવાન દૈત્યોને જેણે માર્યા અને જેણે દિતીના બળવાન પુત્ર [ હીરણ્યાક્ષ તથા હીરણ્ય કશીપુ ) ને પણ માર્યા ૧૨ જેણે બલી રાજાને બાંધી લીધો અને જેણે હજાર હાથ વાળા સહસ્ત્રાર્જુનને પણ માર્યો. તેજ પ્રભુ પૃથ્વીનો ભાર ઉતારવા અવતર્યા છે. ૧૩ કાળ તથા કર્મ જેને હાથ છે તેની સાથે હે નાથ ! વિરોધ કરીએ નહીં આ સંસારમાં પણ જે માણસનો વખત સારો હોય અને કર્મવિર ( આળસું નહીં ) હોય તેની સાથે વીરોધ કરીએ નહીં.

દોઃ—રામહિં સોં-પહુ જાનકી, [૧૩]નાય કમલ પદ માથ
[૧૪]સુત કહૈં રાજ્ય દેઇ વન, જાય ભજહુ રઘુનાથ
ચોઃ—નાથ દીનદયાલુ રઘુરાઈ, [૧૫]વાઘૌ સન્મુખ ગયે ન ખાઇ
[૧૬]ચાહિય કરન સો સબ કર બીતે, તુમ સુર અસુર ચરાચર જીતે
વેદ કહહિં અસ નીતિ દશાનન, [૧૭]ચૌથેપન જાહિય નૃપ કાનન
તાસુ ભજવ કીજૈ તહૅં ભર્તા, [૧૮]જો કર્તા પાલક સંહર્તા
સોઈ રઘુવીર [૧૯]પ્રણુત અનુરાગી, ભજહુ નાથ મમતા મદ ત્યાગી
મુનિવર યતન કરહિ [૨૦]જેહિ લાગી, ભુપરાજ તજિ હોહિં વિરાગી
સોઇ કૌશલાધીશ રઘુરાયા, [૨૧]આયે કરન તોહિંપર દાયા
જો પ્રિય માનહુ [૨૨]મોર સિખાવન, [૨૩]હોઇહિ સુયશ તિહુપુર અતિપાવન
દોઃ—[૨૪]અસ કહિ લોચન વારિ ભરિ, ગહિ પદ કંપીત ગાત
નાથ ભજહુ રઘુવિર પદ, મમ અહિ વાત ન જાત
ચોઃ—તબ રાવણુ મય [૨૫]સુતા ઉઠાઇ, [૨૬]કહે લાગુ ખલ નિજ પ્રભુતાઇ
સુન [૨૭]તૈં પ્રિયા મૃપા ભય માના, જગ યોધા કો મોહિ સમાના
વરૂણુ કુબેર પવન યમ કાલા, [૨૮]ભુજબલ જિતે સકલ દિગ્પાલા
દેવ [૨૯]દનુજ નર સબ વશ મોરે, [૩૦]કવન હેતુ ઉપજા ભય તોરે
નાંના વિધિ તેહિ કહી સમુઆઇ, [૩૧]સભા બહોરી બૈઠ સો જાઇ
મંદોદરી હૃદય અસ જાના, [૩૨]કાલ વિવસ ઉપજા અભિમાના

## અંગદ વિષ્ટી.

ચોઃ—[૧]વંદિ ચરણુ ઉર ધરિ પ્રભુતાઇ, અંગદ ચલેઉ સબહિં [૨]સિર નાઈ
પ્રભુ પ્રતાપ ઉર [૩]સહજ અશંકા, [૪]રણુ વાઁકુરા વાલીસુત બંકા
[૫]પુર પૈઠત રાવણુકર બેટા, ખેલત રહા સો હોઇ ગઈ ભેટા

---

૧૩ નમીને ૧૪ પુત્રને રાજ્ય સોંપી દઇ વનમાં જઇને રામને ભજો. ૧૫ વાઘ પણુ સન્મુખ ગયે ખાતો નથી. ૧૬ ( વ્યવહારમાં ) જે કરવાનું હતું તે તમામ કરી ચુકયા છો. ૧૭ ઘડપણુમાં વનમાં જઇ વાસ કરવો જોઇએ. ( અત્યારે વનમાં જવાવ એવું નથી અત્યારે તો નિયમસર કથા વાર્તા સાંભળો અને કોઇના ડહાપણુમાં ન ઉતરો એટલું થાય તો ઘણું છે. ૧૮ જે પ્રભુ કર્તા પાળનાર અને સંહારનાર છે. ૧૯ પોતાના ભકતો ઉપર પ્રેમ રાખનાર છે ૨૦ જેને માટે ૨૧ તે રામ હે પતિ! આપની ઉપર દયા કરવા પધાર્યા છે. ૨૨ મારી શીખામણુ. ૨૩ ત્રણુ લોકમાં પવિત્ર યશ ગવાશે. ૨૪ થર થરતા અંગે રાવણુના પણુ પકડીને આંખમાં આંસુ લાવીને મંદોદરી આ પ્રમાણે બોલ્યા. " હે નાથ ! રામના ચરણુને ભજો જેથી મારૂં એવાતણુ જાય નહી ( એટલે આપનું મોત થાચ નહી ) ૨૫ મંદોદરીને ઉઠાડી. ૨૬ પોતાની બડાઇ બતાવીને ખળ રાવણુ કહેવા લાગ્યો. ૨૭ તું ખોટી બીક લગાડે છે. સાંભળ, જગતમાં મારા જેવો બળવાન યોદ્ધો કોણુ છે ! ૨૮ આ હાથે ૨૯ રાક્ષસો ૩૦ શા કારણુથી તને ભય થાય છે ? ૩૧ પાછો સભામાં જઇને બેઠો ૩૨ કાળથી ઘેરાઇ ગયો છે માટે અભીમાન ઉપજ્યું છે.

૧ રામને નમીને અને રામની પ્રભુતાને હૃદયમાં રાખીને એટલે યશ આપનાર પ્રભુને ગણીને ૨ નમીને ૩ ભય રહીત વીર, નિડર ૪ લડાઇથી નહી ડરનાર. ૫ લંકામાં પેસતાં રાવણુનો પુત્ર રમતો હતો, તેની ભેટ થઇ ગઇ.

[૧]બાતહિં બાત કર્ષ બઢિ આઈ, [૨]યુગલ અતુલ બલ પુનિ તરુણાઇ
[૩]તેહિં અંગદ કહૈં લાત ઉઠાઇ, ગહિ પદ પટકેઉ ભુમિ ભ્રમાઈ
[૪]નિશીચર નિકર દેખી ભટ ભારી, જહૈં તહૈં ચલે ન શકહિં પુકારી
[૫]એક એક સન મર્મ ન કહહિં, સમુઝિ તાસુ બલ ચુપ હોઈ રહહી
ભયઊ કોલાહલ [૬]નગર મઝારી; [૭]આવા કપી લંકા જેહિ જારી
[૮]અબ ધૌ કહા કરહિં કરતારા, [૯]અતિ સભિત સબ કરહિ વિચારા
[૧૦]વિનુ પુછે મગુ દેહિ બતાઈ, જેહિ ચીતવહી સો જાહિ સુખાઈ

x x x x z

દો:—[૧૧]યથા મત્ત ગજ યુથ મહેં, પંચાનન ચલિ જાય
રામ પ્રતાપ સંભારી ઉર, બૈઠ સબહિં શિર નાય
ચો:—કહ દશકંધ [૧૨]કવન તૈં બંદર, [૧૩]મૈં રઘુબીર દૂત દશકંધર
[૧૪]મમ જનકહિ તોહિં રહિ મિતાઇ, તવ હિત કારણ આએઉં ભાઈ
[૧૫]ઉત્તમ કુલ પુલસ્ત્ય કર નાતી, શિવ વિરંચી પૂજેહુ બહુ ભાંતી
[૧૬]વર પાયઉ કીન્હેઉ સબ કાજા, જીતેહુ લોક પાલ સુર રાજા
[૧૭]નૃપ ! અભિમાન મોહ વશ કિંવા, હરિ આનેહુ સીતા જગદંબા
[૧૮]અબશુભ કહા કરહુ તુમ મોરા, સબ અપરાધ ક્ષમહિં પ્રભુ તોરા
[૧૯]દશન ગહહુ તૃણ કંઠ કુઠારી, પુર જન સંગ સહિત નિજ નારી
સાદર જનક સુતહિ કરી આગે, ઇહિ વિધિ ચલહુ શકલ ભય ત્યાગે
દો:—[૨૦]પ્રણુત પાલ રઘુવંશ મણી, ત્રાહિ ત્રાહિ અબ મોહિ
સુનતહિ આરત વચન પ્રભુ, અભય કરહિંગે તોહિ

* * * * *

ચો:—[૨૧]અંગદ નામ વાલીકર બેટા, તો સોં કબહુ ભઈ થી ભેટા ?
[૨૨]અંગદ વચન સુનત સકુચાના, રહા બાલી વાનર મેં જાના

૧ વાતચીત કરતાં બંનેને ચડા ઉતરી થઇ ૨ બેઉ ઘણા બળવાન અને વળી જુવાન તેણે (રાવણના પુત્ર પ્રહસ્તે) અંગતને લાત મારી, અંગદે તેના પગ પકડી માથા - પર ફેરવી ભૂમી ઉપર પછાડયો ૪ આસપાસના રાક્ષસો આ દેખાવ જોઇ અંગદને મોટો જાણીને ચુપચાપ નાશી જવા લાગ્યા ૫ નાસવાનું કારણ પણ એક બીજાને કહી

શક્યા નહીં. ૬ નગરમાં ૭ જેણે લંકા બાળી તે વાનર આવ્યો. ૮ હે ઇશ્વર! હવે શું કરવું ૯ ઘણા ભયભીત થઇને ૧૦ વિના પુછયે અંગદને (રાજ દરબારનો) રસ્તો બતાવવા લાગ્યા. અંગદ જેના સામે નજર કરતો હતો તે સુકાઇ જતો હતો ૧૧ મદોન્મત હાથીઓના ટોળામાં જેમ સીંહ જાય તેમ અંગદ (રાવણની સભામાં રાક્ષસોની વચ્ચે) રામના પ્રતાપને મનમાં સંભારીને સૌને નમીને બેઠો ૧૨ તું વાનર કોણ? ૧૩ હે રાવણ હું રામનો દૂત છઉં ૧૪ મારા પિતાને અને તારે મીત્રતા હતી તેટલા માટે તારૂં કલ્યાણ સમજીને (તને શીખામણ દેવા) આવ્યો છઉં ૧૫ આપ ઉત્તમ કુળના છો, પુલસ્તના પૌત્ર છો, શીવ તથા બ્રહ્માને બહુ સારી રીતે પ્રસન્ન કર્યા છે. ૧૭ હે રાવણ! હમણાં અભીમાન અગર મોહવશ થઇને ૧૮ પણ હવે જેમાં આપનું કલ્યાણ છે એવી મારી વાત સાંભળીને તે પ્રમાણે કરો; ૧૯ અંગદ કહે છે " દશન (દાંત) માંખડ લઇ, તથા ખભે કુહાડી રાખીને તથા શહેરના જનોને તથા તમારી સ્ત્રીને સંગ લઇ અને સીતાને વિવેક પૂર્વક આગળ કરીને મારી સાથે રામ પાસે આવો;" ૨૦ [અંગદ કહે છે] રામ પાસે આવીને કહો કે "ગરીબોના બેલી એવા હે રામ! મારૂં રક્ષણ કરો" આવાં આરત વચનો સાંભળી, હે રાવણ! તારા ભયને હરી લેશે. (આ સાંભળી રાવણ ખીજાઇને બોલ્યો કે તારૂં તથા તારા બાપનું નામ તો બતાવ) ૨૧ અંગદ બોલ્યો. " મારૂં નામ અંગદ અને વાળીનો પુત્ર છું. તારે અને વાળીને કોઇવાર મેળાપ થયો હતો? ૨૨ અંગદનાં આ (વાળીનો બેટો છું. તે) વચનો સાંભળી રાવણ જરા ઝાંખો પડયો. તો પણ ઉપરથી હીંમત રાખી બોલ્યો કે " હા એક વાળી નામનો વાનર હતો. "

[૨૩]અંગદ તાહિ બાલીકર બાલક, ઉપજેઉ બંશ અનલ કુલ ઘાતક
[૨૪]ગર્ભ ન ખસેઉ વૃથા તુમ જાયે, નિજ મુખ તાપસ દૂત કહાયે
[૨૫]અબ કહુ કુશલ વાલી કહૈં અહઈ, બિહઁસી વચન અંગદ અસ કહઈ
[૨૬]દિન દશ ગયે વાલી ચહૈં જાઇ, પુછેહુ કુશલ સખા ઉર લાઈ
[૨૭]રામ વિરોધ કુશલ જસ હોઈ, સો સબ તુમહિ સુનાઈહિ સોઇ
[૨૮]સુન શઠ ભેદ હોઈ મન તાકે, શ્રી રઘુવીર હૃદય નહિં જાકે

દો:—[૨૯]હમ કુલઘાતક સત્ય તુમ, કુલપાલક દશ શીશ
અંધો બધિર ન કહહિં અસ, શ્રવણ નયન તોહિં વીસ

ચો:—શિવ વિરંચી સુર મુનિ સમુદાઈ, ચાહત [૩૦]જાસુ ચરણ સેવકાઇ
[૩૧]તાસુ દૂત હોઈ હમ કુલ બોરા, [૩૨]ઐસી મતિ ઉર વિહરૂ ન તોરા
સુની કઠોર વાણી [૩૩]કપી કેરી, કહત દશાનન [૩૪]નયન તરેરી
[૩૫]ખલ તવ વચન કઠીન મૈં સહઊ, નીતિ ધર્મ સબ જાનત અહઊં
[૩૬] કહુ કપી ધર્મ શીલતા તોરી, હમહુ સુનિ કૃત પરતિય ચોરી
[૩૭]દેખેઉ નયન દૂત રખવારી, બુડી ન મરહુ ધર્મ વ્રતધારી
[૩૮]નાક કાન વિનુ ભગિની નિહારી, ક્ષમા કીન્હ તુમ ધર્મ વિચારી
[૩૯]ધર્મ શિલતા તવ જગ જાગી, પાવા દર્શ હમ—હુ બડ ભાગી

x x x z x x

[૪૦]ધન્ય કીશ ! જો નીજ પ્રભુ કાજા, જહઁ તહઁ નાચહિં પરિહરિ લાજા
[૪૧]નાચ કુદ કર લોક રીઝાઈ, પતિ હીત કરત ધર્મ નિપુણાઇ
[૪૨]અંગદ સ્વામીભક્ત તવ જાતિ, પ્રભુ ગુણ કસ ન કહસિ ઈહિં ભાંતિ
[૪૩]મૈં ગુણ ગ્રાહક પરમ સુજાના, તવ કટુ વચન ધરૌં નહિ કાના
[૪૪]કહુ કપિ તવ ગુણ ગાહકતાઈ, સત્ય પવન સુત મોહિં સુનાઇ
[૪૫]વન વિધ્વંસ સુત વધ પુર જારા, તદપિ ન તેઇ કૂત કછુ અપકારા

---

હવે રાવણ અંગદને પોતાના પક્ષમાં લેવાની ઇચ્છાથી બોલે છે. ૨૩ તું બોલે છે. એજ વાળીનો પુત્ર હોતો હે કુલ ઘાતક ! [ કુળનો ક્ષય કરનાર ! ] તું તારા કુળમાં અંગારો છો ૨૪ તારી માતાનો ગર્ભ કેમ સ્રવી ન ગયો ! તું વૃથા જન્મો છો ! કારણ કે રાજાનો પુત્ર થઈ એક રામ જેવા તપસીનો તું દૂત થયો છે. ૨૫ હવે વાત કર, વાળી કુશળ છે ને ! ૨૬ જ્યાં વાળી ગયો છે ત્યાં તું પણ દશ દીવસ પછી [ થોડા વખતમાંજ ) જઇશ [ મરીશ ) ત્યાં તારા મીત્રને છાતીમાં ઘાલી મળજે અને પુછજે ૨૭ રામ સાથે વિરોધ કરવાથી કેવા કુશળ થાય છે તે તમામ વાત તે ( વાળી ) તમને બરાબર સમજાવશે ૨૮ તું મને ફોસલાવા માગે છે પણ જેના હૃદયમાં રામ ન હોય તેના જ-

નમાં [ ભેદ ] હોય છે. ૨૯ હે રાવણ ! હું [ શ્રી રામના ચરણમાં ગયો તે) કુલ ઘાતક તે સત્ય અને તેં તને કુળ પાળક માન્યો તે પણ સત્ય; પણ આ વાતને આંધળો અને બહેરો પણ ન માને અને તારે તો આંખ તથા કાન વીશ વીશ છે છતાં માને છે માટે તેને ધન્ય છે. ૩૦ જે રામના ૩૧ તેનો દુત થવાથી મેં મારૂં કુળ બોળ્યું ૩૨ એવી તારા હૃદયમાં બુદ્ધિ થઇ છતાં તે હૃદય કેમ ચીરાઇ જતું નથી ! ૩૩ કપીની ( અંગદની ] ૩૪ ડોળા કાઢીને, ખીજાઇને ૩૫ હું તમામ નીતિ ધર્મ જાણુ છું. ( દુત ન મરાય તેવો ધર્મ છે ) માટે હે ખળ ( અંગદ ] તારાં કઠણ વચન સહન કરૂં છું ૩૬ અંગદ બોલ્યો કે તું પર સ્ત્રીને હરી લાવ્યો છો એ તારૂં ધર્માત્માપણું મેં સાંભળ્યું છે. ૩૭ હમણાંજ હનુમાનને બાળી મૂકવા માટે પુંછડું સળગાવ્યું હતું તે વખતે દુત રક્ષા કરવાની તારી નીતિ પણ મેં જાણી છે. તું આવા ધર્મ અને વ્રત પાળે છે માટે બુડી કાં મરતો નથી. ૩૮ તારી બેનના નાક અને કાન કાપ્યા ત્યારે તેં તારો ધર્મ સમજીને ક્ષમાનું પાલન કર્યું હતું. ૩૯ તારી ક્ષમા અને શીલતા જગતમાં જાહેર છે મારા પણ મોટા ભાગ્ય કે તારાં મને દર્શન થયાં. ૪૦ (મહારી પાસે વાનર નાચે છે તે વાત કરે છે) હે અંગદ ! તમને ધન્ય છે કારણ કે તમે તમારા ધણીને માટે જ્યાં ત્યાં લાજ તજી દઈને નાચો છો ૪૧ તમે વાંનર નાચી કુદીને લોકોને રીઝાવી ધણીનો ગુજરો કરી સેવા ધર્મમાં મોટા ગણાઓ છો ૪૨ હે અંગદ ! તારી જાતજ સ્વામી ભક્ત છે માટે તું તારા ધણી રામના ગુણ કેમ ગાયા વિના રહે પણ ૪૩ હું ગુણ ગ્રાહક અને પરમ સુજાન છઉં માટે તારા કડવાં વચનો કાને ધરતો નથી ૪૪ અંગદ બોલ્યો કે તારી ગુણગ્રાહકતા મને હનુમાને સંભળાવી દીધી છે ૪૫ તારી અશોક વાડી ભાંગી તારા એક પુત્રને માર્યો, અને તારૂં નગર બાળ્યું તો પણ તેં તેનો કાંઈ શીક્ષાં કરી નહી. ( કરી છે )



[46]સોઇ વિચારીત તવ પ્રકૃતિ સુહાઈ, દશ કંધર મૈ કીન ઢિઠાઈ
[47]દેખેઉ આય જો કુછ કપિ ભાખા, તુમ્હરે લાજ ન રોષ ન માખા

દો:—[48]વક્ર ઉક્તિ ધનુ વચન શર, હૃદય દહેઉ રિપુ કીશ
પ્રતિ ઉત્તર સડસીન મનહુ, કાઢત ભટ દશ શીશ

ચો:—[49]જો અસ મતિ પીતુ ખાયઉ કીશા, કહી અસ વચન હઁસા દશ શીશા
[50]પિતુહી ખાઈ ખાતેઉં અબ તોહિં, અબહિ સમુઝી પરા કછુ મોહી
વાલિ વિમલ યશ ભાજન જાનિ, હતોં ન તોહિં અધમ અભિમાની
[51]કહુ રાવણુ ! રાવણુ જગ કેતે, મૈં નિજ શ્રવણુ સુને સુનુ તે તે
[52]બલિ જીતન એક ગયઉ પતાલા, રાખા બાંધી શિશુન હય શાલા
[53]ખેલહિ બાલક મારહિં જાઇ, દયા લાગી બલી દીન્હુ છુડાઈ
[54]એક બહોરી સહસ ભુજ દેખા, ધાય ધુરા જનુ જંતુ વિશેખા
કૌતુક લાગી ભવન લે આવા, [55]સો પુલસ્ત્ય મુનિ જાય છુડાવા

દો:—[56]એક કહત મોહિ સકુચ અતિ, રહા બાલિકે કાંખ
[57]ઇન્હ મહઁ રાવણુ કવન તુમ, સત્ય કહહુ તજી માખ

ચો:—[58]સુન શઠ સોઇ રાવણુ બલ શીલા, હર ગિરી જાન જાસુ ભુજ લીલા
[59]જાન ઉમાપતિ જાસુ સુરાઈ, પૂજે જેહિ શિર સુમન ચઢાઇ
[60]શિર સરોજ નિજ કરન ઉતારી, પૂજેહુ અમીત બાર ત્રીપુરારી
[61]ભુજ વિક્રમ જાનહિ દિગ્પાલા, શઠ ! અજહુ જિનકે ઉર શાલા
[62]જાનહિ દિગ્ગજ ઉર કઠીનાઈ, જબ જબ ભિરેઉ જાય વરિ આઈ
[63]જીનકે દશન કરાલ ન ફુટે, ઉર લાગત મુલક ઈવ ટુટે
[64]જાસુ ચલત ડોલત ઇમી ધરણી, ચઢત મત્ત ગજ જીમી લઘુતરણી
[65]સોઇ રાવણુ જગ વિદિત પ્રતાપી; સુને ન શ્રવણુ? અલીક પ્રલાપી!

દો:—[66]તેહિ રાવણુ કહઁ લઘુ કહસી, નર કર કરસી બખાન

૪૬ તારો આવો ભલો સ્વભાવ જાણીને હે રાવણુ ! મેં તારી પાસે આવવા હીંમત કરી છે ૪૭ હનુમાને જે કાંઈ કહ્યું તે અહીં આવીને મેં જોયું કે હે રાવણુ ! તારે લાજ, ક્રોધ કે અહંકાર એમાનું કશું નથી. ૪૮ અવળી વાણીરૂપી ધનુષ્યમાંથી વચનરૂપી બાણો નાખી અંગદ રાવણના હૃદયને બાળતો હતો પણ પ્રત્યુત્તરરૂપી સાણસીથી પકડીને તે વચનોને હૃદયમાંથી રાવણુ કાઢતો જતો હતો ૪૯ આ તારી અક્કલથીજ તેં તારા બાપ-

વાળીને ખાધો (મરાવ્યો) ૫૦ બાપને ખાધો તેમજ તને પણ હમણાં ખાત પણ હમણાં મને યાદ આવ્યું કે મારો પિતા વાળીના નિર્મળ યશનું તું પાત્ર છો. તું યાદ રાખનાર છો. માટે હે અભીમાની ! હું તને મારતો નથી. ૫૧ આ સંસારમાં કેટલા રાવણ છે ! તે કહે. મેં જે જે રાવણ સાંભળ્યા તે કહું તે સાંભળ ૫૨ એક રાવણતો બલીરાજાને જીતવા પાતાળમાં ગયો હતો. ત્યાં બાળકોએ તેને હયશાળામાં બાંધી રાખ્યો હતો. ૫૩ બાળકો રમતાં રમતાં તેને મારતાં હતાં. બલીરાજાને દયા આવવાથી તે રાવણને છોડાવ્યો. હતો. ૫૪ એક રાવણને તો સહસ્રાર્જુને જળક્રીડા કરતાં દેખ્યો હતો. ત્યાં તે રાવણને એક જીવડાં જેવો ગણી કૌતક માટે પોતાને ઘેર આણ્યો હતો. ૫૫ ત્યાંથી પુલસ્ત્ય મુનીએ તે રાવણને છોડાવ્યો. ૫૬ હવે એક વાત કરતાં તો મને સંકોચ થાય છે. તે એકે એક રાવણ વાળીની કાખમાં પકડાયો હતો. ૫૭ ઉપલા તમામ રાવણમાં તું કયો રાવણ તે મને માપ ( અભીમાન ) તજીને સાચું કહે. આ ત્રણે રાવણનાજ દૂષણ છે, તે તેને શરમાવવા માટે અંગદે કહ્યાં છે ૫૮ હવે રાવણ કહે છે કે હે શઠ ! જેના હાથની લીલાને હરગિરિ (કૈલાસ) જાણે છે તેજ તે બળવાન રાવણ છે. ૫૯ જેના શુરાતનને સદાશીવ જાણે છે કારણકે માથા કાપીને પુષ્પની માફક સદાશીવ ઉપર ચડાવ્યા છે. ૬૦ પોતાને હાથે માથાઓરૂપી કમળો ઉતારીને જેણે ઘણીવાર શીવને પુજ્યા છે તે રાવણ ૬૧ જે રાવણની ભુજબળને ઇંદ્રાદિ દિગ્પાલો પણ જાણે છે તે રાવણ હે શઠ ! હજીસુધી દિગ્પાલોના હૃદયમાં સાલ્યા કરે છે. ૬૨ જ્યારે જ્યારે વરિઆઈ (બળાત્કારથી) દિગ્ગજની સાથે ભિરેઉ (લડયા) છે. ત્યારે ત્યારે તે રાવણની છાતીની કઠીનતા દિગ્ગજોએ જાણી છે. ૬૩ લડતાં લડતાં તે દિગ્ગજોના વિકરાળ દાંતો મુળાની પેઠે ફુટી ગયા છે પણ હજી ફરીવાર ફુટયા નથી (ઉગ્યા નથી) ૬૪ જેમ નાના મચ્છવામાં મોટો હાથી ચડતાં તે મચ્છવો ડોલી જાય તેમ જે રાવણના ચાલવાથી હે અંગદ ! પૃથ્વી ડોલે છે તે રાવણ ૬૫ અલીક પ્રલાપી એટલે અલ્યા જુઠા બોલા—અંગદ ! જે રાવણનો પ્રતાપ જગતમાં પ્રસિદ્ધ છે તેને હજી તેં કાને સાંભળ્યો નથી ? ૬૬ તે રાવણને તું તુચ્છ ગણે છે અને નર-માત્ર એવા રામના તું વખાણ કરે છે ?

[૬૭]રે કપિ બર્બર ખર્વ ખલ, અબ જાના તવ જ્ઞાન
ચોઃ—સુનિ અંગદ [૬૮]સકોપ કહ વાણી, બોલુ સંભારી અધમ અભિમાની !
[૬૯]સહસ બાહુ ભુજ ગહન અપારા, દહન અનલસમ જાસુ કુઠારા
જાસુ પરશુ સાગર ખર ધારા, બુડે નૃપ અગણીત બહુ વારા
તાસુ ગર્વ જેહિ દેખત ભાગા, સો નર કિમિ? દશકંઠ અભાગા !
[૭૦]રામ મનુજ કસરે શઠ બંગા, ધન્વી કામ નદી પુનિ ગંગા
પશુ સુરધેનું કલ્પતરૂ રૂખા, અન્નદાન અરૂ રસ પીયુખા
વૈનતેય ખગ અહિ સહસાનન, ચિંતામણીકી ઉપલ દશાનન
સુન મતિ મંદ લોક વૈકુંઠા, લાભકિ રઘુપતિ ભકિત અકુંઠા
દોઃ—[૭૧]સેન સહિત તબ માન મથિ, વન ઉજારી પુર જારિ
કસરે શઠ હનુમાના કપિ, ગયઉ જો તવ સુત મારી
ચોઃ—[૭૨]સુન રાવણ પરિહરિ ચતુરાઇ, [૭૩]ભજસિ ન કૃપા સિંધુ રઘુરાઇ
જો ખલ ભયસિ રામકર દ્રોહિ, બ્રહ્મ રુદ્ર શક્ર રાખી ન તોહી
[૭૪]મૂઢ ! મૃષાજનિ મારસિ ગાલા, રામ દ્રોહ હોઇહિ અસહાલા
[૭૫]તવ શીર નીકર કપિનકે આગે, પરિહૈ ધરણી રામશર લાગે
[૭૬]તે તવ શીર કંદુક ઇવ નાના, ખેલહીં ભાલુ કીશ ચૌગાના
[૭૭]જબહિં સમર કોપહિં રઘુનાયક, છુટહિં અતિ કરાલ બહુ સાયક
તબ કિ ચલહિ અસ ગાલ તુહ્મારા, અસ વિચારી ભજ રામ ઉદારા
[૭૮]સુનત વચન રાવણ પરજરા, જરત અનલ મહઁ જનુ ઘૃત પરા

x x x x x

[૭૯]કૌલ કામવશ કૃપણ વિમૂઢા, અતિ દરિદ્ર અયસી અતી બૂઢા
સદા રોગવશ સંતત ક્રોધી, રામ વિમુખ શ્રુતિ સંત વિરોધી
[૮૦]તનુ પોષક નિંદક અઘખાની, જીવત શબસમ ચૌદહ પ્રાણી

x x x x x x

દોઃ—[૮૧]ભુમિ ન છાંડત કપિ ચરણ, દેખત રિપુ મદ ભાગ
કોટિ વિઘ્ન જીમિ સંત કહ, તદપિ નીતિ નહિં ત્યાગ

---

હે મૂર્ખ અને ખળ વાનર ! ૬૮ ક્રોધથી. ૬૯ સહસ્રાર્જુનની ઘણી ભુજાઓરૂપી વનને બાળવામાં જેનો કુહાડો અગ્નિરૂપ હતો, અને જેમ પરસુરામના કુહાડાની ધારરૂપી સાગરમાં ઘણા રાજાઓ ઘણીવાર બુડી મુવા છે તે પરસુરામનો ગર્વ જે રામને દેખતાંજ ભાંગી ગયો તે રામ, હે અભાગિયા રાવણ ! સાધારણ માણસ કેમ હોઈ શકે ! ૭૦ અંગદ કહે છે કે હે શઠ ! હે બંગા (લુચ્ચા) ! જેમ કામદેવ સાધારણ ધનુર્ધારી નથી, જેમ ગંગ

સાધારણ નદી નથી, જેમ કામધેનુ સાધારણ પશુ નથી, જેમ કલ્પતરૂ સાધારણ ઝાડ નથી, જેમ અન્નનું દાન પણ સાધારણ નથી, જેમ રસ ઘણા પણ અમૃતનો રસ સાધાણ રસ નથી, જેમ ગરૂડ સાધારણ પક્ષી નથી, જેમ સહસ્ત્ર મુખ વાળો શેશનાગ તે સાધારણ અહિ (સાપ) નથી, હે દશાનન! ચીંતામણી એ સાધારણ ઉપલ (પથર) નથી, હે મતિમંદ રાવણ! વૈકુંઠલોક તે સાધારણ લોક નથી, તેમ રામ તે સાધારણ માણસ હોઇ શકે! અને તેની અંદુહિત ભક્તિ તે કંઈ સાધારણ લાભ માની શકાય? ૭૧ હે શઠ! સૈન્ય સહીત તારા માનને જેણે ચુંથી નાંખ્યું, તારી અશોક વાડીને જેણે ઉજડ કરી. તારા શહેરને જેણે બાળ્યું અને જે તારા પુત્રને મારીને ગયો તે હનુમાન એક સાધારણ વાનર કહેવાય? ૭૨ ડહાપણ તજીને હે રાવણ! સાંભળ. ૭૩ કૃપાના સમુદ્ર એવા રામને નહીં ભજે અને ઉલટો તેનો દ્રોહ કરીશ તો બ્રહ્મા રૂદ્ર અને ઇંદ્ર કોઇપણ તને જીવાડશે નહીં. તારી રક્ષા કરશે નહીં. હે મુઢ! તું નકામો બડાઇ મારે છે. રામનો દ્રોહ કરવાથી એવા હાલ થશે કે. ૭૫ તારા માથાનો સમુહ રામના બાણ વાગવાથી પૃથ્વી ઉપર વાનરો પાસે પડશે. ૭૬ તે દડા જેવા તમારા માથાથી રીંછો તથા વાનરો ચોગાનમાં રમશે. ૭૭ જ્યારે લડાઇમાં રામ કોપશે એટલે જ્યારે તે રામના અતી ભયંકર બાણો છુટશે ત્યારે આ તારી ડંફાસ ચાલુ રહી શકશે! નહીંજ, માટે વિચાર કરીને ઉદાર રામચંદ્રને ભજ. ૭૮ અંગદનાં આવાં વચનો સાંભળવાથી ઘીમાં અગ્નિ નાંખતાં જેમ ભડકા થાય તેમ રાવણના શરીરમાં ભડકા થવા લાગ્યા. ૭૯ વામમાર્ગી ( ધર્મને રસ્તે ભૂલા પડેલા ), કામી, લોભી, મૂર્ખ, ભીખારી, અપકીર્તિ વાળો, ઘણોજ વૃદ્ધ, સદાનો રોગી, સદાનો ક્રોધી. પ્રભુથી ઉલટો ચાલનારો, વેદ તથા સંતનો દ્રોહી, ૮૦ પેટભરો, નિંદાકરનારો, અને પાપી એ ચૌદ જીવતે મુવા જેવા છે. (રાવણે બહુ ખીજાઇને રાક્ષસોને આજ્ઞા કરી " આ વાનરને ખાઇ જાઓ અંગદે સભામાં પોતાનો પગ રોપીને કહ્યું કે " જો કોઈ મારો પગ ઉઠાવી શકે તે હું સીતાજીને હારી જાઉં " આ સાંભળી તમામ રાક્ષસો ઉઠયા, પ્રયત્ન કરી ચૂકયા, પણ કાંઇ વળ્યું નહીં). કાગભુશૅંડી ગરૂડજીને કહે છે કે હે ગરૂડજી! જેમ કોઈ યોગી પુરૂષ મોહરૂપી વૃક્ષને ઉખેડવા પ્રયત્ન કરે પણ ઉખેડી શકે નહીં તેમ અંગદના પગને પણ કોઇ ખશેડી શકયું નહીં. ૮૧ જેમ હજારો વિઘ્ન આવે તો પણ સંત પોતાની નીતિનો ત્યાગ કરતા નથી તેમ હજારો રાક્ષસો મથ્યા તો પણ અંગદનો પગ પૃથ્વી ઉપરથી ખસ્યો નહીં તે જોઇને રાક્ષસોનો અહંકાર ઉતરી ગયો. [તરણાંનો મેરૂ બનાવે એવી જે પ્રભુની સતા છે તેને માયામાં રચ્યો મચ્યો રાવણ કેમ સમજી શકે! ધનના અગર વિદ્યાના મદમાં છકી જઇ પ્રભુ ભક્તોને પજવે તેવા રાવણ તોર તજે નહીં. જેનું મોત નજદીક આવે તેને ગમે તેવી રામબાણ દવા પણ કાર કરી શકે નહીં; તેમ રાવણનું મોત નજદીક આવ્યું હતું માટે અંગદની ઉત્તમ શીખામણ ગળે ઉતરી નહીં.)

## હનુમાન કાળનેમી પ્રસંગ.

ચોઃ—તબ લગી લૈ આયોહનુમાના, [૧]અનુજ દેખી પ્રભુ અતિ દુઃખ માના
જામ્બવંત કહ વૈદ્ય સુષેના, લંકા રહ [૨]પઠઇયે કોઉ લેના
ધરિ લઘુ રૂપ ગયઉ હનુમંતા, [૩]આનેઉ ભવન સમેત તુરંતા

દોઃ—રઘુપતિ ચરણુ સરોજ શીર, નાયઉ [૪]આય સુષેન
[૫]કહા નામ ગિરિ ઐાષધી, જાઉ પવન સુત લેન

ચોઃ—રામ ચરણુ સરસીજ ઉર રાખી, [૬]ચલેઉ પ્રભંજન સુત બલ ભાખી
[૭]વહાં દુત એક મર્મ જનાવા, રાવણુ કાલનેમી ગૃહ આવા
[૮]દશમુખ કહા મર્મ તેહિ સુના, પુનિ પુનિ કાલનેમી શિર ધુના
[૯]દેખત તુમહિં નગર જેઈ જારા, તાસુ પંથ કો રોકનહારા !
ભજી રઘુપતિહિ કરો હિત અપના, તજહુ નાથ અબ [૧૦]વૃથા કલપના
નિલકંજ તનુ સુંદર શ્યામા, હ્રુદય રાખુ [૧૧]લોચન અભિરામા
અહંકાર મમતા મદ ત્યાગુ, [૧૨]મહામોહ નિશિ સોવત જાગુ
[૧૩]કાલ વ્યાલકર ભક્ષક જોઈ, સપનેહુ સમર કો જીતિય સોઈ

દોઃ—સુનિ દશકંધ [૧૪]રિસાન તબ, [૧૫]તેઇ મન કીન્હ વિચાર
રામદૂત કર મરણુ ભલ, [૧૬]યહ ખલ નતુ સોહિં માર

ચોઃ—અસ કહિ ચલા રચી [૧૭]મગ માયા, સર સંદીર વર બાગ બનાયા
મારુત સુત દેખા શુભ આશ્રમ, [૧૮]મુનિહિં બુઝી જલ પીયો જાય શ્રમ
રાક્ષસ કપટ [૧૯]વેષ તહઁ સોહા, [૨૦]માયા પતિ દૂતહિ મન મોહા
તરત પવનસુત નાયઉ માથા, [૨૧]લાગસો કહૈ રામ ગુણુ ગાથા
[૨૨]હોત મહારણુ રાવણુ રામહિં, જીતહિ રામ ન સંશય યામહિં
[૨૩]ઇહાં રહે મૈં દેખોં ભાઇ, જ્ઞાન દ્રષ્ટિ બલ મોહિં અધિકાઈ
[૨૪]માંગાજલ તેહિ દીન્હ કમંડલ, કહ કપિનહિં અઘાઉ થોરે જલ

---

ઇંદ્રજીત તથા લક્ષ્મણુ લડતાં ઇંદ્રજીત થાકી ગયો. પોતાને સંકડાએલો જોઈ, બ્રહ્માએ આપેલી ' વીર ઘાતીની ' નામની સાંગ ઇંદ્રજીતે લક્ષ્મણુને મારી મનુષ્ય લીલા કરવા આવેલા લક્ષ્મણુરૂપે શેશ નારાયણુ મુર્છાનારૂપમાં સુઇ ગયા લડાઇ બંધ થઇ અને યોદ્ધાઓ પાછા વળ્યા તે વખતે હનુમાન લક્ષ્મણુને ઉપાડી રામ પાસે આવ્યા ૧ લક્ષ્મણુને જોઇ ૨

તેને તેડવા કોઈને મોકલો ૩ ( ઘરમાં કાંઇ દવા રહી જાય તે લેવા આવવી પડે તે માટે સુષેણ વૈદને તેના ઘર સહીત હનુમાને તુરત આણ્યો ૪ સુષેણે આવીને ૫ ગીરી તથા દવાનું નામ કહ્યું. ૬ બલ ભાખી–ખોંખારો મારીને એટલે ઉત્સાહથી હનુમાન ચાલ્યા ૭ લંકામાં હનુમાન ઓષધી લેવા જાય છે તેમની વાત કોઈએ રાવણને કહી. (કાળ નેમી નામનો એક પ્રચંડ માયાવી દૈત્ય હતો) ૮ રાવણ તે વાત કાળનેમીને કહી અને તેણે પણ સાંભળી પણ કાળનેમીએ સાંભળીને માથું ધુણાવ્યું–અશક્ય કાર્ય છે એમ સુચવ્યું ૯ કાળનેમી બોલ્યો જેણે લંકા બાળી તેને કોણ રોકનાર છે તે આપ સમજી શકતા નથી ? ૧૦ અશક્ય ખટપટ ૧૧ આંખોને પ્રીય લાગે તેવા ૧૨ મહામોહરૂપિ રાત્રીમાં સુતા છો તે જાગો ૧૩ કાળ જેવા સર્પને પણ ખાઇ જાય એવા પ્રભુને રામને સ્વપ્નામાં પણ યુદ્ધમાં કોણ જીતી શકે ! ૧૪ તુરત રીસાયો ૧૫ તે વખતે કાળ નેમીએ મનમાં મનમાં વિચાર કર્યો કે ૧૬ નહીં તો આ ખળ મને મારશે ૧૭ હનુમાનના રસ્તામાં માયાથી સરોવરને કાંઠે એક મંદિર અને મંદિરની આસ પાસ એક સુંદર બાગ બનાવ્યો ૧૮ મુની બનીને તે આશ્રમમાં જળ પીવા હનુમાન આવ્યા ૧૯ વેષ ૨૦ માયાના પતિ એવા રામચંદ્રજીના દૂત હનુમાનનું મન પણ તે મુનીનો વેષ જોઇ મોહમાં પડ્યું ૨૧ ? ે લાગતાંજ તે ( મુનીના વેશમાં બેઠેલો કાળનેમી ) રામચરિત્ર ગાવા લાગ્યો કે ૨૨ ભાઇ રાવણ તથા રામને મહાયુદ્ધ ચાલે છે તેમાં રામ જીતશે તેમાં કાંઈ શંકા કરવા જેવું નથી. ” ૨૩ તે હું અહીં બેઠો બેઠો જોઉં છું ૨૪ હનુમાને જળ માંગ્યું કાળનેમીએ કમંડળ આપ્યું હનુમાને કહ્યું કે “ થોડા જળથી નહીં ધરાઉં ”



[25]સર મજ્જન કરિ આતુર આવહુ, દીક્ષા દેઉં જ્ઞાન જેહિં પાવહુ
દો:—[26]સર પૈઠત કપિ પદ ગહે, મકરિ અતિ અકુલાન
મારિ સો ધરિ દીવ્ય તનુ, ચલિ ગગન ચઢી યાન
ચો:—કપિ [27]તવ દરશ ભઇઉં નિષ્પાપા, મિટા તાત મુનિવર કર શાપા
[28]મુનિ ન હોય યહ નિશિચર ઘોરા, માનહુ સત્ય વચન કપિ મોરા
અસ કહિ ગઈ અપ્સરા જબહી, નિશીચર નીકટ ગયે કપિ તબહી
કહ કપિ મુની ગુરૂ દક્ષિણા લેહુ, પાછે હમહિં મંત્ર તુમ દેહુ
x x x x z
શીર લંગુર લપેટિ પછારા, [29]નિજ તનુ પ્રગટે મરતીવારા
રામ રામ કહ [30]છાંડેસી પ્રાના, સુનિ મન હર્ષિ ચલે હનુમાના

## હનુમાન ભરત મિલાપ.

ચો:—[1]દેખા શૈલ ન ઔષધ ચીન્હા, સહસા કરી ઉપારી ગિરિ લીન્હા
[2]ગહિગિરિ નિશિનભ ધાવત ભયઉ, અવધ પૂરી ઉપર કપિ ગયઉ
દો:—દેખા ભરત વિશાલ અતિ, [3]નિશિચર મન અનુમાની
[4]વિનુ ફર શર તકિ મારેઉં, ચાપ શ્રવણ લગી તાનિ
ચો:—પરેઉ મુર્છિત [5]મહિ [6]લાગત સાયક, સુમિરત રામરામ રઘુનાયક
સુની [7]પ્રીય વચન ભરત ઉઠી ધાયે, કપિ સમિપ અતિ આતુર આયે
[8]વિકલ વિલોકી કીશ ઉર લાવા, જાગત નહિં બહુ ભાંતિ જગાવા
[9]મુખ મલીન મન ભયઉ દુઃખારી, કહત વચન ભરી લોચન વારી
[10]જેહિ વિધિ રામ વિમુખ મોહી કીન્હા, તેહિ પુનિ યહ દારૂણ દુઃખ દીન્હા
[11] જો મોરે મન વચ અરુ કાયા, પ્રીતિ રામપદ કમલ અમાયા

---

૨૫ કપટ મુની બોલ્યાં કે " આ સરોવરમાં જળપાન કરીને તરત આવો એટલે હું તમને દીક્ષા [બોધ આપું જેથી જ્ઞાન થાય " ૨૬ સરોવરમાં પગ મુક્તાંજ એક મઘરીએ હનુમાનનો પગ પકડયો. તેથી હનુમાને અકળાઇને તેને મારી. ( બ્રહ્મચારીને સ્ત્રી જાતીનો સંગ એ અકળામણુ હોય અગર મઘરી ઉદ્ધારને મારે વાટ જોઇને અકળાઇ હોય). ૨૭ તારા દર્શનથી પવિત્ર થઇ. [તે પૂર્વે ઇદ્રની અપસરા હતી દુર્વાસાના શાપથી રાક્ષસી—મઘરી બની હતી.) ૨૮ એ અપચરાએ કહ્યું કે " હે હનુમાન! આ આશ્રમમાં બેઠેલો મુની નથી પણ માયાવી રાક્ષસ છે " ૨૯ પોતાનું રૂપ. ૩૦ પ્રાણ તજ્યા.

૧ પર્વત જોયો પણ ઔષધની ખબર પડી નહીં ૨ પર્વત લઇને રાત્રીએ આકાશ માર્ગે હનુમાન દોડતા આવતા હતા. રસ્તામાં અયોધ્યા ઉપર આવ્યા. ૩ રાક્ષસ છે એમ સમજી. ૪ ધનુષ્યને કાન સુધી ખેંચીને ફણાવિનાનું બાણ માર્યું, ૫ પૃથ્વી ઉપર. ૬ બાણ લાગતાં હનુમાન મુર્છા ખાઇને પડયા. ૭ રામના સ્મરણરૂપી પ્રીય વચન. ૮ હનુમાનને મુર્છીત જોઇ હૃદયમાં ચાંપ્યા. ૯ ભરતજીનું મુખ કરમાઇ ગયું અને મનમાં દુઃખ થયું, આંખમાં જળ ભરીને કહેવા લાગ્યા. ૧૦ જે દેવે મને રામથી વિમુખ કર્યો તેજ ૧૧ રામના કમળ સરખા ચરણમાં મન વાણી અને શરીરથી અમાયા ( કપટ રહિત ) ભક્તિ હોય તો.

[12]તે કપિ હોઉ વિગત શ્રમ શૂલા, જો મોપર રઘુપતિ અનુકૂલા
વચન સુનત ઉઠી બૈઠુ કપિશા, કહિ જય જય કૌશલાધીસા
સોઃ—લીન્હ કપિહિં ઉર લાય, પુલક ગાત [13]લોચન સજલ
પ્રીતિ ન હૃદય સમાય, સુમિરી રામ રઘુકુલ તિલક
ચોઃ—તાત કુશલ કહુ [14]સુખ નિધાનકી, સહિત અનુજ અરુ માતુ જાનકી
કપિ સબ ચરિત [15]સમાસ બખાને, ભયે દુઃખીત મનમેં પછીતાને
[16]અહહ દૈવ મૈં કત જગ જાયઉં, પ્રભુકે એકો કાજ ન આયઉં
જાની [17]કુઅવસર મન ધરિ ધીરા, [18]પુની કપિસન બોલે બલ વીરા
x x x x x
[19]તાત ! ગહરૂ હોઈ હૈ તોહિં જાતા, કાજ નશાઇ હોત પ્રભાતા
[20]ચઢુ મમ સાયક શૈલ સમેતા, પઠવૌં તોહિ જહઁ કૃપા નિકેતા
સુની કપિ મન ઉપજા અભિમાના, મોરે ભાર ચલહિ કિમી બાના
[21]રામ પ્રતાપ વિચારી બહોરી, વંદિ ચરણુ બોલેઉ કરજોરી
તવ પ્રતાપ ઉર રાખી ગુસાંઇ, [22]જૈહોં નાથ ! બાણુકી નાઇ
હર્ષિ ભરત તબ આયસુ દીન્હા, પદ શીરનાઈ [23]ગમન તબ કીન્હા

## રાવણ કુંભકર્ણ સંવાદ.

ચોઃ—વ્યાકુલ કુંભકર્ણ પહૈં ગયઉ, [1]કરી બહુ યત્ન જગાવત ભયઊ
x x x x x
જાગા નીશીચર દૈખીય કૈસા, [2]માનહુ કાલ દેહ ધરી વૈસા
કુંભકર્ણ પુછા સુન ભાઇ, કાહે તવ મુખ [3]રહા સુખાઇ
[4]કથા કહિ તેહિ સબ અભીમાની, જેહિ પ્રકાર સીતા હરિ આનિ
[5]તાત! કપિન નિશિચર સંહારે, મહા–મહા યોદ્ધા સબ મારે

૧૨ તથા જો પ્રભુની મારા ઉપર પ્રીતિ હોય તો આ કપિનો શ્રમ તથા પીડા મટી જજો. ૧૩ આંખોમાં જળ લાવીને ૧૪ રામના ૧૫ ટુંકામાં કહી દીધી. ૧૬ અરે દૈવ ! હું શા માટે જનમ્યો છઉં કે પ્રભુના એકે કામમાં આવતો નથી ? ૧૭ અત્યારે ખોટી થવા જેવો વખત નથી એમ સમજી ૧૮ બળવાન ભરતજીએ હનુમાનને કહ્યું. ૧૯ ભરત બોલ્યા કે હે તાત ? ત્યાં જતાં તમને મોડું થશે અને પ્રભાત થતાં કામ બગડી જશે. ૨૦ પર્વત સહિત મારા બાણુ ઉપર ચઢો એટલે જ્યાં રામ છે ત્યાં તમને મોકલી આપું. ૨૧ પાછળથી ( બહોરી ) રામનો પ્રતાપ યાદ આવતાં ૨૨ હે નાથ ( ભરત ) ! હું તો બાણુની માફક [ ત્વરાથી ] જઇશ. ૨૩ ગયા.

રાવણુને યોદ્ધાની જરૂર પડતાં તે કુંભકર્ણને જગાડવા આવ્યો, ૧ બહુ યત્ન કરીને જગાડયો. ૨ કાળ પોતેજ દેહ ધરીને ન આવ્યો હોય ! ૩ કરમાઇ ગયું છે ? ૪ તમામ હૃતાંત ૫ હે તાત ! કુંભકર્ણ ! વાનરો દૈત્યને મારે છે. [ વખત બદલાય ત્યારે ન બનવાનું બને ].

દો:—દશ કંધરકે બચન સુનિ, કુંભકર્ણ [6]બિલખાન
[7]જગદમ્બા હરિ આનિ કે, શઠ ચાહસી કલ્યાણ
ચૌ:—[8]ભલ ન કિન્હ તૈં નિશીચરનાહા, અબ મોહિં આઇ જગાયઉ કાહા
[9]અજહુ તાત ત્યાગહુ અભિમાના. ભજહુ રામ હોઇહિ કલ્યાના
દો:—ત્યાગ નીતિ–પથ ધર્મ તજ, હરી આની પરનારી
રાજનીતિ પરમાર્થતા, તુમ સબ દીન્હ વીસારી
ચૌ:—[10]તાત રામ પ્રાકૃત નર નાહિં, પુરણ બ્રહ્મ લખહુ મનમાંહિ
[11]ભૂકે ભાર હરણ અવતારા, લીયો કહ્યો નારદ બહુ બારા
[12]હે દશ–શીશ મનુજ રઘુનાયક! જાકે હનુમાનસે પાયક
અહા! બંધુ તેં કીન્હ [13]ખુટાઇ, [14]પ્રથમહિ મોહિ ન જગાયહુ આઈ

## કુંભકર્ણ બિભિક્ષણ સંવાદ.

ચૌ:—દેખ બિભિષણ આગે આયો, [1]પુનિ પદગહિ નીજ નામ સુનાયો
[2]અનુજ ઉઠાય હૃદય તેહિ લાવા, રઘુપતિ ભકત જાનિ [3]મન ભાવા
તાત! લાત રાવણ મોહિં મારા, [4]કહત પરમહિત મંત્ર વિચારા
[5]તેહિ ગલાની રઘુપતિપહીં આયઉ, દીન જાનિ પ્રભુકે મન ભાયઉં
[6]સુન સુત ભયઉ કાલવશ રાવણ, સો કિમિ માને પરમ શીખાવન
ધન્ય ધન્ન તૈં ધન્ય બિભીષણ, [7]ભયઉં તાત નીશીચર કુલ ભુષણ
[8]બંધુ! વંશ તૈં કીન્હ ઉજાગર, ભજઉં રામ શોભા સુખસાગર
દો;—મન ક્રમ બચન કપટ તજી, ભજહુતાત રઘુવીર
[11]જાહુ ન નિજ પર સૂઝે મોહિં, ભયઉ કાલવશ વીર!

---

૬ કચવાયો. ૭ જગદંબાને હરિ લાવીને જે કલ્યાણની વાત કેમ કરે છે? ૮ હે રાક્ષસોના રાજા! તેં સારૂં કર્યું નથી, અત્યારે મને જગાડવાથી શું લાભ થશે? ૯ હજી પણ અભીમાન તજી દો અને રામને ભજો તો કલ્યાણ થશે ૧૦ રામ સાધારણ માણસ નથી પણ પૂરણ બ્રહ્મ છે એમ સમજ. ૧૧ પૃથ્વીના ભાર ઉતારવા અવતાર છે. ૧૨ જેના હનુમાન જેવા તો સેવક છે તે રામને માણસ કહેવાય? ૧૩ મોટી ભુલ ૧૪ મને પ્રથમ કેમ ન જગાડયો?

કુંભકર્ણને રણના મેદાનમાં આવતો જોઇ વિભિષણ તેની સામે મળવા આવ્યો. તે વખતે થએલી વાતચીતનો આ પ્રસંગ છે. ૧ વિભિષણે કુંભકર્ણના પગ પકડી [ નમીને ] પોતાનું નામ આપ્યું–ઓળખાણ આપી ( લડવા આવતાં કુંભકર્ણ નિશામાં ચકચુર હતો ] ૨ વિભિષણને ૩ પ્રસન્ન થયો ૪ પરમ કલ્યાણ થાય એવી સલાહ આપતો હતો ત્યાં. ૫ તે દુઃખથી ૬ હે પુત્ર જેવા નાનાભાઇ! રાવણ કાળ વશ થયો છે ૭ રાક્ષસ કુળનો શણગાર થયો. ૮ હે ભાઇ! તેં આપણા કુળમાં ડંકો માર્યો. ૯ ભજજે. ૧૦ હે વીર! તું અહીંથી ચાલ્યો જા, કારણ કે હું પણ કાળ વશ થયો છઉં એટલે મને પણ નિજ [ પોતાનું ) અને પર [ પારકા ) નું ભાન રહ્યું નથી. [ દૈત્યો પણ મરવા વખતે સમજે છે કે માનવ જીવન ધારણ કરીને ખરૂં કર્તવ્ય પ્રભુની ભક્તિ છે. )

## સુલોચના મંદોદરી મિલાપ.

દો;—રાજ બિભિષણુ [1]પાયઉ, [2]અમર કલ્પ નિરબાહ
[3]ભાવી વશ દુઃખ સુખ જગત, ઉપદેશીય કહુ કાહ
ચો:—[4]મુની વચનકી મોહિ પરતિતી, [5]અનુભવ હોઉહાર અર રીતી
અબ પુત્રી ! પરિહરી સબશોકા, પતિ સંગ વેગી જાહુ પરલોકા
જાહુ સમપહિ પતિ [6]શીર લાગી, [7]તજી સંકોચ આન કિન માંગી
[8]આજ ન હોય લાજકર ભૂષણ, સમયહીન ગુણ ગણીય ન દુષણ
એક નારી વ્રત રઘુપતિ કેરા, લષણ સુયશ તુમ સુનેઉ ઘનેરા
હૈ પુની શ્વસુર બીભિષણ તોરા, [9]બાલી તનય બાલકસમ મોરા
જામ્બવંત મંત્રી સુગ્રીવા, દ્વિવિદ મયંદ મહાબલ સીવા
જાનહુ બ્રહ્મચર્ય હનુમંતા, [10]શિવ સ્વરૂપ ભવહર ભગવંતા
સદા [11]નીતીરત રામ નરેશા, [12]તહાં જાત કહુ કવન કલેશા
દો;—[13]વિદિત તોર પતિ ભુજ લિખીત, લક્ષમણુ રામ પ્રભાઉ
મહા રૂષિ ભાખત કહેઉં, અબ વિલંબ જની લાવ

## રાવણ મરણ—મંદોદરી વીલાપ.

ચો:—પતિ શીર દેખત મંદોદરી, [1]મુર્છિત વીકલ ધરણી ખસીપરી
[2]યુવતી વૃન્દ રોવતી ઉઠી ધાઈ, [3]તેહી ઉઠાય રાવણ પહૂં લાઈ
[4]પતી ગતી દેખ સો કરતી પુકારા, છુટે કેશ ન દેહ સંભારા
[5]ઉર તાડના કરે બીધી નાના, રોદતી કરતી [6]પ્રતાપ બખાના
[7]તવ બલનાથ ! ડોલ નીત ધરણી, તેજહીન પાવક શશી તરણી
[8]શેષ કમઠ સહી શકહી ન ભારા, સો તનુ આજુ પરા ભરી છારા

ઇંદ્રજીતના મરણ પછી તેનો હાથ ઉડીને તેની સ્ત્રી સુલોચના પાસે આવ્યો. તેને લખવાના સાધન આપતાં તે હાથે પોતાના મરણ સબંધી વાતો લખી આપી, સુલોચના શેષ નારાયણથી પુત્રી અને પરમ સતિ હતી, પતિનું મરણ સાંભળીને પોતાના ઘરબાર લુંટાવી દઈને પોતાની સાસુ મંદોદરી પાસે આવી, ૧ મળશે. ૨. એક કલ્પ સુધી અમર પણાથી ભોગવશે. ૩ આ સંસાર સુખ દુખની બાબતમાં કર્મને આધીન છે. માટે કહો

કોને ઉપદેશ કરીએ ? ૪ ( નારદે આગળ ભવિષ્ય ભાખ્યું હતું તે વાત કરે છે.) મુનીના વચનમાં મને વિશ્વાસ છે. ૫ નારદજીના કહેવા પ્રમાણે હાર અને જીત અનુભવાય છે. ૬ માથા માટે ૭ હે સુલોચના ! શરમ છોડીને કેમ માથું લઇ આવતી નથી ! અત્યારે લાજ રાખવી ચાલે તેમ નથી કારણકે કસમયે ગુણ પણ દૂષણરૂપ બને છે. ૯ અંગદ ૧૦ જે હનુમાન સંસારની પીડાને હરનાર શીવ સ્વરૂપ છે ૧૧ નીતિવાન ૧૨ ત્યાં જવામાં કોઇ પણ પ્રકારની ચીંતા ધરવી નહીં. ૧૩ તારા પતિએ લખી આપ્યું છે તેથી તું રામ તથા લક્ષ્મણના પ્રભાવને જાણે છે. મને નારદજીએ પણ એજ વાત કરી છે માટે હવે વિલંબ ન કરો. ( નીતિવાન દુસ્મનથી ભય નથી ).

રાવણના મોત પછી તેનાં માથાં રામે લંકામાં તેની સ્ત્રી મંદોદરી પાસે મોકલ્યાં હતાં ૧ દેખતાંજ વિકળ થઇને મુર્છા આઇને ધરણી ઉપર પડી ગઈ; ૨ બીજી રાણીઓ રોતી રોતી દોડી આવી, ૩ મંદોદરીને ઉઠાડીને રાવણ પાસે રણક્ષેત્રમાં લાવીઓ. ૪ જેના વાળ છુટા થઇ ગયા છે અને જેને દેહનું ભાન નથી તે મંદોદરી રાવણની આ દશા જોઇ પોકે પોકે રડવા લાગી. ૫ કુટવાનું ૬ પતિના પ્રતાપનાં વખાણ, ૭ હે નાથ ! તમારા બળથી આ પૃથ્વી ડોલતી અને અગ્નિ, ચંદ્ર તથા સૂર્ય તેજ રહિત થતા હતા, ૮ શેશ તથા કચ્છપ (કાચબો) આપનો ભાર સહી શકતા ન હોતા તે આપનું શરીર આજ ધુળથી ખરડાઇને પૃથ્વી ઉપર પડ્યું છે.



વરૂણ કુબેર સુરેશ સમીરા, રણુ સન્મુખ ધરુ કાહુ ન ધીરા
[10]ભુજબલ જીતેઉ કાલ યમ સાંઇ, આજ પરેઉં અનાથકી નાંઈ
જગત [11]વીદીત તુહ્મારી [12]પ્રભુતાઈ, સુત [13]પરીજન બલ વરણી ન જાઈ
[14]રામ વિમુખ અસ હાલ તુહ્મારા, રહા ન કુલ કોઈ રોવનિહારા
[15]તવ વશ વીધી પ્રપંચ સબનાથા, સભય દીશાપતી નાવહિં માથા
[16]અબ તવ શીર ભુજ જમ્બુક ખાહીં, [17]રામવિમુખ યહ અનુચીત નાહિં
કાલ વિવશ પતિ કહા ન માના, [18]અગ જગનાથ મનુજ કરી જાના

છં:—[19]જાનેઉ મનુજ કરી દનુજ કાનન દહન પાવક હરિસ્વયં
જેહી નમત સુર બ્રહ્માદી પ્રીય તેહી ભજેઉ ના કરૂણામયં
[20]આ જન્મ તે પરદ્રોહ રતી પાપૌઘમય તવ તનુ અયં
તુમહુ દીયો નિજ ધામ રામ નમામી બ્રહ્મ નીરામયં

દોઃ—અહહ નાથ રઘુનાથ સમ, કૃપાસિંધુ કો [21]આન
[22]મુની દુર્લભ જો પરમગતી, તુમહીં દીન્હ ભગવાન



## બ્રહ્માજીની સ્તુતી.

છંઃ—જયરામ સદા સુખ ધામ [1]હરે, રઘુનાયક [2]સાયક ચાપ ધરે
[3]ભવવારણુ દારૂણુ સિંહ પ્રભો, ગુણુ સાગર નાગર નાથ [4]વિભો
[5]તનુ કામ અનેક અનુપ છબી, ગુણુ ગાવત સીદ્ધ સુનીંદ્ર કવી
[6]યશ પાવન રાવણુ નાગ મહા, ખગનાથ યથા કરી કોપ ગહા
[7]જન રંજન [8]ભંજન શોક ભયં, [9]ગત ક્રોધ સદા [10]પ્રભુ બોધમયં
[11]અવતાર ઉદાર અપાર ગુણું, [12]મહીભાર વિભંજન [13]જ્ઞાન ઘનં
[14]અજ વ્યાપક [15]એક મનાદી સદા, કરૂણાકર રામ નમામી મુદા
રઘુવંશ વીભુષણુ [16]દૂષણુહા, [17]કૃત ભુપ વીભીષણુ દીન રહા

૯ આપની સામે રણુમાં, વરૂણ, કુબેર, ઇંદ્ર તથા વાયુ, કદી પણુ ધીરજ રાખી લડયા નથી અને જેણે ૧૦ કાળ તથા યમને જીતી લીધા છે તે આજ અનાથની માફક પૃથ્વી ઉપર પડયા છે! ૧૧ પ્રસિદ્ધ ૧૨ વડાઇ. ૧૩ સગાં સહોદર ૧૪ છતાં રામની ભક્તિ વિના તમારા એવા હાલ થયા કે આજ આપની પાછળ [આપના પક્ષમાં] કોઇ પોક મુકનાર પણુ

નથી. [ વિભિષણુછે રાવણ પક્ષનો નથી—રામ પક્ષનો છે ]. ૧૪ હે નાથ! બ્રહ્માએ બનાવેલું આ પ્રપંચમય જગત્ આપને વશ હતું, અને દીગ્પાળો આપનાથી ડરીને નમતા હતા. ૧૬ તેના માથાને તથા ભુજાને આજે શીયાળ ખામ છે. ૧૭ રામ વિમુખ પુરૂષના આવા હાલ થાય તેમાં કાંઇ ખોટું નથી, થવાજ જોઇએ. ૧૮ સચરાચરના ધણી એવા રામને માણસ જેવા માન્યા. ૧૯ પ્રીય કહેતાં હે નાથ! [ મંદોદરી કહે છે કે ] રાક્ષસોના વનરૂપી દળને બાળવામાં અગ્નિરૂપ સ્વયં પ્રભુને તમે સાધારણ માણસ ગણ્યા. વળી જેને બ્રહ્માદી દેવતાઓ નમે છે તેવા દયાળુ રામને તમે ભજ્યા નહીં. ૨૦ તે ઉપરાંત જન્મથીજ આપે આપના શરીરને પારકાને દ્રોહ કરવામાં આનંદ માનનારૂં તથા પાપોના સમુહમય બનાવ્યું. એટલું છતાં પણ જે રામે આપને પોતાનું [ વૈકુંઠ ] ધામ આપ્યું તે નિર્દોષ બ્રહ્મસ્વરૂપ રામને નમસ્કાર કરૂં છું ૨૧ બીજો. ૨૨ મુનીઓને ન મળે તેવી. [ રાવણ, મહાન સીકંદર, નેપોલીઅન બોનાપાર્ટ, આપણી નજર આગળ કેસર વીલીયમ આદી અનેક વીરો હતા ત્યારે તેજ હતા, અને તેઓ પણ પોતાના કામ કાજ અધુરાં મુકીને ઉઠી ગયા છે. "આપણે ભવસાગરમાંથી એકવાર લાંબા થઇને સુવું પડશે અને આપણા નામની પોક પડયા વિના રહેવાની નથી એટલું સમજીને કામ કાજમાંથી નવરાશ લેઇ સતસંગ કરવો. ]

ારવણુને માર્યા પછી રામના જય જય કરતા દેવલોકો સહીત બ્રહ્માજી સ્તુતી કરે છે. ૧ દુઃખને હરનાર. ૨ ધનુષ્ય બાણ ધરનાર. ૩ ભવસાગરરૂપી મોટા હાથીને તોડનાર સીંહ જેવા. ૪ વ્યાપક. ૫ કામદેવની અનેક છબી જેવું આપનું શરીર. ૬ મોટા નગને મહા કોપ કરીને ગરૂડ મારે તેમ આપે પણ મહા કોપથી રાવણને માર્યો તેવા પવિત્ર યશવાળા ૭ પોતાના ભકતોને આનંદ આપનાર. ૮ શોકના ભયરૂપી જન્મ મરણને ટાળનાર. ૯ ક્રોધ રહિત. ૧૦ બોધમય જીવનવાળા. ૧૧ પરોપકાર અર્થે અવતાર ધારણ કરનાર. ૧૨ પ્રથ્વીનો ભાર ઉતારનાર. ૧૩ જ્ઞાનમય. ૧૪ અજન્મા, ૧૫ એક અને સદા અનાદિ. ૧૬ દોષને મટાડનાર. ૧૭ સદા દીનતાથી જીવન ગાળનાર વિભિષણને રાજા બનાવનાર હે રામ!



ગુણુ જ્ઞાન નિધાન [૧૮]અમાન અજં, નીત રામ નમામી [૧૯]વીભું વીરજં
[૨૦]ભુજ દણ્ડ પ્રચણ્ડ પ્રતાપ બલં, ખલવૃંદ નિકંદ મહા કુશલં
[૨૧]વીનુ કારણુ દીનદયાલુ હીતમ, [૨૨]છબીધામ નમામી રમાસહીતં
ભવતારણુ [૨૩]કારણુ [૨૪]કાર્યપરં, [૨૫]મન સંભવ દારૂણુ દોષ હરં
[૨૬]શર ચાપ મનોહર તૃણુધરં, [૨૭]જલ જારૂણુ લોચન [૨૮]ભુપ વરં
સુખ મંદીર સુંદર [૨૯]શ્રી રમનં, [૩૦]મદ [૩૧]માર [૩૨]મહા મમતા શમનં
[૩૩]અનવદ્ય [૩૪]અખંડન ગોચરસો, [૩૫]સબરૂપ સદા સબ હોઈ ન સો
[૩૬]ઈતી વેદ વદંતી ન દંતકથા, રવી આતપ ભિન્ન નભિન્ન યથા
[૩૭]કૃત્ય કૃત્ય વિભો સબ વાનર યે, નીરખંતી તવાનન સાદર યે
[૩૮]ધીક જીવન દેવ શરીર ધરે, તવ ભકિત વીના ભવ ભુલી પરે
અબ દીન દયાળુ દયા કરીયે, [૩૯]મતી મોરી વિભેદ કરી હરીએ
[૪૦]જેહીતે વીપરીત ક્રિયા કરીયે, દુઃખમે સુખમાની સુખીચરીયે
[૪૧]ખલ ખંડન [૪૨]મંડન રમ્ય ક્ષમા, [૪૩]પદ પંકજ સેવિત શંભુ ઉમા
[૪૪]નૃપનાયક દે વરદાન મીદં, ચરણામ્બુજ પ્રેમ સદા શુભદં



## રામ અયોધ્યા આગમન અને ભરત મીલાપ.

**દો:**—[૧]ભરત નયન ભુજ દક્ષીણુ, ફરકહી વારંવાર
જાની શકુન મન હર્ષ અતી, લાગે કરન વિચાર

**ચો:**—[૨]રહા એક દીન અવધી અધારા, સમુઝત મન દુઃખ ભયઉ અપારા
[૩]કારણુ કવન નાથ નહિં આયે, જાની કુટીલ પ્રભુ મોહી [૪]વીસરાયે
અહહ ધન્ય લક્ષ્મણુ બડભાગી, [૫]રામ પદારવીંદ અનુરાગી
કપટી કુટીલ નાથ મોહિં ચીન્હા, તાતે નાથ [૬]સંગ નહિ લીન્હા

૧૮ માનક્ષ રહીત ૧૯ વ્યાપક તથા સદા નિર્દોષ ૨૦ લાંબા ભુજના પ્રતાપથી રાક્ષસોના સમુહનો નાશ કરવામાં કુશળ ૨૧ અપેક્ષા રહિત ગરીબો ઉપર દયા કરનાર. ૨૨ લક્ષ્મી સહીત આપના સુંદર રૂપને નમસ્કાર કરૂં છઉં. ૨૩ સર્વના કારણુ રૂપ છો. ૨૪ અ કેર્તા ૨૫ મનમાં ઉત્પન્ન થએલા કામ, ક્રોધ આદિ દારૂણુ દોષો ને હરવા વાળાં તો. ૨૬

બાણુ ધનુષ્ય તથા ભાથાને ધરનાર છો. ૨૭ કમળ સરખા લાલ નેત્રો વાળા ૨૮ ઉત્તમ રાજા તરીકે ૨૯ લક્ષ્મીજીના પતિ ૩૦ મદ ૩૧ કામદેવ ૩૨ તથા મોટી મમતાને શાંત કર નાર ૩૩ નિર્દોષ ૩૪ આખા-પરિપુર્ણ તથા ઇંદ્રિઓથી ન સમજાય તેવા છો. ૩૫ સર્વ રૂપ છો છતાં સર્વથી ન્યારા બ્રહ્મ સ્વરૂપે છો. ૩૬ આ મુખની વાતો નથી પણ વેદ કહે છે. જેમ સૂર્ય અને સૂર્યનો તડકો તે જુદા પણ છે અને એક રૂપવાળા પણ છે. તેમ આપ અને આ જગત જુદા પણ છો અને એક રૂપ ( બ્રહ્મ રૂપ ] પણ છો. જેમ સોનાની વીંટી, સોનાથી ન્યારી નથી પણ સોનું વીંટીથી ન્યારૂં છે. તેમ જગત્ આપથી ન્યારૂં નથી પણ આપ જગત્‌થી ન્યારાં છો. ૩૭ ખરેખર ભાગ્યશાળી તો આ વાનર છે કે જેઓ આપના મુખ કમળને ભાવથી નીરખ્યા કરે છે. ૩૮ ભલે ને દેવનું શરીર મળ્યું હોય પણ જે જીવ તમારી ભકિત વિના ભૂલ્યો પડયો હોય તો તે જીવને ધિક્કાર છે. (બ્રાહ્મણોના શરીર મળ્યાં અગર રાજાઓનો અગર ધનવાનોના શરીર મેળવી ઘણા વૈભવમાં ઘેરાઇ ગયા હતા તેમને કોઇ યાદ પણ કરતું નથી. પણ બાપાની ભકિતથી ધનવાન બનેલા બોડાણા, તુકારામ ચોખામેળ આદિના નામો હજી અમર છે ) ૩૯ અમારી ભેદ બુદ્ધિ હરી લ્યો. ૪૦ જે ભેદ બુદ્ધિથી ખોટાં કામ કરીએ છીએ, અને જે ઝેર છે તેને અમૃત માની ભોગવીએ, છઇએ ૪૧ રાક્ષસોને હણનાર ૪૨ રમ્ય [ સુંદર ] ક્ષમા ( પૃથ્વી ) ના મંડન ( શણગાર રૂપે ] ૪૩ જેના કમળ સરખા ચરણોને શીવ તથા પાર્વતી સેવે છે તે રામ. ૪૪ બ્રહ્માજી કહે છે કે હે રાજન કે રાજ ! આપના કમળ સરખા ચરણાર્વીંદમાં પ્રેમ સદા રહો એ વરદાન આપો જે પ્રેમ હમેશાં શુભનેજ [ શુભદ ) આપવાં વાળો છે.

( અયોધ્યા પાસે નંદી ગ્રામમાં ભરતજી રામની રાહ જોઈ રહ્યા છે. એક દિવસ ભરતને પ્રાતઃકાળમાં ઉઠતાંજ શુભ શુકન થયાં. ૧ ભરતની જમણી આંખ અને જમણી ભુજા વારંવાર ફરકવા લાગી. ૨ ચૌદ વરસની અવધીકે જે સર્વના પ્રાણાધાર રૂપી હતી તેમાં એક દિવસ બાકી રહયો છે ૩ શા કારણથી. ૪ ભુલી ગયા ૫ રામના ચરણારવીંદમાં પ્રેમ ચાલુ રહયો ૬ વનમાં સાથે લઇ ગયા નહી.



[7]જો કરણી સમુઝે પ્રભુ મોરી, નહિ નિસ્તાર કલ્પ શત કોરી
જન અવગુણ પ્રભુ [8]માનન કાઉ, દીનબંધુ અતી મૃદુલ સ્વભાઉ
[9]મોરેજીય ભરોસ દ્રઢ સોઈ, મીલીહહી રામ શકુન શુભ હોઈ
[10]બીતે અવધી રહૈં જો પ્રાણા, અધમ કવન જગ મોહી સમાના

* * * * *

[11]જાસુ વીરહ સોચહુ દીન રાતી, [12]રટઉ નિરંતર ગુણ ગણ પાંતિ
રઘુકુલ તીકલ [13]સુજન સુખદાતા, આયે કુશલ દેવ મુનિ ત્રાતા
[14]રિપુ રણજીતી સુયશ સુર ગાવત, સીતા [15]અનુજ સહીત પ્રભુ આવત
સુનત બચન [16]વિસરે સબ દૂષા, [17]તૃષાવન્ત જનુ પાવ પીયુષા
કો તુમ તાત! કહૉં તે આયે, મોહિ પરમ પ્રીય બચન સુનાયે
મારુત સુત મૈં કપી હનુમાના, નામમોર સુનુ કૃપા નિધાના
દીનબંધુ રઘુપતિ કર [18]કિંકર, સુનત ભરત ભેટે ઉઠા સાદર
મીલત પ્રેમ નહિ હ્રુદય સમાતા, [19]નયન શ્રવત જલ પુલકીત ગાતા
કપી! [20]તવ દરશ સકલ દુઃખ બીતે, [21]મીલે આજુ મોહી રામ સપીતે
છં:—[22]નિજ દાસ જ્યોં રઘુવંશ ભૂષણ, કબહુ મમ સુમીરણ કર્યો
સુની ભરત વચન [23]વીનીત, અતી [24]કપી પુલક તનુ ચરણન પર્યો
રઘુવીર [25]નીજ મુખ જાસુ ગુણ ગણ કહત અગ જગનાથ સો
કાહે ન હોહુ બીનીત પરમ પુનીત સદગુણ સિંધુ સો
દો:—[26]રામ પ્રાણ પ્રિય નાથ તુમ, સત્ય વચન મમ તાત
પુનિ પુનિ મિલત ભરત સન, પ્રેમ ન હ્રુદય સમાત

## બાળામાં સમપ્રસંગ.

ચો:—ઉઠયો બીભીષણ તબ સુખ પાઇ, રત્ન માલ કર લેઈ ઉઠાઇ
[1]દીન્હ જલધી રાવણકો જોઇ, પુનઃ બીભીષણ પાઇ સોઇ
સોઇ રત્નમાલ સુખકારી, [2]દીન જાનકી કે ગલ ડારી

* * * * *

૭ મારાં કૃત્ય-કર્મ-પાપ ગણે તો સો કરોડ કલ્પ સુધી મારો નિસ્તાર થાય તેમ નથી. ૮ માનતા નથી ૯ મને ખાત્રી છે કે ૧૦ ચોદ વરસ વીતી જાય. [રામના વિરહ

રૂપી સમુદ્રમાં ભરતજી આ પ્રમાણે તર્ક વિતર્ક કરી રહયા છે.) બીજી તરફ રાંમ લંકાથી વળતાં ભારદ્વાજ રૂષીના આશ્રમમાં આવ્યા છે, ત્યાંથી ભરતને ખબર આપવા માટે હનુમાનને પ્રથમ મોકલ્યા છે. ભરતજીનો આવો વીરહી દેખાવ જોઇને હનુમાને કયા પ્રકારે વાત કરી તે સાંભળો. ] ૧૧ જેના વિયોગ માટે રાત દીવસ ચીંતા કરો છો ૧૨ અને જેના ગુણ ગણોની લીટીઓ ગાયા કરો છો તે રઘુકુળ તીલક ૧૩ સજનોને સુખ આપનાર, અને દેવતા તથા મુનીઓની રક્ષા કરનાર રામ કુશળ પધાર્યાં છે. ૧૪ રાવણ ૧૫ લક્ષ્મણને ૧૬ તમામ દુઃખ ભુલી ગયા, ૧૭ જેમ તરસ્યાને અમૃત મળ્યું હોયને. ૧૮ જ્યાં રઘુપતિનો કીંકર કહ્યો ત્યાં ભરત ઉઠયો ૧૯ આંખમાં પ્રેમના જળ અને ગાત્રો રોમાંચ થયાં ૨૦ તમારા દર્શનથી ૨૧ જાણે મને આજે રામ પોતે પ્રેમ કરીને મળ્યા હોય! ૨૨ પોતાના દાસ તરીકે મને કેટલે દિવસ રામચંદ્રજીએ યાદ કર્યો હતો? એવું ભરતે હનુમાનને પુછ્યું. ૨૩ નમ્ર ૨૪ હનુમાનનાં અંગો પુલ કાયમાન થઇ ગયાં અને તે ભરતના ચરણમાં પડયા. ૨૫ સચરાચર વ્યાપક રામ પોતાના મુખથી જેના ગુણો સબંધી કહેતા હતા તે ભરત નમ્ર, પરમ પવિત્ર સદગુણ સીંધુ કેમ ન હોય! હોયજ ૨૬ રામને તમે પ્રાણથી પણ અધીક વહાલા છો

અયોધ્યામાં રામને રાજ્યાસન ઉપર બેસાડવાની ક્રિયા થયા પછી નજરાણાં ધરવાની ક્રિયા શરૂ થઇ તે વખતે ૧ જે માળા સમુદ્રે રાવણને આપી હતી તે માળા ( અત્યારે લંકાની ગાદી સાથે ) વિભિષણ પાસે આવી હતી. ૨ સીતાના ગળામાં પહેરાવી.



સુનત વચન તબ જનક [3]દુલારી, [4]સોઈ ગલસે માલ ઉતારી
કાહી હેઉં યહ હૃદય વિચરી, [5]મારૂત સુતકી ઓર નીહારી

**દો:**—[6]કૃપાદ્રષ્ટિ લખી પવનસુત, હરશી દંડવત કીન્હ
રત્નમાલ સો જાનકી, [7]ડારી ગલેમેં દીન્હ

**ચો:**—મહાવીર મનમાંહી વિચારી, હૈ કોઇ ગુણ માલામેં ભારી
[8]પરમાનન્દ પ્રેમરસ પાગે, મણીપે સકલ વિલોકન લાગે
[9]વીનુ પ્રકાશ કછુ ઓર ન તામે, મન લાગે ભક્તનકો જામે
[10]મણી ભીંતર કછુ હુઈ હે સારા, મુક્તા એક તોરી તબ ડારા
તાકે મધ્ય વીલોકન લાગે, દેખી લોગ સબ અચરજ પાગે
પુની [11]દુજો તોયો હનુમાના, દેખી નીસ્સાર તજ્યો બલવાના
[12]ઈહી વીધી તોરત ક્રમ ક્રમ મોતી, પીર અધીક દર્શક ગણ હોતી
[13]કહન લગે નીજ નીજ મનમાંહી, જો કોઈ અધીકારી નાહી,
તાકો એસી વસ્તુ ન દીજે, નહિ તો યહી દશા લખી લીજે

**દો.**—બોલ ઉઠયો કોઉ નૃપતી યહ, [14]કહા કરહ હનુમાન
કરાઁ તોરત હો માલ તુમ, સુંદર રત્ન સુજાન

**ચો:**—વચન સુનત કહે મારૂતી બાની, [15]દેખહુ રામનામ સુખદાની
[16]નામ ન યામેં પરત લખાઇ, તાતે તોરત ડારત ભાઈ
[17]કહ કોઈ સકલ વસ્તુકે માંહી, રામનામ કહુ સુનીયત નાહી
કહ મારુતી ન નામ જેહી માંહી, સો તૌ કાહુ કામકી નાહિ
[18]બોલા સોઈ સુનો બલધામા, તવ તનુમાંહી રામકો નામા ?
સુનત વચન કહ પવન કુમારા, [19]નિશ્ચય તનુ હરિનામ ઉદારા
[20]અસ કહ કપી નીજ [21]હૃદય વિદારા, [22]રોમ રોમ પ્રભુ નામ ઉદારા
[23]અંકિત રામનામ સબ ઠાહીં, લખી સબ ચકીત ભયે મનમાંહી
[24]પુષ્પ વૃષ્ટિ નભ જયતિ ઉચારિ, કૃપાદ્રષ્ટિ રઘુનાથ નીહારી

---

૩ પુત્રી ૪ પોતાના ગળામાંથી માળા કાઢી, ૫ હનુમાન સામું જોયું. ૬ સીતાની કૃપાદ્રષ્ટિ જોઇને હનુમાને હરખીને પ્રણામ કર્યાં. ૭ હનુમાનના ગળામાં પહેરાવી દીધી. ૮ પરમાનંદમાં તથા પ્રેમ રસમાં મગ્ન બનેલા હનુમાન તે માળાના દરેક મણીને તપાસવા લાગ્યા. ૯ પ્રકાશ સિવાય તેમાં બીજું કાંઇ જોયું નહીં બીજું કાંઇ એટલે ભક્તોને પ્રીય લાગે તેવું કાંઇ (પ્રભુ) માળામાં દેખાયું નહીં. ૧૦ મણીની અંદર કાંઇક સાર હશે એમ સમજી એક મુક્તા [ મણીના ] કકડા કર્યાં [અહીં સાર એટલે પ્રભુ]. ૧૧ બીજા મણીના

કકડા કર્યા. ૧૨ આ પ્રમાણે એક એક મણીને તોડવા લાગ્યા, આથી દર્શકગણ (જોનારાઓ) ને બહુ પીડા થવા લાગી. ૧૩ પોત પોતાના મનમાં કહેવા લાગ્યા કે જે અધીકારી ન હોય તેને આવી ઉત્તમ ચીજ નહી દેવી જોઇએ અને દેતો આ દશા [સ્થીતિ હાલત] જોઇ લેવી ૧૪ તમે આ શું કરો છો ? અતિ કીંમતી સુંદર મોતીની માળાને કેમ તોડો છો ? ૧૫ સુખને આપવા વાળા એવા રામ નામને ખોયું છળું ૧૬ આ મણીમાં રામ નથી માટે તોડતો જાઉંછું અને ફેંકતો જાઉં છઉં, ૧૭ બીજો કોઇ બોલ્યોકે સઘળી વસ્તુમાં રામ નામ હોય તેવું તો કાંઇ સાંભળ્યુ નથી. ૧૮ ત્યારે કોઇ બોલ્યો કે હે હનુમાન ? તમારા શરીરમાં રામનું નામ છે ? ૧૯ મારા શરીરમાં ઉદાર રામચંદ્રજીનું નામ નક્કી છે. ૨૦ આ પ્રમાણે કહી ને પોતાની ૨૧ છાતી ફાડી નાંખી. ૨૨ રુંવાડે રુંવાડે ઉધાર એવાં પ્રભુનાં નામ હતાં, ૨૩ તમામ અવયવને રામ નામથી અંકીત જોઇ સર્વે મનમાં ચકીત થઇ ગયા, ૨૪ જયકારના ધ્વની સાથે આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ અને રામચંદ્રે દયાની નજરથી હનુમાન સામે જોયું.



દોઃ—[૨૫]અંગ ભયો પુની કુલીશ સમ, ઉઠી તુરંત ભગવાન
વારી વીલોચન પુલકી તનુ, હિય લાગે હનુમાન

## રામચંદ્રની સ્તુતિ.

છંઃ—[૧]જયરામ રમા રમણું શમનં, ભવતાપ ભયાકુલ પાહી જનં
[૨]અવધેશ સુરેશ રમેશ વીભો, શરણાગત માગત પાહી પ્રભો
[૩]દશશીશ વીનાશન વીસ ભુજા, કૃત દૂરી મહા મહી ભૂરી રુજા
[૪]રજનીચર વૃન્દ પતંગ રહે, શર પાવક તેજ પ્રચણ્ડદહે
[૫]મહી મંડલ મંડન ચારુતરં, ધૃત સાયક ચાપ નીષંગવરં
[૬]મદમોહ મહા મમતા રજની, તમ પુંજ દીવાકર તેજ અની
[૭]મનુજાત કીરાત નીપાત કીયે, મૃગ લોગકુભોગ સરેણુહિયે
હનિ નાથ અનાથની પાહી હરે, વિષયાવન પામર ભુલીપરે
[૮]ભવસિંધુ અગાધ પરે નર તે, પદ પંકજ પ્રેમ ન જે કરતે

(પ્રેમમાં રામ હાર્યા તે પ્રસંગ છેવટમાં છે.)

## સમ સનકાદિક મિલાપ.

ચોઃ—[૧]જાની સમય સનકાદીક આયે, તેજ પુંજ ગુણશીલ સુહાયે
બ્રહ્માનંદ સદા લયલીના, [૨]દેખત બાલક બહુ કાલીના
[૩]ધરે દેહ જનુ ચારીઉ બેદા, સમદરશી મુની વિગત વીભેદા
[૪]દિશા વસન બ્યસન ઇહિ તિનહીં, રઘુપતી ચરીત હોઇ તહાં સુનહિ
[૫]તહાઁ રહે સનકાદી ભવાની, જહાઁ ઘટસંભવ મુનીવર જ્ઞાની
[૬]રામકથા મુનિ બહુ વિધ બરણી, જ્ઞાન યોગ પાવક જીમીઅરની

* * * * *

૨૫ કૃપા દ્રષ્ટિ થતાંજ હનુમાનનું શરીર પાછું વજ્ર જેવું બની ગયું રામચંદ્રે પોતાના આસન ઉપરથી ઉઠી, આંખોમાં પ્રેમના જળ લાવી તથા પુલકાયમાન શરીર સાથે હનુમાનને હૃદયમાં ઘાલીને મલ્યા. ( આ પ્રસંગનું તાત્પર્ય એ છે કે રામ વિનાનું બધું ખોટું છે, મરવા પડીએ છીએ ત્યારે અંતકાળ વખતે કહે છે કે “ હવે અમારામાં જીવન રાખશો નહીં અમે બધાંએ ખોટાં છીએ સાચાતો નારાયણ છે તેને સંભારો. )

સદાશીવ રામની સ્તુતી કરે છે કે ૧ લક્ષ્મીના પતિ એવા રામ, સંસારના દુઃખોની શાન્તી કરનાર એવા હે રામ તમારો જય થાઓ. સંસારના તાપથી વ્યાકુળ થએલા તમારા ભક્તોની રક્ષા કરો. ૨ હે અયોધ્યાના ધણી, દેવોના પતિ, અને સિતાના પતિ વ્યાપક ! આપને શરણે આવેલા ભક્તો માગે છે કે આભવના તાપથી રક્ષા કરો. ૩ રાવણનાં દશ માથાં તથા વીસ ભુજાનો નાશ કરનાર અને પૃથ્વી ઉપરથી મોટા ભારરૂપી રાક્ષસ દળની પીડાને દુર કરનાર ! ૪ આપના બાણો રૂપી અગ્નિના પ્રચંડ તેજમાં, દાક્ષસોનાં ટોળાં રૂપી પતંગો બળી મુવાં છે. ૫ આ પૃથ્વીનાં અતિ ઉત્તમ શણગાર રૂપ, ઉત્તમ ધનુષ્ય બાણ તથા નિષંગ (ભાથા) ને ધરનાર. ૬ મદ, મોહ, ઘણી મમતારૂપી રાત્રીના ઘાડા અંધકારનો નાશ કરનાર સૂર્યના તેજરૂપ આપ છો. ૭ વિષયરૂપી વનમાં પામર થઇને ભૂલા પડેલાં અને કામરૂપી પારધીઓએ વિષય સંગરૂપી (સરેણ) બાણથી હિયે (હૃદયમાં વીંધી નાંખેલા મૃગ જેવા પામરોને પાડેલા છે તે અનાથ લોકોનું આપ રક્ષા કરો. ૮ આપના ચરણારવીંદમાં જે પ્રેમ કરતા નથી તે ભવસાગરના અગાધ જળમાં ( રોગથી, પુત્રપરિવારના મળવાથી અગર વિયોગથી અગર ધન ખોવાથી અગર ન મલવ થી જે દુખો થાય છે તે જળમાં) બુડી ગયા છે.

એક વખત રામચંદ્રજી, ભરત—લક્ષ્મણ, શતરૂઘ્ન તથા હનુમાન સહીત બગીચામાં આનંદ વાર્તા કરી રહ્યા હતા. ૧ તેને યોગ્ય સમય જાણીને સનક સનન્દન, સનાતન, તથા સનત્કુમાર એવા ચાર સનકાદિકો પધાર્યા. ૨ દેખીતાં બાળક પણ ઘણા વૃદ્ધ. ૩ જાણે ચારે વેદ દેહ ધરીને ન આવ્યા હોય; જેને ભેદભાવ મટી ગયો છે. એવા સમદર્શી. ૪ દિશા રૂપ વસ્ત્ર વાળા ( એટલે નગ્ન ) તેઓને એવું વ્યસન હતું કે જ્યાં પ્રભુની કથા હોય ત્યાં જરૂર જતા અને સાંભળતાં. ૫ હે સતિ ! આ સનકાદિકો મહા જ્ઞાની મુનીવર અગસ્ત્યના આશ્રમમાં પ્રથમ રહેતા હતા. ૬. તે સમય અગસ્ત્ય મુનીએ જ્ઞાન તથા યોગ્ય ( ભક્તિ ) રૂપી અગ્નિ પ્રગટ કરવા માટે અરણી રૂપી રામ કથાને ઘણા પ્રેમે વાંચી હતી ( એટલે તેઓ રામનો મહિમા જાણતા હતા. )



કીન્હ દંડવત તીનીઉ ભાઈ, સહિત પવનસુત[૭]સુખ અધિકાઈ
મુનિ રઘુપતિ છબિ અતુલ વિલોકી, [૮]ભયે મગન મન સકત ન રોકી
શ્યામલ ગાત [૯]સરોરૂહ લોચન, [૧૦]સુંદરતા મંદિર [૧૧]ભવ મોચન
[૧૨]ઇકટક રહે નિમેષ ન લાવહીં, પ્રભુ કરજોરે શીશ નમાવહિં
તિનહકી દશા દેખી રઘુવીરા, શ્રવત નયન જલ પુલક શરિરા
[૧૩]કર ગ્રહિ પ્રભુ મુનિવર બૈઠારે, પરમ મનોહર વચન ઉચારે
આજુ ધન્ય મેં સુનહુ મુનીશા, [૧૪]તુમ્હરે દરશ જાહિ અઘખીશા
[૧૫]બડે ભાગ્ય પાઇય સત્સંગા, બિનહિં પ્રયાસ હોઇ ભવ ભંગા
દો.—સંતપંથ અપ વર્ગકે, કામી ભવકર પંથ
કહહિં સંત કવિ કોવિદ, શ્રુતિ પુરાણ સદગ્રંથ
ચો.—સુનિ પ્રભુ બચન હર્ષી મુનિચારી, પુલકગાત અસ્તુતી અનુસારી
જય ભગવંત [૧૭]અનંત [૧૮] અનામય, [૧૯]અનઘ અનેક એક કરૂણામય

* * * * *

દો:—પરમાનંદ કૃપાયતન, [૨૧]મન પરિપુરણ કામ
પ્રેમ સહિત અન પાયનિ, દેહુ હમહિં શ્રી રામ
ચો—[૨૨]દેહુ ભકિત રઘુપતિ અતિ ! પાવની, ત્રીવિધ તાપ ભવતાપ નસાવની
પ્રણતપાલ સુરધેનુ, કલ્પ તરૂ, હોઈ પ્રસન્ન પ્રભુ દીજે યહ વરૂ

## રામ ભારત સંવાદ.

ચો—[૧]સુનિ પ્રભુ બચન ભરત ગહિ ચરણા, સુનહુ નાથ પ્રણતા રતિ હરણા

---

પોતાનું પીતાંબર પાથરીને મુનીને બેસાડયા. ૭ (પ્રણામ કરીને) અધિક સુખ માન્યું ૮ કોઇ રીતે પોતાના મનનો આનંદ રોકી શકયા નહીં ૯ કમળ સરખાં ૧૦ સુંદરતાના ઘર રૂપ ૧૧ ભકતોને મોક્ષ આપનાર ૧૨ પ્રભુની સામે હાથ જોડીને તથા માથું નમાવીને પલકારો માર્યા વિના એક નજરથી મુનીઓ જોઇ રહ્યા ૧૩ હાથ પકડીને મુનીઓને બેસાડયા, અને સરલ સુંદર વચનો બોલ્યા ૧૪ તમારા દર્શનથી અમારા પાપ નાસી ગયાં ૧૫ મોટા ભાગ્ય હોય તોજ સંતોનો સમાગમ મળે છે જેના પ્રતાપથી થોડી મહેનતે ભવના બંધનથી મુકત થાય છે ૧૬ આપની સાથે આવીએ તો આપ જ્યાં જાઓ ત્યાં એટલે મોક્ષધામમાં અમો પણ આવીએ અને કામનાવાળા જીવનો સંગ કરીએ તો તેઓ જ્યાં (ભવ સાગરમાં) જાય ત્યાં જઇએ. ૧૭ અંતરહિત ૧૮ વિકારથી રહીત ૧૯ પાપો રહીત અને અનેક છતાં એક તથા દયાળુ રામ ૨૦ પરમાનંદ તથા કૃપાના ભંડાર રૂપ ૨૧ ભકતોની મન કામનાને પરિપુરણ કરવા વાળા હે રામ! અમને આપની અખંડીત પ્રેમ લક્ષણા ભકિત આપો. ૨૨ જે ભકિત એવી પાવની (પવિત્ર) છે કે ત્રણે પ્રકારના તાપ તથા ભવ તાપને નસાડનારી છે. અમોને પ્રસન્ન થઇને એવું વરદાન આપો કે જે ભકિત તમારા ભકતોની મન કામના કામધેનુ અગર કલ્પ વૃક્ષ બનીને પરિપુરણ કરે છે તે ભકિત અમોને પણ મળે તાત્પર્ય—સૌને શેઠ થવું ગમે પણ દાસ બને, નમે, દીનતા રાખે, તો તે હૃદયમાં પ્રભુ વાસ કરી શકે છે.

ચાર ભાઇઓ તથા હનુમાન આનંદમાં બેઠા છે તે વખતે ભરત કાંઇ પુછતા સંકોચાય છે. તેની વકીલાત હનુમાનજીએ કરી. રામે સહુ થયુંનિ પુછવાનું કહેતાં. ૧ પ્રભુનાં પ્રેમમય વચન સાંભળીને ભરતે રામના ચરણ પકડયા અને બોલ્યા કે "ભકતોની પીડાને હરવાવાળા હે નાથ! સાંભળો.

દો.—નાથ ન મોહિ સંદેહ કછુ, સપનેહુ શોક ન મોહ
કેવલ કૃપા તુહ્મારી પ્રભુ, ચિદાનંદ સંદોહ
ચો.—[૩]કહૈં કૃપાનિધિ ! એક ઢિઠાઇ, મૈ સેવક તુમ જન સુખદાઇ
સંતનકી મહિમા રઘુરાઇ, બહુવિધ વેદ પુરાણુન્હ ગાઈ
[૪]શ્રી મુખ તુહ્મ પુનિ કીન્હ બડાઈ, [૫]તિન્હપર પ્રભુહિ પ્રીતિ અધિકાઈ
[૬]સુના ચહૌ પ્રભુ તિન્હપર ભક્ષણુ કૃપા સિંધુ ગુણુ જ્ઞાન વિચક્ષણુ
સંત અસંત[૭] ભેદ બીલગાઇ, પ્રણિતપાલ મોહિ કહિય બુઝાઈ
સંતનકે લક્ષણુ સુનુ ભ્રાતા, અગણીત શ્રુતિ પુરાણુ વિખ્યાતા
[૮]સંત અક્ષંતનકી અસ કરણી, જીમિ કુઠાર ચંદન આચરણી
કાટૈ પરશુ મલય સુનુ ભાઈ, નિજ ગુણુ દે સુગંધ બસાઇ
દો.—[૯]તાતેં સુર શીશન ચઢત, જગ વલ્લભ શ્રીખંડ
અનલદાહિ પીટત ઘનહિ, પરશુ વદન યહ દંડ
ચો.—વિષય[૧૦]અલંપટ [૧૧]શીલ ગુણા કર, [૧૨]પરદુખ દુખ સુખ દેખેં પર
[૧૩]સમ [૧૪]અભુત રિપુ [૧૫]વિમદ વિરાગી, [૧૬]લોભામર્ષ હર્ષ ભય ત્યાગી
[૧૭]કોમલ ચીત દીનન્હિપર દાયા, મન વચ કર્મ મય ભકિત અમાયા
[૧૮]સબહિં માનપ્રદ આપુ અમાની, ભરત પ્રાણુ સમ મન તે પ્રાની
[૧૯]બિગત કામ મમ નામ પરાયણુ, [૨૦]શાન્તિ બિરતિવિનીત મુદિતાયન
[૨૧]શીતલ તાસુ સરલતા મૈત્રી, દ્વિજ પદ પ્રેમ [૨૨]ધર્મજનયિત્રી
યહ સબ લક્ષણુ બસહિં જાસુ ઉર, [૨૨]જાનેહુ તાત સંત સંતત ફુર
શમદમ નેમ [૨૩]નીતિ નહિ ડોલહિં; પરૂષ બચન કબહુ નહિં બોલહિ
દો.—નિંદા અસ્તુતિ [૨૪]ઉભય સમ મમતા મમ પદકંજ
તે સજન મમ પ્રાણુપ્રીય, [૨૫]ગુણુ મંદિર સુખપુંજ

---

૨ આપ કે જે ચીદાનંદના સમુદ્રરૂપ છો તેમની માત્ર કૃપાથીજ મને કોઇપણુ પ્રકારનો સંશય અગર સ્વપ્નામાં પણુ શોક અગર મોહ નથી ૩ હે દયાળુ રામ! હું એક ધ્રુષ્ટતા [ અવિવેક ) કરૂં છઉં, એટલે આપને ન પૂછાય તો પણુ પુછું છું. હું તો એક દાસ છું અને આપ તો પોતાના જનને સુખ આપનાર છો. ૪ આપે પણુ ૫ તેમના ઉપર આપની પ્રીતી પણુ ઘણી છે ૬ સાભળવા મરજી કરૂં છું કે ૭ નો ભેદ જુદો પાડીને કહો ૮ સંતની કરણી ચંદનના જેવી છે અને અસંતની કરણી કુહાડાના જેવી છે કુહાડો કાપીને રાજી થાય અને ચંદન કપાય તો પણુ પોતાની સુગંધ કુહાડાને આપે છે તાત્પર્ય કે સંત સામાનુ બગાડીને ખુશી થાય છે ૯ આવા ગુણુને લીધે સુખડ સર્વને પ્યારી બની છે અને દેવતાઓ પણુ તેને પોતાના માથે ચડાવે છે અને કુવાડાભાઇને અગ્નિમાં ખુબ તપાવીને તેના સુખને ખુબ ટીપવામાં આવે છે ૧૦ જીતેંદ્રિય ૧૧ સુશીલ તથા ગુણુના ભંડાર રૂપ ૧૨ પારકા દુઃખને જોઇને દુખી અને પારકાના સુખને જોઇને સુખી ૧૩ સમતાવાળા ૧૪ કોઇને પોતાના શત્રુ નહીં મનનાર ૧૫ મદ તથા રાગ (આસકિત) ૧૬ લોભ, ક્રોધ, હર્ષ તથા ભયનો ત્યાગી ૧૭ કોમળ ચીતવાળા દીનોના ઉપર દયા કરનાર મન વાણી અને કર્મે કરીને કપટ રહિત મારી ભકિત કરે છે ૧૮ સૌને માન આપનારે અને પોતે અમાની હે ભરત આવા ભકતો તો મને પ્રાણુથી પણુ વ્હાલા છે ૧૯ સંસારની કામનાઓથી રહીત હોય છે પણુ મારા ભજન વીગેરે કાર્યમાં તત્પર હોય છે ૨૦ મારા સંતો શાંતીવાળા, કે વૈરાગ્ય વાળા. તથા વિવેકી તથા બીજા પોતાથી મોટાને જોઇ રાજી થાય છે. ૨૧ તે સંતોમાં શીતળતા, સરળતા, મિત્રતા, તથા બ્રાહ્મણો કે જેઓ ૨૨ ધર્મની માતા છે ૨૩ તેમના ચરણુમાં નીતિ કદી ડોલતી નથી. તથા કડવાં વચન કદી બોલતા નથી. ૨૪ બેઉ સરખા અને કમળ સરખા ચરણુમાં પ્રીતિ ૨૫ ગુણુના ભંડાર રૂપ અને સુખના સમુહ રૂપ છે.

ચો.—સુનહુ [૨૬] અસંતન કેર સ્વભાઉ, ભુલેઉ સંગતિ કરિય ન [૨૭]કાઉ
તિન્હકર સંગ સદા દુખદાઇ, [૨૮] જીમિ કપીલહિં ઘાલે હરહાઇ
ખલન્હ હૃદય અતિ તાપ વિશેષી, [૨૯] જરહિં સદા પર સંપતિ દેખી
[૩૦] જહૅં કહૅં નિંદા સુનહિ પરાઇ, હર્ષહિં મનહુ પરીનિધિ પાઈ
કામ ક્રોધ મદ લોભ પરાયણ, નિર્દય કપટી [૩૧] કુટિલ મલાયન
[૩૨]વૈર અકારણ સબ કાહુસો, જો કરુ હિત અનહિત તાહુસો
[૩૩]ઝુઠે લેના ઝુઠે દેના, ઝુઠેં ભોજન ઝુઠ ચબેના
[૩૪]બોલહિ વચન મધુર જીમિ મોરા, ખાહિ મહા અહિ હૃદય કઠોરા

દો:—[૩૫]પરદ્રોહી પરદાર રત, પરધન પર અપવાદ
તે નર પામર પાપ મય, દેહ ધરે મનુજાદ

ચો:—[૩૬]લોભૈં ઓઢન લોભૈ ડાસન, શિશ્નોદર પર યમપુર ત્રાસન
[૩૭]કાહુકિ જો સુનહિ બડાઈ, શ્વાસ લેઈ જનુ જુડી આઇ
[૩૮]જબ કાહુકિ દેખહિ વિપતી, સુખી હોઇમાનહુ જગનૃપતિ
[૩૯]સ્વારથરત પરિવાર વિરોધી, લંપટ કામી લોભી અતિ ક્રોધી
માતુ પિતા ગુરૂ વિપ્ર ન માનહિં, [૪૦]આપુ ગયે અરૂ ઘાલહીં આનહિં
[૪૧]કરહિં મોહવશ દ્રોહ પુરાવા, [૪૨]સત્સંગતિ હરી ભકિત ન ભાવા
અવગુણ સિંધુ મંદ મતિ કામી, [૪૩]વેદ વિદુષક પરધન સ્વામી
વિપ્રદ્રોહ પરદ્રોહ વિશેષી, [૪૪]દંભ કપટ જીય ધરે સુવેષી

દો:—ઐસે અધમ [૪૫]મનુજ ખલ, [૪૬]કૃતયુગ ત્રેતા નાહિ
[૪૭]દ્વાપર કછુક વૃંદ બહુ, હોઈ હૈં કલીયુગમાંહિ

ચો:—[૪૮]પરહિત સરિસ ધર્મ નહિ ભાઇ, પરપીડા સમ નહિં અધમાઇ
નિર્ણય સકલ પુરાણ વેદકર, કહેઉ તાત જાનેઉ કોવિદ નર
નર શરિર ધરિ જો પર પીરા, કરહિં તે [૪૯]સહહિં મહા ભવભીરા

---

૨૬ અસંતનો સ્વભાવ ૨૭ કોઇ દીવસ પણ ૨૮ જેમ કપિલા ગાય પણ રખડતી ગાય સાથે ચરવા જવાની ટેવ પાડે છે તો તેને પણ ગળામાં ડેરો ( ગાય અગર ભેંસ દોડીને નાશી ન જાય તેટલા માટે તેના ગળામાં લાકડાનો ગજ દોઢ ગજનો કકડો બાંધે છે તે ) બાંધવામાં આવે છે. ૨૯ પારકી સંપતિ જોઇને બળ્યા કરે છે ૩૦ કોઈ ઠેકાણે

પારકી નીંદા સાંભળે છે તો દુનિયાનો ખજાનો મળવાથી રાજી થાય તેટલા રાજી થાય છે તેટલા રાજી થાય છે. ૩૧ કુટિલ અને પાપોના સ્થાનક રૂપ ૩૨ કારણ વિના વેર કરે છે અને કીધું કરે તેનું પણ બગાડતા વાર લગાડતા નથી. ૩૩ દુર્જનોની લેવડ તથા દેવડ તમામ જુઠા તથા જુઠી વાત રૂપી અહાર મળે તો તેને ચવેણું સમજીને ચાવી ચાવીને તૃપ્તી પામે ૩૪ મોર જેવા મીઠા બોલથી ટેહુકાર કરે છે પણ મોટા સાપ જેવા ઝેરી પ્રાણીને ખાઇ જવામાં કઠોર છે, તેમ અસંત પણ બોલે છે મીઠું, પણ રાગ દ્વેષ રૂપી હજારો સર્પનું ઝેર ગળી જવાથી કઠોર બની ગએલા છે. ૩૫ પારકાનો દ્રોહ કરનાર, પારકી સ્ત્રીમાં પ્રેમ કરનાર, પારકા ધનમાં આસક્તિ રાખનાર તથા પારકી નીંદામાં મજા માણનાર છે તેને પામર તથા પાપીષ્ટ સમજવો તેઓ દેહ ધારી રાક્ષસો છે. ૩૬ ( તેઓ લોભનાજ વસ્ત્રો પહેરીને ફેરે છે ] લોભને ઓઢે છે અને લોભને પાથરે છે. મૈથુન તથા ઉદરના સુખ પરાયણ રહે છે અને યમપુરનો ત્રાસ રાખતા નથી. ૩૭ જો કોઇની પ્રશંસા સાંભળે છે તો તુરત તેને ટાઢીયા તાવના ઉકરાટા આવે છે ૩૮ જ્યારે કોઇને આફતમાં જુવે છે ત્યારે દુનિયાના રાજા જેવો આનંદ માને છે ૩૯ સ્વાર્થી ૪૦ પોતે બુડે છે અને બીજાને પણ ડુબાડે છે ૪૧ મોહને વશ થઇને પારકાનો દ્રોહ કરે છે. ૪૨ તેઓ સંતસંગતિથી તથા ભગવાનની ભક્તિથી હંમેશા દુર રહે છે ૪૩ વેદનુ ખંડન કરનાર ૪૪ હ્રદયમાં દંભ તથા કપટ અને ઉપરથી સાધુનું ડોળ કરે છે ૪૫ માણસ રૂપે ખળ ૪૬ સત્યુગ ૪૭ દ્વાપરમાં થોડા પણ કળીયુગમાં તો ટોળે ટોળાં ૪૮ પરોપકાર સમાન કોઇ ધર્મ નથી અને પારકાને દુખ દેવા જેવો એકે અધર્મ નથી એમ તમામ પુરાણ તથા વેદનો ખુલાસો છે: હે તાત ! આ વાતને પંડિત લોક બરાબર સમજે છે ૪૯ તેને મહા ભવ પીડા ભોગવવી પડે છે.



કરહિં મોહવશ નર અઘનાના, સ્વારથ રત [૫૦]પરલોક નસાના
[૫૧]કાલરૂપ મૈં તિન્હકહ તાતા ! શુભ અરૂ અશુભ કર્મ ફલદાતા
[૫૨]અસ વિચારિ જે પરમ સયાને, ભજહિં મોહિ સંસૃતિ દુઃખજાને
[૫૩]ત્યાગહિ કર્મ શુભાશુભ દાયક, ભજહિ મોહિ સુર નર મુની નાયક
સંત અસંતન કે ગુણ ભાખે, [૫૪]તે ન પરહિં ભવ જિન્હ લખી રાખે



## રામે ઉપદેશ ( સાચો ધર્મ. )

દોઃ—[૧]જીવન મુક્ત બ્રહ્મપર, ચરિત સુનિહિં તજી ધ્યાન
જે હરિ કથા ન કરહિ રતિ, તિનકે હૃદય [૨]પષાન

* * * * * *

ચોઃ—[૩]બડે ભાગ્ય માનુષતનુ પાવા, સુર દૂર્લભ સદગ્રંથન ગાવા
સાધન ધામ મોક્ષકર દ્વારા, પાઈ ન જે પરલોક સંવારા

દોઃ—સો [૪]પરત્ર દુઃખ પાવહિ, [૫]શિર ધુની ધુની પછિતાઈ
[૬]કાલહિં કર્મહિ ઇશ્વરહિં, મિથ્યા દોષ લગાઈ

ચોઃ—[૭]ઇહિ તનુકર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગ સ્વલ્પ અંતહુ દુઃખદાઈ
નરતનુ [૮]પાઇ વિષય મન દેહીં, [૯]પલટી સુધા તે શઠ વિષ લેહીં
[૧૦]તાહિ કબહુ ભલ કહેં ન કોઇ, ગુંજા ગહેં પરસ મણી ખોઈ
[૧૧]આકર ચારી લાખ ચૌરાસી, યોની ભ્રમત યહ જીવ અવીનાશી
ફીરત સદા માયાકે પ્રેરે, કાલ કર્મ સ્વભાવ ગુણ ઘેરે
[૧૨]કબહુક કરી કરૂણા નરદેહી, દેત ઇશ વિનુ હેતુ સનેહી
[૧૩]નરતનું ભવ વારિધિકહ બેરે, સંમુખ મરૂત અનુગ્રહ મેરે
કર્ણધાર સદગુરૂ દઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા

---

૫૦ આવતા અવતારને પણ બગાડે છે ૫૧ હે ભરતજી હું કે જે કાળરૂપ છઉં તે તેઓને સારાં અને ખોટાં કર્મનું ફળ આપું છઉં ૫૨ આ પ્રમાણે વિચારીને જે ડાહ્યા છે તે તો આ સંસારને દુઃખમય જાણીને મને ભજે છે ૫૩ શુભ અને અશુભ ફળને આપવા વાળા અહંતા તથા મમતાવાળાં કર્મોને તજી દઇને દેવતાઓ, માણસો, અને મોટા મોટા મુનીઓ પણ મને ભજે છે ૫૪ સંત અસંતના આં ગુણો બરાબર સમજે તે આ ભવ સાગરમાં પડે નહીં.

[ અયોધ્યામાંથી જ્યારે નારદજી બ્રહ્મ લોકમાં પધારતાં ત્યારે બ્રહ્મા પણ સમાધિનો ત્યાગ કરીને પ્રભુ ચરિત્ર સાંભળતા હતા. તે વાત શંકર પાર્વતિને કહે છે કે હે સતિ!

૧ જીવન મુક્ત અને બ્રહ્મ પરાયણ ૨ પથ્થર [ એક વખત અયોધ્યામાં રામચંદ્રજી પોતાના ગુરૂઓ બ્રાહ્મણો વીગેરેને બોલાવીને પોતના સ્વમુખે ધર્મની વાતો કહે છે તે આ પ્રસંગ છે બહુજ સમજવા લાયક છે ] ૩ મોટા ભાગ્યના ઉદયથી આ મનુષ શરીર મળે છે વેદ આદિ સદ્ ગ્રન્થો પણ ગાય છે કે તે સાધનના ધામ રૂપી છે. અને મોક્ષનું દ્વાર છે ( આ દ્વાર ચુકયો તો લટકયો ) તે માનવ શરીરને પામીને જેઓ પરલોકને સુધારતા નથી તેઓ ૪ આખરે ૫ માથાં પટકી પટકીને પસ્તાવો કરે છે ૬ તેના પર જીવ એમ કહે છે કે "ભગવાનનું ભજન કરવાનો વખત નહોતો" ( સોનીને ત્યાં ગુકડી કુકડી કરાવવા વખત હતો ) વળી એમ કહે છે કે " શું કરીએ ! અમારા કર્મ એવાં, તે ભકિત ન થઇ " આ વાત પણ ખોટી છે કારણ કે લાડુ જમવા, વિષય ભોગવવા, અગર નાટક જોવાને જવાના કર્મ અનુકુળ હતા અને માત્ર ભકિત માટે કર્મ વાકું હતું ) વળી આગળ પ્રભુનો દોશ છે કે " પ્રભુની મરજી હોત તો ભક્તિ થાત. " પણ જીવ એમ સમજતો નથી કે પ્રભુની મરજી છે તોજ સાધન માટે માનવ દેહ મળ્યો છે નહીં તો ગધેડો ન બનાવત. આ પુસ્તક વાંચ્યા પછી ભક્તિ ન કરવાનું બ્હાનું વિચારીને બોલજો ૭ હે ભાઇઓ—સજનો ! આ શરીરનું ફળ વિષય ભોગ નથી એટલે વિષય ભોગ માટે આ શરીર મળ્યુ નથી. સ્વર્ગના વિષય ભોગ છે તે પણ સ્વલ્પ છે અને અન્તે દુખ દાઈ છે એટલે એ સુખપણ કાયમીનથી (ગીતા અ. ૯. ૨૧) ૮ મેળવીને ૯ શઠ અમૃતને બદલે વિષનો અંગીકાર કરે છે ૧૦ આવા શઠને કદીપણ કોઇ ડાહ્યો કહે નહીં કારણ કે તે મુરખો પારસમણી રૂપી ભક્તિનો હાર તજીને ચણોઠીના હાર રૂપી સંસારના સુખમાં લલચાયો છે ૧૧ આ અવિનાશી જીવ, કાળ કર્મ સ્વભાવ તથા ગુણને વશ થઇને માયાની પ્રેરણાથી ચોરાશી લાખ યોનીમાં ફર્યા કરે છે ૧૨ જેને આપણામાં કશો સ્વાર્થ નથી છતાં દયાળુ છે એવા પ્રભુ દયા કરીને કોઈ વખત જીવને આ માનવ દેહ આંપે છે ૧૩ મારા અનુગ્રહ—કૃપારૂપી પવનથી પ્રેરાયલું નાવ રૂપી આ શરીર તથા જે શરીર રૂપી નાવમાં સદ્ગુરૂ રૂપી ખલાસી કેવટીયો—ભોમીઓ મળી શકે છે તે દેહ આ સંસાર સાગર તરવાને અતિ દુર્લભ છતાં સુલભ રીતે મળ્યું છે વિષયોની મોજ મજામાં જીવને એવી ફેર ચડયો છે કે પોતે ફરે છે છતાં આ જગત ફરે છે એવો ભાસ થાય છે. સવારમાં ઉઠે છે ત્યાંથી તે સુવે છે ત્યાં સુધી જંપીને બેસતો નથી અને એમ માને છે કે મેં ઘણું કર્યું પણ કરવાનું કર્યું નથી તે તેને અંતકાળ સિવાય સમજ પડતી નથી. અંત કાળ પહેલાં પુરણ ભાગ્ય તોજ ખરૂં ખોટું સમજાય બાકી અંતકાળ વખતે તો દરેક જીવને ખાત્રી થાય છે કે ' હાય! હાય! હેંડયો અને મારૂં કોઈ નથી મેં કાંઇ કર્યું નહીં, " ઘાણીનો બળદ ઘાણીમાં ફરે છે ત્યારે તેને આંખે પાટા બાંધવામાં આવે છે તે પાટાને લીધે ત્યાંનો ત્યાં છે તો પણ તે ઘણું ચાલ્યો છે એવું તેને લાગે છે. આ વાતની ખરી ખાત્રી જ્યારે ઘાંચી તેના પાટા છોડે છે ત્યારે તેને થાય છે તે પ્રમાણે આપણે પણ માયાના પાટા બાંધ્યા છે તેથી તે પાટા જ્યાં સુધી છે ત્યાં સુધી આપણા મનથી કૃત કૃત્ય માનીએ છીએ આપણા જેવું કોઇ નથી વીગેરે વીગેરે માની બેઠા છીએ પણ કાળ ભગવાનનો ફટકો વાગે છે, રોગ મટે એમ નથી. એમ ખાત્રી થાય છે, અગર સદ્ગુરૂ દ્વારા જ્ઞાન થાય છે ત્યારે પ્રભુ પ્રતાપ પાસે એક મચ્છરથી પણ નાના છીએ, એવું ભાન થાય છે. આ માટે મોક્ષ પત્રિકા પ્રથમ ભાગ વાંચવા વિનંતી છે.

દોઃ—જો ન તરૈ ભવસાગરહિં, નર શરીર અસ પાઈ
[14]સોકૃત નિંદક મંદમતિ, આતમહન ગતિ જાઈ

*  *  *  *  *

ચોઃ—જ્ઞાન [15]અગમ પ્રત્યુહ અનેકા, સાધન કઠીન ન મન કહૈં ટેકા
કરત કષ્ટ બહુ પાવત કોઇ, ભકિત હીન પ્રીય મોહી ન સોઈ
ભકિત સ્વતંત્ર સકલ સુખ ખાનિ, બિનુ સતસંગ ન પાવહિ પ્રાની
પુણ્ય પુંજ બિનુ મિલહીં ન સંતા, [16]સતસંગતિ સંસ્રુતિકર અંતા
પુણ્ય એક જગમાં [17]નહિ દુજા, મન ક્રમ બચન વિપ્ર પદ પુજા
સાનુ–કુલ તેહિપર મુનિદેવા, જો તજી કપટ કરૈદ્વિજ સેવા

x x x x x x

[18]કહહુ ભકિતપથ કવન પ્રયાસા, યોગ ન મખ જપ તપ ઉપવાસા
[19]સરલ સુભાવ ન મન કુટિલાઈ, યથા લાભ સંતોષ સદાઈ
[20]મોરે દાસ કહાઈ નર આસા, કરે કહહુ તો કહ વિશ્વાસા
બહુત કહૌં કયા કથા બઢાઇ, એહિ આચરણ વશ્ય મૈં ભાઈ
વૈર ન વિગ્રહ આશ ન ત્રાસા, સુખમય તાહિ સદા સબ આશા
[21]અનારંભ અનિકેત અમાની, અનઘ અરોષ દક્ષ વિજ્ઞાની
પ્રીતિસદા સજ્જન સંસર્ગી, [22]તૃણુસમ વિષય સ્વર્ગ અપવર્ગી
[23]ભકિત પક્ષ હઠ નહિ શઠ–તાઈ, દુષ્ટ કર્મ સબ દુરી બિહાઈ

## રામ વશિષ્ઠ મિલાપ.

ચોઃ—એક વાર વશિષ્ટ મુનિ આયે, [1]જહૌં રામ સુખધામ સુહાયે
અતિ આદર રઘુનાયક કીન્હા, પદ પખારિ ચરણોદક લીન્હા
[2] રામ સુનહુ મુનિ કહ કરજોરી, કૃપાસિંધુ વિનતિ કછુ મોરી

---

૧૪ તે ઇશ્વરે કરેલા ઉપકારને નિંદક, ઉપકારને નહીં સમજનાર, મંદબુદ્ધિ વાળો તથા આત્મ હત્યારાની ગતીને પામનાર છે ( આ વિષય શ્રીમદ ભાગ સુંધ ૧૧ અ ૨૦ શ્લોક ૧૭ માં આ પ્રમાણેજ ભગવાને ઉદ્ધવને બતાવ્યો છે, ) રામ કહે છે કે આ લોક અને પર લોકમાં સુખ લેવું હોય તો મારી ભક્તિ કરો. જ્ઞાન છે પણ ] ૧૫ જ્ઞાનની વાતો અગાધ અને તેમાં અનેક વિઘ્નો, તેના સાધન પણ કઠીન, વળી તેમાં મનને કાંઈપણ પ્રકારનું અવલંબન નથી ૧૬ સંસારનો અંત લાવે છે જન્મ મરણના બંધન કાપે છે ૧૭ બીજું નહિં ૧૮ ભક્તિના માર્ગમાં કઇ મહેનત છે, તે કહો, તે માર્ગમાં યોગ, યજ્ઞ જપ તપ અગર ઉપવાસ કાંઇ કરવાના નથી ૧૯ માત્ર એટલુંજ કરવાનું છે કે સરળ સ્વભાવ, કપટનો ત્યાગ, તથા જે મળે તેમા સદા આનંદ ૨૦ મારા દાસને બીજામાં વિશ્વાસ હોય નહીં, કદાચ તે કરે તો કહો કે તેને મારામાં શું વિશ્વાસ રહ્યો ! ૨૧ પરમારથ સિવાયના કાર્યને શરૂ કરતો નથી, ગૃહમાં આસક્તિ રહીત, માન રહીત, પાપ રહીત. ક્રોધ રહિત, કુળશ તથા તત્વજ્ઞ ૨૨ સ્વર્ગના વિશય સુખને તથા મોક્ષના સુખને પણ ભક્તિના સુખ પાસે તૃણ સમાન ગણે છે મહેતાજી ગાય છે કે " મુક્તિ તો તેની ( ભક્તની ) દાસીરે !" ૨૩ તમામ દુષ્ટ કર્મોને દુર છોડી દઇને ભક્તિના પક્ષમાં દ્રઢતાવાળો તથા તે ભક્તિ માર્ગમાં બીલકુલ નાગડદાઇ અગર ઢોંગ રહીત.

હું ગુરૂ બન્યો છઉં અને રામ તમે મારા શીષ્ય બન્યા છો પણ હે રામ ! આપ પરમાત્મા છો એમ હું જાણું છું–આપથી અજાણ્યો નથી " વીગેરે વાતો કહેવા માટે એકવાર વશિષ્ઠ રામ પાસે એકાંતમાં પધાર્યા છે ૧ સુખના ધામ રૂપ રામ જ્યાં બીરાજ્યા હતા ત્યાં ૨ હે રામ ! મારી કાંઇ વિનંતી છે તે આપ કૃપાસિંધુ સાંભળો એમ વિસિષ્ટ હાથ જોડીને બોલ્યા.

[3]દેખી દેખી આચરણુ તુહ્મારા, હોત મોહ મમ હૃદય અપારા
મહિમા [4]અમીત વેદ નહિં જાના, [5]મૈં કેહિ ભાઁતિ કહોં ભગવાના
[6]ઉપરોહિતી કર્મ અતિ મંદા, વેદ પુરાણુ સ્મૃતિ કર નિંદા
[7]જબ ન લેઊ મેં તબવિધિ મોહિ, કહા લાભ આગે સુત ! તોહી
[8]પરમાત્મા બ્રહ્મ નરરૂપા, હોઈહિ રઘુકુલ ભૂષણુ ભૂપા

દોઃ—તબ મૈં હૃદય વિચાર કીય, યોગ યજ્ઞ જપદાન
[9]જેહિહિત કરીય સો પાઇ હોં, ધર્મ ન ઈહિસમ આન

ચોઃ—જપ તપ નિયમ યોગ વ્રત ધર્મા, [10]શ્રૃતિ સંભવ નાના વિધિકર્મા
જ્ઞાન દયા [11]દમ તિરથમજ્જન, જહઁલગી ધર્મ કહે શ્રૃતિસજ્જન
[12]આગમ નિગમ પુરાણુ અનેકા, પઢે સુનેકર ફલ પ્રભુ એકા
[13]તવ પદ પંકજ પ્રિતિ નિરંતર, સબ સાધન કર ફલ યહ સુંદર
[14]છુટે મલ કિ મલહિકે ધોએ, ધૃત કિ પાવ કોઉ વારિ વિલોયે
[15]પ્રેમ ભકિત જલ બિનુ રઘુરાઇ, અભ્યંતર મલકબહુ ન જાઈ
[16]સોઈ સર્વજ્ઞ [17]તજ્ઞ [16]સોઇ પંડીત, [16]સોઈ [18]ગુણુજ્ઞ વિજ્ઞાન અખંડીત
[19]દક્ષ સકલ લક્ષણુયુત [16]સોઈ, [20]જાકે પદસરોજ રતિ હોઈ

દોઃ—નાથ ! એક વર માંગો, રામ ! કૃપા કરી દેહુ
જન્મ જન્મ પ્રભુ પદકમલ, [21]કબહુ ઘટે જનિ નેહુ

## શંકર પાર્વતિ સંવાદ.

ચોઃ—ઉમા કહેઉ સો કથા [1]સુહાઈ, જો ભુશૌંડિ [2]ખગપતિહિ સુનાઇ
કછુક રામ ગુણુ કહેઉ બખાનિ, [3]અબકા કહોં સો કહહુ ભવાની !

---

૩ આપની મનુષ્ય લીલા જોઇને અમારા મનમાં અપાર મોહ થાય છે માયામાં ભુલા પડીએ છીએ, તમે પ્રભુ હશો કે નહીં એવી શંકા થાય છે ૪ અમિત એટલે ઘણો. જેને વેદ પણુ જાણુતા નથી ૫ ત્યારે હું તે મહીમાનું કેવી રીતે વર્ણુન કરી શકું ! ૬ હું તમારો ગોર થયો છું પણુ ] ગોરપદાના કર્મ (પુરોહિત પણુાનું કાર્ય અત્યંત ખરાબ છે, તેને પુરાણુ તથા સ્મૃતિઓ પણુ નીંદીત ગણુે છે ૭ મારા પિતા (બ્રહ્મા) એ જ્યારે મને આપના કુળમાં પુરોહિતનું કાર્ય સોપ્યું ત્યારે મેં ના પાડી હતી તે વખતે તેઓશ્રીએ મને કહ્યું હતું કે ધંધો ખોટો છે પણુ તે ધંધામાં આગળ નફો મોટો છે ( કયો નફો છે તે હવે વાત કરે છે બ્રહ્માએ કહ્યું હતું છે કે "રઘુકુળમાં પરમાત્મા બ્રહ્મ મનુષ્ય દેહ ધારણુ કરશે ૯ જેને માટે કરીએ છીએ તે વિના પ્રયાસે મળે તો તેના જેવો એકે ધર્મ નથી ૧૦ તથા વેદમાં વર્ણુવેલા નાના પ્રકારના કર્મો ૧૧ દમ એટલે ઇંદ્રિયોને નિગ્રહ તથા તિરથમાં મજ્જન (સ્નાન) તે

ઉપરાંત વેદ તથા સમજુ પુરૂષો જે ધર્મ બતાવે તે ૧૨ ( અનેક પ્રકારના કર્મો કરવાનું તથા ) વેદ આદિ અનેક પુરાણો ભણવાનું અગર સાંભળવાનું જો કાંઇ ફળ હોય તો તે હે પ્રભુ ! આપ પોતે એકજ છો ૧૩ આપનાં કમળ સરખા ચરણોમાં અખંડ પ્રેમ થાય એજ તમામ સાધનોનું સુંદર ફળ છે. ૧૪ જેમ પાણી વલોવવાથી કોઇ દિવસ ઘીની પ્રાપ્તી થવાની નથી તેમ કચરાને કચરે ધોવાથી કદિ કચરો મટવાનો નથી તાત્પર્ય કે આપણા અંતઃકરણનો મેલ ભેદ બુદ્ધિથી થએલો છે. તે મેલ મલીનતાવાળા યજ્ઞાદિક કર્મો કરવાથી કદી મટતો નથી. એથી પણ ટુંકીવાત એ છે કે આપના ચરણોની ભક્તિ એજ અંતઃકરણનો મેલ મટાડનારી છે. ૧૫ જેમ વસ્ત્રોનો મેલ પાણી વિના જતો નથી, સાબુ સોડા બધું હોય, પણ જળ ન હોય તો ધોવાનું કાર્ય બની શકતું નથી તેમ પ્રભુની ભક્તિ સિવાય બીજાં સાધન સાબુ સોડા જેવાં છે, તેમાં એ પ્રેમ લક્ષણા ભક્તિ—પ્રેમનો ધોધ અબાધુન રંગ ( તે ) સિવાય કદીપણ અંતઃકરણના મળ મટવાના નથી. આ વાતનો અંગીકાર દરેક ભક્તિ પોષક સંપ્રદાય અગર મંડળે કરેલો છે. આ સગુણ ઉપાસના જો બરાબર નીતિ અને વૈરાગ્ય યુક્ત હોય તો ઘણાજ થોડા વખતમાં નિર્ગુણ પદને પમાય છે. આ પ્રેમ લક્ષણા ભક્તિમાં નીતિ વૈરાગ્ય તથા મર્યાદાનું બરાબર પાલન ન થાય તો તેમાં પાખંડને પેસતાં વારે લાગતી નથી. પ્રથમ વૈરાગ્યના પદોથી મનને તોડી નાંખવું જોઇએ. શૃંગારના પદો અધિકાર વિના ગાવાં નહીં અધિકાર એટલે પાંચ વિષયનો ત્યાગ ૧૬ તેજ ૧૭ તત્વને જાણનાર ૧૮ ૐ એટલે જાણનાર ૧૯ પ્રવીણ તથા સદગુણ સંપન્ન ૨૦ જેને આપનાં ચરણમાં પ્રેમ હોય ૨૧ મારો પ્રેમ કદી ઘટે નહીં.

રામચંદ્ર સૌ અયોધ્યવાસી સહીત સ્વધામમાં ગયા તે કથા થઈ રહ્યા પછી શંકર કહે છે “ હે ઉમા ! ૧ સુંદર ૨ ગરૂડજીને સંભળાવી ૩ હવે આગળ શું કહું તે હે ભવાની ! મને કહો.



સુનિ શુભ કથા ઉમા હર્ષાની, બોલી અતી [4]બિનીત મૃદુ બાનિ
ધન્ય ધન્ય મેં ધન્ય પુરારિ, [5]સુનેઉ રામ ગુણ ભવભય હારિ

દો:—[6]તુહ્મરી કૃપા કૃપાયતન, અબ કૃત કૃત્ય ન મોહ
જાનેઉ રામ પ્રતાપ પ્રભુ, ચિદાનંદ સંદોહ
[7]નાથ તવાનન શશિ સ્રવત, કથા સુધા રઘુવીર
શ્રવણ પુટન્હિ મન પાન કરિ, નહિં અઘાત મતિ ધીર

ચો:—રામ ચરિત જે [8]સુનત અઘાહી, રસ વિશેષ જાના તિન્હ નાહી
જીવન મુક્ત મહા મુનિ જેઉ, હરિગુણ સુનહિ નિરંતર તેઉ
[9]ભવ સાગર ચહ પાર જો પાવા, રામકથા તાકહૈં દ્દઢ નાવા
[10]વિષયિન કહૅં પુની હરિગુણ ગ્રામા, શ્રવણ સુખદ અરૂ મન વિશ્રામા
[11]શ્રવણવંત અસ કો જગમાંહિ, જાહિ ન રઘુપતિ કથા સુહાહીં
તે જડ જીવ [12]નિજાતમ ઘાતિ, જિનહિં ન રઘુપતિ કથા [13]સોહાતિ
હરિ ચરીત્ર માનસ [14]તુમ ગાવા, સુનિ મૈ, નાથ પરમ સુખ પાવા
તુમ જોકહી [15]યહ કથા સુહાઇ, કાક ભુશૅંડિ ગરૂડ પ્રતિ ગાઈ

દો:—વિરતી જ્ઞાન વિજ્ઞાન દ્દઢ, રામ ચરણ અતિ નેહ
[16]વાયસ તનુ રઘુપતિ ભગતિ, મોહી પરમ સંદેહ

ચો;—[17]નર સહસ્રમહૅં સુનહુ પુરારી, કોઉ ઇક હોઈ [18]ધર્મ વ્રતધારી
[19]ધર્મશીલ કોટિન્હમહૅં કોઈ, વિષય બિમુખ બિરાગરત હોઈ
[20]કોટિ બિરક્ત મધ્ય શ્રુતિ કહઈ, સમ્યક જ્ઞાન સુકૃત કોઈ લહઈ
[21]જ્ઞાનવંત કોટિન્હમહૅં કોઈ, જીવન મુક્ત સુકૃત જગ સોઇ
[22]તિન સહસ્ર મહૅં સબ સુખખાનિ, દુર્લભ બ્રહ્મ નિરત વિજ્ઞાની
[23]ધર્મશીલ વિરક્ત અરૂ જ્ઞાની, જીવન મુક્ત બ્રહ્મ પર પ્રાણી
સબતે સો દુર્લભ સુરરાયા, રામ ભકિતરત ગતમદ માયા
[24]સો હરિભક્તિ કાક કિમિ પાઇ, વિશ્વનાથ ! મોહિ કહહુ બુઝાઈ

---

૪ નમ્ર મીઠી વાણીથી પાર્વતિ બોલ્યાં કે હે પુરારિ! આજ તો હું કૃત કૃત્ય ૫ સંસારના ભયને હરનાર રામના ગુણો સાંભળીને ૬ હે કૃપાના સાગર સદાશીવ! આપની

દયાથી કૃતાર્થ થઇ છઉં. હવે મને મોહનથી તથા રામચંદ્ર ચિદાનંદના સમુહ રૂપ પર બ્રહ્મ છે તે બરાબર સમજાયું છે. ૭ હે નાથ આપના આનન કહેતા મુખરૂપી ચંદ્રમામાંથી રઘુવીર ની કથા રૂપી અમૃત જરે છે. કાનો દ્વારા તે અમૃતનું પાન કરૂં છઉં પણ સંતોપ વળતો નથી. ૮ સાંભળીને તૃપ્ત થાય તે ચરિત્રના વિશેષ રસને જાણતા નથી. એટલે તેઓ રામ કથાને સામાન્ય વાર્તા સમજે છે. ૯ ભવસાગરને પાર જવાની જો ઇચ્છા હોય તો રામ કથા રૂપી તેઓને દૃઢ વહાણુ છે. ૧૦ વિષયી લોકોને પણ રામ ચરિત્ર કાનને આનંદ આપનાર અને મનને શાંતી આપનાર છે. ૧૧ એવો કાનવાળો કયો માણુસ છે કે જેને રામના ચરિત્ર ગમતાં નથી? ૧૨ આત્મ હત્યારો ૧૩ ગમતી ૧૪ આપે સદાશીવે ૧૫ આ સુંદર કથા કાકભુશંડિ એ ગરૂડને સંભળાવી ૧૬ કાગડાના શરીરમાં રામની ભક્તિ એ મને મોટો સંદેહ છે ૧૭ હજાર માણુસમાં ૧૮ ધર્માત્મા ૧૯ કરોડો ધર્માત્મામાં પણ કોઇ એકજ વિષયમાંથી મુક્ત અને વૈરાગ્યમાં પ્રીતિવાળો ૨૦ શ્રુતિ કહે છે કે કોટી વિરક્તોમાં કોઇકજ જ્ઞાની હોય છે ૨૧ કોટી જ્ઞાનીઓમાં કોઇ એકજ જીવન મુક્ત હોય તે ૨૨ હજારોમાં તમામ સુખના ખાણુ રૂપ પરબ્રહ્મમાં સદા લવલીન રહેનારો કોઇ એકજ હોય છે. ૨૩ ધર્માત્મા, વિરક્ત, જ્ઞાની, જીવન મુક્ત, તથા બ્રહ્મમાં અખંડ લવલીન રહેનારનાં કરતાં પણ હે સુરરાયા! ( મહાદેવ! ] મદથી તથા માયાથી મુક્ત થઇને રામની ભક્તિ કરે તે દુર્લભ છે ૨૪ તે હરિ ભક્તિ કાગરૂપિને કઇ રીતે મળી તેમને સમજાવીને કહો.



## શંકર ગરૂડ સંવાદ.

ચોઃ—મીલેહુ ગરુડ મારગ મહઁ મોહિ, [૧]કવન ભાંતિ સમઝાવોં તોહિ
જબ બહુ કાલ કરીય સતસંગા, તબ યહ હોઇ મોહ ભ્રમ ભંગા
સુનીય તહેં હરિકથા સુહાઈ, [૨]નાના ભાંતિ મુનિન્હ જો ગાઈ
જેહીમહેં આદિ મધ્ય [૩]અવસાના, [૪]પ્રભુ પ્રતિપાદ્ય રામ ભગવાના
નિત હરિકથા હોઇ જહઁ ભાઇ, [૫]પઠવોં તોહિ સુનહુ તહેં જાઇ
જાઈહિં સુનત સકલ [૬]સંદેહા, હોઈહિં રામચરણુ દ્રઢ [૭]નેહા

દોઃ—બીનુ સતસંગ ન હરિકથા, તેહિ બીનુ [૮]મોહ ન ભાગ
મોહ ગએ બીનુ રામપદ, હોઈ ન દ્રઢ અનુરાગ

ચોઃ—મીલહીં ન રઘુપતિ [૯]બીનું અનુરાગા, કિયે યોગ જપ જ્ઞાન વિરાગા
ઉત્તર દીશી સુંદર ગીરીનીલા, તહેં રહ કાક ભશુંડી સુશીલા
રામ ભક્તિ [૧૦]પંથ પરમ[૧૧]પ્રવિના, જ્ઞાની [૧૨]ગુણગૃહ બહુ કાલિના
રામકથા સોઈ કહે નિરંતર, સાદર સુનહિં વિવિધ [૧૩]વિહંગવર
[૧૪]જાઇ સુનહુ તહઁ હરિગુણ ભૂરી, હોઇહિં મોહ જનીત દુઃખ દૂરી
[૧૫]મૈં સબ જબ તેહી કહા બુઝાઇ, ચલેઉ હર્ષિ મમપદ શીર નાઈ
[૧૬]તાતેં ઉમા! ન મૈં સમુઝાવા, રઘુપતિ કૃપા મર્મ મેં પાવા
[૧૭]હોઇહિ કિન્હ કબહુ અભીમાના, સો ખોવે ચહ કૃપા નિધાના
[૧૮]કછુ તેહિતે પુનિ મૈં નહિં રાખા, ખગ જાનૈ ખગહીકી ભાષા
[૧૯]પ્રભુ માયા બલવંત ભવાની, જાહિ ન મોહ કવન અસ જ્ઞાની?

દોઃ—જ્ઞાની ભક્ત શિરોમણી, ત્રિભુવન પતિ કર [૨૦]યાન
[૨૧]તાહિં મોહ માયા પ્રબલ, પામર કરહિં ગુમાન
[૨૨]શીવ બીરંચી કહેઁ મોહહીં, કો હૈ બપુરા આન
અસ જીય જાની ભજહિં મુનિ, માયાપતિ ભગવાન

ચોઃ—ગયેઉ ગરૂડ જહઁ બસૈ ભુશૌંડી, [૨૩]મતિ અકુંઠ હરિભક્તિ અખંડી
[૨૪]દેખી શૈલ પસન્ન મન ભએઉ, માયા મોહ શોક [૨૫]ભ્રમ ગયેઉ

---

પાર્વતીએ આગળ પુછ્યું કે વળી ગરૂડ પક્ષિના રાજા થઇને કાગ પાસે કથા સાંભળવા ગયા? તથા ગરૂડ ભગવાનના પરમ ભક્ત છતાં તેમને મોહ કેમ થયો? આ સાંભળી શંકર રાજી થઇને બોલ્યા. રાવણુની સાથેના યુદ્ધમાં એકવાર રામ લક્ષ્મણુ નાગ પાશથી બંધાઇને પડયા હતા. નારદજીની પ્રેરણાથી ગરૂડે તે બંધનંથી મુક્ત કર્યા. પણુ કર્યા પછી વહેમ પડયો કે ( આવા પામરને પ્રભુ કેમ કહેવાય!] તે વહેમને ટાળવા ગરૂડ ઘણા

ર્યાં. છેવટે મને મળ્યા." ૧ તેથી હું કઇ રીતે ૨ જે કથાનું નાના પ્રકારે મુની લોકોએ ગાઇ છે. ૩ છેવટમાં પણ ૪ રામને ભગવાન તરીકે પ્રતિપાદન કર્યાં છે ૫ આપને ત્યાં મોકલ્યું ૬ શંકા ૭ પ્રેમ ૮ સંદેહ ( શંકા ) મટતી નથી ૯ ભલે યોગ જપ,–કરો પણ પ્રેમ વિના ૧૦ માર્ગ ૧૧ ચતુર ૧૨ ગુણ ગ્રાહી અને ઘણાજ જુનાં પુરાતની ૧૩ સુંદર પક્ષિઓ ૧૪ ત્યાં જઇને હરીના ગુણ સારી રીતે સાંભળો, તેથી મોહથી ઉત્પન્ન થએલું દુખ મટી જશે. ૧૫ જ્યારે મેં તેને બરાબર સમજાવીને કહ્યું ૧૬ તેને મોહ થવાનું કારણ હે ઉમા ! હું પ્રભુ કૃપાથી સમજી ગયો હતો માટે તેને મેં બોધ કર્યો નહીં ૧૭ ગરૂડજીને કોઇવાર અભિમાન થયું હશે તે અભિમાન ખોવે ( ઉતારવા ) કૃપાના નિધાન રામચંદ્રે ચહ [ ચાહના કરી હતી ) ૧૮ આ વાત જેવી હતી તેવી ( વધાર્યા ઘટાડયા વિના ) મે તમને હે સતિ કહી છે. વળી ગરૂડજી પક્ષી છે માટે કાગભુશંડીની ભાષાને સમજી શકે ૧૯ હે ભવાની ! પ્રભુની માયા બળવાન છે જેને મોહ ન થયો હોય એવો કોણ જ્ઞાની છે? કોઇ પણ નથી ૨૦ વાહન ૨૧ તેને પણ પ્રબળ માયાએ મોહ કર્યો ૨૨ બ્રહ્મા તથા મને પણ મોહ થઇ જાય છે તો બીજા મનુષ્ય તો કોણ માત્ર, આ પ્રમાણે સમજીને મુની લોકો માયાના પતિ પ્રભુને ભજે છે ૨૩ જે કાગભુશંડીની બુદ્ધિ [મતિ) અકુંઠિત હતી અને તેઓ અખંડ હરિ ભક્તિવાળા હતા. ૨૪ નીલ પર્વત જોઇને ૨૫ તથા શંકાનો નાશ થયો.



## કાકભુશુંડિ ગરૂડ પ્રસંગ પહેલો

**ચોઃ**—તુમ નિજ મોહ કહા [૧]ખગ સોઈ, સો નહિં કછુ આશ્ચર્ય ગુસાઁઈ
નારદ શિવ [૨]બિરંચી સનકાદી, [૩]જો મુની નાયક આતમવાદી
[૪]મોહ ન અંધ કીન્હ કેહિ કેહિ ? કો જગ કામ નચાવ ન જેહી ?
[૫]તૃષ્ણા કેહિ ન કીન્હ બૌરાહા ? કેહિ કે હૃદય ક્રોધ નહિં દાહા ?

**દોઃ**—[૬]જ્ઞાની તાપસ શૂર કવિ, કોવિદ ગુણ આગાર
કેહિકે લોભ વિડંબના, કીન્હ ન એહિ સંસાર ?
[૭]શ્રીમદ વક્ર ન કીન્હ કેહિ ? પ્રભુતા બધિર ન કાહિ ?
મૃગનયનીકે નયનશર, કો અસ લાગુ ન જાહિ. ?

**ચોઃ**—[૮]ગુણકૃત સન્નીપાત નહિ કેહિ, કો ન માન મદ વ્યાપેહુ જેહિ ?
[૯]યૌવન જ્વર કેહિ નહિ બલકાવા, મમતા કેહિકર યશ ન નશાવા ?
[૧૦]મત્સર કાહિ કલંક ન લાવા, કાહિ ન શોક સમીર ડોલાવા ?
[૧૧]ચિંતા સાપિની કાહિ ન ખાયા, [૧૨]કો જગ જાહિ નવ્યાપી માયા ?
[૧૩]કીટ મનોરથ દારુ શરિરા, જેહિ ન લાગુ ઘુન કો અસ ધીરા ?
[૧૪]સુત વિત લોક ઈષણા તીની, કેહીકી મતિ ઈન્હ કૃત ન મલીની ?
યહ સબ [૧૫]માયાકર પરિવારા, [૧૬]પ્રબલ અમિત કો વરણૈ પારા ?
[૧૭]શિવ ચતુરાનન દેખી ડરાહિં, [૧૮]અપર જીવ કેહિ લેખેમાંહિ ?

**દોઃ**—વ્યાપિ રહેઉ સંસાર મહઁ, [૧૯]માયા કટક પ્રચંડ
[૨૦]સેનાપતિ કામાદિ ભટ, દંભ કપટ પાખંડ
[૨૧]સો દાસી રઘુવીરકી, સમુઝે મિથ્યા સોપિ
છુટે ન રામકૃપા બિનુ, નાથ કહૌં પ્રણ રોપી

**ચોઃ**—જો માયા સબ જગહિં નચાવા, [૨૨]જાસુ ચરિત લખી કાહુન પાવા
[૨૩]સોઈ પ્રભુ ભ્રૂવિલાસ ખગરાજા, નાચ નટી ઈવ સહિત સમાજા

---

૧ પક્ષિના રાજા ! ૨ બ્રહ્મા ૩ તથા બીજા પણ તત્વ જ્ઞાનમાં પ્રવિણ મોટા મોટા મુનીઓ છે [ તેઓને પણ માયાએ ગોથું ખવરાવા દીધું છે ] ૪ મોહે કોને આંધળા કર્યા નથી ? અને કામે જગતમાં કોને નચાવ્યા નથી ? ૫ તૃષ્ણા એ કોને બાવરા કર્યા નથી ? અને ક્રોધ કોને દઝાડયા નથી ૬ જ્ઞાનિ, તપસિ, શુરવીર, કવિ, વિદ્વાન અને ગુણના ભંડારવાળા એવા ક્યા પુરૂષને આ સંસારમાં લોભે રંજાડયા નથી, લક્ષ્મી મળ્યા પછી ક્યા વાંકા ગન્યા નથી ? ઐશ્વર્ય મળ્યા પછી કોણ બેહરા નથી ? સુંદર સ્ત્રીના કટાક્ષ રૂપી બાણ ક્યા પુરૂષને ખટક્યા નથી ? ૮ ક્યા ગુણવાનને સનિપાત થયો નથી ? અને કોને માન અને મદ આવ્યો નથી ? ૯ જુવાનીના તોરમાં કોણ તણાણા નથી ? મમતાએ કોના યશનું ખંડન કર્યુ નથી. ? ૧૦ મત્સર [ ઇર્ષા ] એ કોને કલંક લગાડયું નથી ? અને અને શોકના પવનથી કોણ ડોલ્યા નથી ? ૧૧ ચીંતા રૂપી સાપિણી ૧૨ જેને માયા ન વ્યાપી હોય એવું કોણ છે ? ૧૩ નાના પ્રકારના મનોરથ રૂપી કીડો શરીર રૂપી લાકડામાં ક્યા ધીર પુરૂષને લાગ્યો નથી; ઘુન એટલે ઘણ ૧૪ પુત્ર, ધન અને પ્રતિષ્ટાની તૃષ્ણાએ કોની મતિને મલીન કરી નથી ? ૧૫ માયાના ૧૬ તે બળવાન અને પાર ન આવે એવું છે ૧૭ શીવ અને બ્રહ્મા પણ તેને દેખીને ડરી જાય તો ૧૮ બીજા સાધારણ તે ક્યા લેખામાં ૧૯ માયાનું પ્રચંડ લસ્કર ૨૦ કામ દંભ વિગેરે તેના મોટા સેનાપતિ ૨૧ એ માયા રામની દાસ ને અને તે મિથ્યા છે એમ સમજવામાં આવે તો પણ હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે રામની કૃપા વિના તે છુટતી નથી ૨૨ અને તેના ચરિત્રનો ભેદ કોઇથી સમજી શકાતો નથી. ૨૩ તે માયા પ્રભુની કરડી નજર થતાં એક નટીની માફક પોતાના સમાજ સહિત નાચે છે

નિર્ગુણ [૨૪]નિરાકાર નિર્મોહા, નિત્ય [૨૫]નિરંજન સુખ સંદોહા
[૨૬]પ્રકૃતિ પાર પ્રભુ સબ ઉરવાસી, બ્રહ્મ [૨૭]નિરિહ વિરજ અવિનાશી
[૨૮]ઇહૈં મોહકર કારણ નાહિં, રવિ સંમુખ તમ કબહુકી જાઇ !

**દોઃ**—ભકત હેતુ ભગવાન પ્રભુ, રામ ધરેઉ [૨૯]તનુ ભૂપ
કિયે ચરિત પાવન પરમ, [૩૦]પ્રાકૃત નર અનુરૂપ
યથા અનેક વેશ ધરી, નૃત્ય કરૈ [૩૧]નટ કોઈ
[૩૨]જોઇ જોઇ ભાવ દિખાવૈ, આપુ ન હોઇ ન સોઇ

**ચોઃ**—અસ રઘુપતિ લીલા, [૩૩]ઉરગારી, દનુજ વિમોહન જન સુખકારી
જે મતિ મલીન વિષય વશ કામી, પ્રભુપર મોહ ધરે [૩૪]ઇમિ સ્વામી !
[૩૫]નયન દોષ જાકહૅં જબ હોઇ, પીતબરણ શશી કહૅં કહુ સોઈ
[૩૬]જબ જેહિ દિગ્ભ્રમ હોઈ ખગેશા, સો કહિ પશ્ચિમ ઉગેઉ દિનેશા
[૩૭]નૌકારૂઢ ચલત જગ દેખા, અચલ મોહબશ આપુહિ લેખા
[૩૮]બાલક ભ્રમહિં ન ભ્રમહિ ગૃહાદિ, કહહી પરસ્પર મિથ્યા બાદી
[૩૯]હરિ વિષઈક અસ મોહિ વિહંગા, સપનેહુ નહિં અજ્ઞાન પ્રસંગા
માયા વશ મતિ મંદ અભાગી, હૃદય જવનિકા બહુ બિધિ લાગી
તે શઠ હઠબશ [૪૦]સંશય કરહીં, [૪૧]નિજ અજ્ઞાન રામપર ધરહિં

## કાકભુશુંડી ગરૂડ પ્રસંગ બીજો.

**ચોઃ**—સુનહુ રામકર સહજ સ્વભાઉ, [૧]જન અભિમાન ન રાખહિ [૨]કાઉ
[૩]સંસૃતિમૂલ શૂલપ્રદ નાના, સકલ શોકદાયક અભિમાના
તાતે કરહિ કૃપાનિધિ દૂરી, શેવકપર [૪]મમતા અતિ ભૂરી
જીમિ શિશુતનુ [૫]બ્રણ હોઈ ગુસૈંઈ, માતુ ચિરાવ કઠિનકી નાઇ

૨૪ દંભથી રહીત ૨૫ નિર્લેપ તથા પરમ આનંદના ઢગલા ઉપર ૨૬ માયાથી પર ૨૭ ચેષ્ટાથી તથા વિકારોથી રહિત બ્રહ્મ રૂપે છે ૨૮ રામની પાસે મોહનું કશું કારણ નથી કારણ કે જ્યાં સુર્ય હોય ત્યાં અંધારૂં ટકી શકે નહીં ૨૯ મનુષ્ય દેહ ૩૦ સાધારણ માણસની માફક ૩૧ કોઇ ભવાઇઓ અગર નાટકકાર જેવો વેશ ધારણ કરે તેવો ભાવ દેખાડે પણ તે પોતે તો છે; તેજ છે તાત્પર્ય ધારણ કરેલા વેશમાં તે રમતાર મોહ કરતો

નથી તેમ પ્રભુ પણ બહુ રૂપી છે. પણ તે પોતે તો બ્રહ્મ સ્વરૂપ છે કહે હે ગરૂડજી ! ( પ્રભુની આવી લીલા ] રાક્ષસોને મોહ કરે અને ભક્તોને સુખ આપનાર છે. ભક્તોના જીવન ગોટાડીયા હોય છે, નરસી, મીરાં, તુકારામ, પરમ પવિત્ર હતા, તેઓ મોહની નજરથી જોનારાને પાખંડી દેખાતા હતા. તેના ઘરમાં સાથે રહેનારા પણ તે ભક્તોનો મહિમા બરાબર સમજી શક્યા નથી. ૩૪ આ પ્રમાણે ૩૫ જેની આંખમાં કમળો હોય તેને ચંદ્ર પીળો જણાય છે ૩૬ જેને પુર્વ પશ્ચિમનું ભાન ન હોય તે સુર્યને ઉગવાની પશ્ચિમ દિશા બતાવે છે ૩૭ વહાણ ઉપર ચડેલા આદમીને કીનારો ફરતો જણાય છે મોહને વશ થઇને પોતાને અચળ લેખે છે ૩૮ બાળકો કુદડી ફરે છે ત્યારે તેઓને ફેર ચડે છે (ભ્રમ થાય છે) તેથી તેઓ મીથ્યા કહે છે કે આઘરો ફરે છે ૩૯ પ્રભુને અજ્ઞાન અગર મુર્છા થવાની જે વાતો છે તે પણ એવીજ છે A man secs the universe with his own eyes પ્રભુ ને સ્વપ્નામાં પણ અજ્ઞાનનો પ્રસંગ નથી ૪૦ માયાને વશ થએલા મંદ તથા અભાગી જીવોને હૃદયમાં ઘણા પ્રકારની માયાના પડદા પડેલા હોય છે ૪૧ તર્ક વિર્તક કરે છે અને પોતાનું અજ્ઞાન પ્રભુ ઉપર દોરે છે. તાત્પર્ય સુંજારો થયો હોય તે પોતાના બાપને ગાળો દે તેમ માયા મદિરાના કેફમાં ચડેલા જીવો પ્રભુને અને પ્રભુના ભક્તોને પણ રંજાડે; પણ તેને સુંજારાનો રોગ છે એમ સમજી શાંતી રાખવી, જવાબ દેવા નહીં.

આ અભિમાન સંબંધી પ્રસંગ છે ૧ ભક્તોના ૨ જરાએ ૩ સંસારનું સુળ તથા નાના પ્રકારના દુખ આપનાર અને તમામ શોકને ઉત્પન્ન કરનાર અભીમાન છે ૪ ઘણો પ્રેમ છે ૫ જેમ બાળકને કાંઇ ગુંબડું થયું હોય તો માતા નિર્દય બનીને તે ગુંબડાને ચીરાવે છે. ( તે નિર્દયતામાં મોટી દયા સમાએલી છે ]



## કાકભુશૅંડી ગરૂડ પ્રસંગ ત્રીજો.

ચો:—[૧]જ્ઞાન અખંડ એક સીતાવર, માયા વશ જીવ સચરાચર
જો સબકે રહ [૨]જ્ઞાન એક રસ, ઈશ્વર જીવહિં ભેદ કહહુ [૩]કસ
[૪]માયાવશ જીવ અભિમાની, ઇશ વશ માયા ગુણ ખાની
[૫]પરવશ જીવ સ્વવશ ભગવંતા, [૬]જીવ અનેક એક શ્રીકંતા
[૭]દ્વિધા ભેદ યદ્યપિ કૃત માયા, બિનુ હરિ જાઈ ન કોટિ ઉપાયા
દો:—રામચંદ્રકે ભજન બિનુ, જો ચહ [૮]પદ નિર્વાણ
[૯]જ્ઞાનવંત અતિ સોપિ નર, પશુ બિનુ પુચ્છ બિષાણ
[૧૦]રાકાશશિ ષોઠશ ઉગહિ. તારા ગણ સમુદાય
સકલ ગિરિન્હ દવલાઇયે, રવિ બિનુ રાતી ન જાય
ચો:—[૧૧]ઐસે બિનુ હરિભજન ખગેશા, મિટૈ ન જીવનકેર કલેશા
હરિસેવકહિ ન વ્યાપ [૧૨]અવિદ્યા, [૧૩]પ્રભુ પ્રેરિત તેહિ વ્યાપૈ વિદ્યા
તાને નાશ ન હોઇ દાસકર [૧૪]ભેદભાક્ત બાઢૈ વિહંગવર

---

## કાકભુશૅંડી ગરૂડ પ્રસંગ ચોથો.

ચો:—ભક્ત વછલતા પ્રભુકી દેખી, ઉપજી મમ ઉર પ્રીતિ [૧]બિશેષી
સજલ નયન પુલકીત કર જોરી,, [૨]કીન્હી બહુ વિધી વિનય બહોરી
દો:—સુનિ સપ્રેમ મમ બાનિ, દેખી [૩]દીન નિજ દાસ
બચન [૪]સુખદ ગંભીર મૃદુ, બોલે [૫]રમા નિવાસ
કાગભુશુંડી માંગુ વર, અતિ પ્રસન્ન મોહ જાનિ
અણિ માદિક સિધિ [૬]અપર નિધિ, [૭]મોક્ષ સકલ સુખ ખાની
ચો:—જ્ઞાન વિવેક [૮]બિરતિ વિજ્ઞાના, મુનિ દુર્લભ ગતિ જો જગ જાના

---

૧ અખંડ જ્ઞાન તો એક રામચંદ્રજીનું છે. બાકી તમામ જીવો માયાને વશ છે—પરિપૂર્ણ જ્ઞાની નથી. ૨ એક સરખું. ૩ કયો ? ૪ જીવ માયાને વશ છે અને અભીમાની છે અને ઇશ્વર માયાને પોતાને કબજે રાખનાર છે તથા ગુણના ભંડાર છે. ૫ જીવ પરતંત્ર અને ઇશ્વર સ્વતંત્ર ૬ જીવ અનેક અને પ્રભુ તો એક છે. ૭ જીવ ઇશ્વરનો આ ભેદ છે પણ તે માયાએ કરેલો છે. તે ભેદ પ્રભુ કૃપાવિના કદી મટવાનો નથી. ૮ મોક્ષ પદ. ૯ જ્ઞાની હોય તો પણ તેને પુછડા શીંગડા વીનાનો પશુ સમજયો. ૧૦ પુનમનો ચંદ્રમા સોળે કળાથી ઉગ્યો હોય. તેની સાથે તમામ તારા ( નક્ષેત્રો ) પણ ખીલ્યા હોય, તે સાથે તમામ પર્વતો પર આગ લાગી હોય, એટલે આ તમામનો ઘણો પ્રકાશ ભેગો થાય પણ સૂર્યનારાયણ વિના રાત્રી જાય નહિં; તેમ પ્રભુને બાજુએ મુકીને હજારો સાધન કરીએ પણ તે મોક્ષ આપનાર નથી. તત્પર્ય જીવ વિદ્યાનું અભીમાન કરી રખડી મરે છે, ઉંચી કોમમાં હોય તો કોમનું અભીમાન કરી રઝળી મરે છે, મોટા મોટા દાન કરે તો તેમાં પટકાય છે. પણ સમજતો નથી કે "જેટલું અભિમાન વિના થાય તેમાંજ પ્રભુ રાજી રહે છે." ૧૧ તાત્પર્ય હે ખગેશ (ગરૂડજી) ! ભગવાનના ભજન વિના જીવના દુઃખ મટવાના નથી ૧૨ માયા. ૧૩ પ્રભુની પ્રેરણાથી ભક્તોના જીવનમાં જ્ઞાન પ્રકાશ થાય છે. (નરસી, મીરા, તુકારામ, કબીર આદિ ભક્તો ભણેલા નહોતા પણ તેઓએ બ્રહ્મ વિદ્યાનો જે ઉપદેશ ઘણોજ ટુંકામાં કર્યો તેવો કોઇ કરી શકયા નથી. ૧૪ હે ગરૂડજી ! ભક્તોમાં ભેદ ભક્તિ ( સ્વામી-સેવક ભાવ ભક્તિ ) વધતી જાય છે

રામચંદ્રે બાલ્યાવસ્થામાં કાગભુશંડી ને માયા દેખાડી ત્યારે કાગમુનિ ભાન ભૂલી ગયા હત. તે વખતે પ્રભુએ રક્ષા કરી. ૧ વધારે. ૨ ઘણી ઘણી નિનંતી કરી. ૩ ગરીબ, નમ્ર ૪ સુખ આપનાવાળું. ૫ રામ ૬ બીજા ભંડાર. ૭ અગર તમામ સુખને આપનાર મોક્ષ માંગો ૮ વૈરાગ્ય ૯ મુનીઓને ન મળે એવી જે જે ગતિ જગતમાં પ્રસિદ્ધ છે તે માંગો.

આનુ દેઉં સબ સંશય નાહીં, માઁગુ જો [10]તોહિ ભાવ મનમાહિં
સુનિ પ્રભુ બચન અધિક [11]અનુરાગેઉ, મન અનુમાન કરનતબ લાગેઉ
[12]પ્રભુ કહદેન સકલ સુખ સહી, ભકિત આપનિ દેન ન કહિ
[13]ભકિત હીન ગુણ સુખ સબ એૈસે, લવણ બિના બહુ વ્યંજન જૈસે
ભકિતહીન સુખ [14]કવને કાજા, અસ વિચારી [15]બોલેઉ ખગરાજા !
[16]જો પ્રભુ હુઇ પ્રસન્ન વર દેહુ, મોપર કરહુ કૃપા અતિનેહુ
મનભાવત વર માગૌ સ્વામિ, તુમ ઉદાર ઉર અંતરયામિ
દોઃ—[17]અવિરલ ભકિત વિશુદ્ધ તબ, શ્રુતિ પુરાણ જો ગાવ
[18]જેહિ ખોજત યોગીશ મુનિ, [19]પ્રભુપ્રસાદ કોઉ પાવ

*    *    *    *    *

[20]ભકિત જ્ઞાન વિજ્ઞાન વિરાગા, યોગ ચરિત રહસ્ય વિભાગા
જાનવ તે સબહિકર ભેદા, મમપ્રસાદ નહિં સાધન ખેદા

## કાકભુશૌંડી ગરૂડ પ્રસંગ પાચમો.

ચોઃ—અબ [1]શ્રુણુ પરમ [2]વિમલમમ બાની, સત્ય સુગમ નિગમાદિ બખાની
નિજ સિદ્ધાંત સુનાવો તોહિ, સુનિ [3]મન ધરૂ સબ તજી ભજુ મોહી
[4]મમ માયા સંભત્ર સંસારા, જીવ ચરાચર વિવિધ પ્રકારા
સબ મમ પ્રીય સબ મમ ઉપજાયે, [5]સબતેં અધિક મનુજ મોહિભાયે
તેહિ મહઁદ્વિજ [6]દ્વિજમહઁ શ્રુતિધારી, તિન્હમહ [7]નિગમધર્મ અનુસારી
[8]તિન્હમાહ પ્રિય બિરકત પુનિ જ્ઞાનિ, જ્ઞાનિહુતેં અતિપ્રીય [9]વિજ્ઞાનિ
તિન્હતેં પુનિ મોહિ પ્રીય [10]નિજ દાસા જેહિ ગતિ મોર ન દૂસરિઆશા
પુનિ પુનિ સત્ય કહૌં [11]તોહિ પાહીં, [12]મોહિ સેવકસમ પ્રીય કોઉ નહિં
[13]ભકિતહીન બિરંચી કિન હોઇ, સબ જીવન સમ પ્રીય મોહી સોઇ

---

૧૦ તમારા મનમાં ભાવ હોય તે ૧૧. રાજી થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો ૧૨ પ્રભુએ તમામ સુખ આપવાનું કહ્યું ૧૩ જેમ ( લવણ ) મીઠા વિનાના શાક પત્રાદિક ફીકા લાગે છે તેમ ભકિત વિનાના તમામ ગુણ તથા સુખ ફીકાં છે. ૧૪ શા કામના ૧૫ હું બોલ્યો કે ૧૬ હે પ્રભુ ! જો પ્રસન્ન થઇને વરદાન આપતા હો તો અને મારા ઉપર ઘણી કૃપા તથા સ્નેહ હોય તો ૧૭ અખંડ શુદ્ધ ૧૮ જેને શોધે છે. ૧૯ માત્ર પ્રભુની કૃપા હોય તેોજ મળે છે. ૨૦ ભકિત ઉપરાંત, જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય તથા યોગ સબંધી તમામ રહસ્ય, હે કાગ તું સમજી શકશો. મારી કૃપાથી સાધનની ન્યુન રહેશે નહી. તાત્પર્ય રાજ ફ્લજે તો પ્રજ દેટે.

રામ કાગ રૂપિ બોધ કરે છે. ૧ સાંભળ ૨ મારી પવીત્ર વાણી, જે વાણી સત્ય છે સુગમ છે તથા વેદ વખાણેલી છે. ૩ મનન કરો અને પછી તમામને તજીને મને ભજો. ( ભગવત ગીતા ૧૮-૬૬. સર્વ ધર્માન પરિત્યજ્ય, મામેકં શરણં વ્રજ, ) ૪ મારી માયાથી ઉત્પન્ન થએલા આ સંસારમાં નાના પ્રકારના જે જીવો છે તેથી મને પ્રીય છે ૫ તે તમામમાં માણસ મને વધારે વ્હાલો છે. ૬ બ્રાહ્મણોમાં પણ વેદ ભણેલા ૭ વેદ ધર્મને અનુ સરનાર. ૮ અનુ સરનારમાં પણ જ્ઞાની અને વૈરાગી પ્રીય છે. ૯ તત્વ જ્ઞાની ૧૦ મારા સિવાય બીજા કોઇની આશા નથી, એવા જે મારા દાસ છે. ૧૧ તમાર પાસે [ શ્રીમદ ભાગવત સ્કંધ-૩ અ ૨૯ શ્લોક ૨૮ થી ૩૪ ) ૧૨ [ ભગવત ગીતા ૯-૨૯) ( શ્રીમદ ભાગવત એકાદશ સ્કંધ અ. ૧૪ માં શ્લોક ૧૫-૧૬-૧૭) ૧૩ ભકિત વિનાના બ્રહ્મા હોય તો પણ બીજા જીવો જેવાજ તે મને પ્રીય છે—વિશેશ વ્હાલા નથી.

[૧૪]ભકિતવંત અતિ નિચૌ પ્રાની, મોહિ પ્રાણુ પ્રિય યહ મમ બાનિ *
દો;—[૧૫]શુચિ સુશીલ સેવક સુમતિ, પ્રીય કહુ કાહિ ન લાગ ?
શ્રુતીપુરાણુ કહનીતી અસ, સાવધાન શ્રુણુ કાગ!
ચો:—એક પિતાકે [૧૬]વિપુલ કુમારા, હોઇ પૃથક ગુણુ શીલ અચારા
[૧૭]કોઉ પંડીત કોઉ તાપસ જ્ઞાના, કોઉ ધનવંત શૂરા કોઉ દાતા
કોઇ સર્વજ્ઞ ધર્મરત કોઈ, સબ પર પિતહિ પ્રીતિ સમ હોઉ
કોઉ પિતુભકત વચન મન કર્મા, સપનેહુ જાન ન દૂસર ધર્મા
સો પ્રીય સુત મમ પ્રાણુ સમાના, યદ્યપિ સો સબ ભાંતિ અજાના
[૧૮]એહિ વિધ જીવ ચરાચર જે તે, [૧૯]ત્રિજગદેવ નર અસુર સમેતે
અખિલ વિશ્વ યહ મમ ઉપજાયા, [૨૦]સબપર મોહિ બરાબર દાયા
[૨૧]તિન્હમહેં જો પરિહરિ મદ માયા, ભજહિ મોહિ મન બચઅરૂ કાયા

## કાગભુશૌંડી ગરૂડ પ્રસંગ છેહો.

ચો—[૧]જાને બિનુ ન હોઈ પરતીતી, બિનુ પરતીતી હોઈ નહિ પ્રીતિ
[૨]પ્રીતિ વીના નહિં ભકિત દ્રઢાઇ, [૩]જિમિ ખગેશ જલકી ચિકનાઇ
સો:—[૪]બિનુ ગુરૂ હોઈ કિ જ્ઞાન, શાંતિકિ હોઈ બિરાગ બિનુ
ગાવહિ બેદ પુરાણુ, સુખ કિ લહહિ હરિ ભકિત બિનુ
કોઉ બિશ્રામ કિપાવ, તાત સહજ સંતોષ બિનુ
ચલૈ કિ જલ બિનુ નાવ, કોટિ યતન કરિ પચિ મરિય
ચો:—[૫]બિનુ સંતોષ ન કામ નશાહીં, કામ અછત સુખ સપનેહુ નાહિં
[૬]રામ ભજન બિનુ મિટહી કી કામા, થલ બિહીન તરૂ કબહુ કિજામા
[૭]બિનુ બિજ્ઞાન કિ સમતા આવૈ, કોઉ અવકાશ કિ નભ બિનુ પાવૈ
[૮]શ્રદ્ધા બીના ધર્મ નહીં હોઈ, બિનુ મહી ગંધ કી પાવે કોઈ

---

૧૪ ભક્તિવાળો ઘણો નીચો હોય તો પણ મારો પ્રીય છે [ ભગવત ગીતા અ. ૯-૩૦ શ્લોક અપિચેતૂ વિગેરે ) ૧૫ પવિત્ર સુસીલ તથા સારી બુદ્ધિવાળો સેવક કહો કે કોને પ્રેય લાગતો નથી ! વેદ તથા પુરાણુ પણ નીચે પ્રમાણે નીતિ બતાવે છે તે તમે હે કાગ ! સાવધાન થઇને સાંભળો ૧૬ ઘણા પુત્રો. તે પુત્રો ગુણમાં શીલમાં તથા આચારમાં પૃથક (બીજા જુદા જુદા મતવાળા) ૧૭ કોઇ પંડિત હતા તો કોઇ તપસ્વી હતા તથા કોઇ જ્ઞાની કોઇ ધનવાન હતા. કોઇ શુરવીર હતા તથા કોઈ પુત્ર દાતાર પણ હતા કોઇ સર્વજ્ઞ હતા. તો કોઇ ધર્મવાન હતા. તે પુત્રોમાં કોઈ એક પુત્ર વચન, મન, અને કર્મથી પિતાની શેવા કરતો હોય અને સ્વપ્નામાં પણ તે સિવાય બીજો ધર્મ સમજતો નહોય તો તે પુત્ર પિતાને વ્હાલો લાગે છે. તેમ મારો ભકત પણ ભલે તમામ પ્રકારે અજ્ઞાન-ઉણો-અપૂર્ણ હોય તો પણ મને પ્રાણુ સમાન વ્હાલો છે, ૧૮ એ પ્રમાણે ૧૯ ત્રણુ લોકમાં દેવ મનુષ્ય તથા રાક્ષસો તમામ ૨૦ તે તમામના ઉપર મારી સરખી દયા છે ૨૧ તેઓમાં પણ જે મને મદ અને માયા તજીને મન વાણુી અને કાયાથી ભજે છે. [ તે ગમે તે હોય તો પણ મને પ્રીય છે. આ સત્ય વાત કહું છું માટે મનેજ ભજો બે. ]

કાગભુશંડી બોલ્યા કે હે ગરૂડજી !—મદના ત્યાગ વિના પ્રભુ પ્રસન્ન થાય નહીં. પ્રભુ પ્રસન્ન થાય નહીં ત્યાં સુધી પ્રભુનું ભજન ( સત્સંગ ) ગમેજ નહી. ૧ સતસંગ ગમે નહીં ત્યાં સુધી પ્રભુની પ્રભુતા (મોટાઇ, કૃપા) ની પણ સમજણ પડે નહીં પ્રભુનો મહિમા ન જાણીએ ત્યાં સુધી તે પ્રભુમાં પરતીતિ [વિશ્વાસ] થાય નહીં, પ્રભુમાં વિશ્વાસ ન હોય તો પ્રીતિ તો કયાંથીજ હોય ? ૨ પ્રીતિ વિના ભક્તિની દ્રઢતા હોયજ નહીં. (ધનમાં પ્રીતિ છે તો તે કમાવા માટે જંગબાર સુધી જઇએ છઇએ ). ૩ જેમ પાણી પાણી ચોપડયું હોય તે થોડી વારમાંજ સુકાઇ જાય છે ૪ વેદ પુરાણ એવું કહે છે કે—કરોડો ઉપાય કરીને મરી પડીએ તો પણ (૧) ગુરૂ વિના જ્ઞાન થાય નહી. (૨) વૈરાગ્ય વિના શાંતી મળે નહિં (૩) ભગવાનની ભક્તિ વિના સુખ મળે નહી (૪) સંતોષ વિના આરામ મળે નહીં અને (૫) જળ વિના નાવ ચાલે નહીં. આ વિષય ઘણોજ ગહન છે સમજવા લાયક છે. પ્રથમ વરસની મોક્ષ પત્રિકા જેમણે બરાબર વાંચી હશે તેઓતો કાંઇક સમજી શકશે. ધર્મનો વિશેશ આધાર સદગુરૂ ઉપર છે. સદગુરૂમાં પ્રભુ જેવા ગુણ હોવા જોઇએ સદગુરૂનો મહિમા પ્રભુ પોતે કહી શકે તેમ નથી. આદ્ય જગદગુરૂ શંકરાચાર્ય પોતાના " શતશ્લોકી " રત્નના પ્રથમ બે શ્લોકમાં સદગુરૂ સંબંધી બોલતાં સદગુરૂને ઉપમા રહિત તથા અલૌકિક કહીને અટકી જાય છે ધર્મ જાણવા માટે તૈયાર થનારને સદગુરૂ શોધવાની પ્રથમ જરૂર છે ૫ સંતોષ વિના કામ (વાસના) નો ક્ષય થતો નથી. અને વાસના જ્યાં સુધી હોય ત્યાં સુધી સ્વપ્નામાં સુખ મળતું નથી. સુંદરદાસજી કહે છે કે ' સુંદર એક સંતોષ વિના શઠ તેરીતો ભુખ કબુ ના ગઇ ' વેપાર રોજગાર કરવાની ના નથી, બાવા બનીને માગી ખાવાનો આ ઉપદેશ નથી. માત્ર વાત એ છે કે દાળ, ભાત રોટલી ને શાક જમવા મળતા હોય તો દિવસનો અમુક ભાગ કથા વાર્તા સાંભળવા માટે ચોકસ રાખવો. તેથી વખત મળે તો પ્રભુ સ્મરણ, પુજા તથા દર્શનમાં ગાળવો. અને ખાવા મળે છતાં વેપાર રોજગારમાં છળ કપટ કરવાં તે ઝેર સમાન સમજવું ૬ જેમ પૃથ્વી વિના ઝાડ ઉગે નહીં તેમ ભગવાનની કથા વાર્તા–સ્મરણ–કિર્તન વિના કામના ( વાસના–મોહ ) મટે તેમ નથી; ૭ જેમ આકાશ વિના અવકાશ મળે નહીં તેમ વિજ્ઞાન ( તત્વજ્ઞાન ) વિના શમતા આવે નહીં. ૮ જેમ મહિ (પૃથ્વી) વિના ગંધ આપવાવાળી વનસ્પતિ અગર પદાર્થો હોય નહીં તેમ શ્રદ્ધા વિના ધર્મ પણ હોય નહીં, અત્યારે જ્યાં ત્યાં અશ્રદ્ધાનો પવન ફેલાઇ રહ્યો છે. ગમે ત્યાં ક્રીયા થાય છે પણ નવાણું ટકા શ્રદ્ધા રહિત તેનું મુળ કારણ અમે બ્રાહ્મણ સાધુ આચાર્ય આદિ ધર્મ નાયકો છઇએ. પોતે મોજમાં અગર લોભી છઇએ સાદુજીવન અને સ્વાર્થ બુદ્ધિના ત્યાગ વિના જનસમાજ બરાબર વશ થઇ શકતો નથી માટે ધર્મના જે જે કાર્યો કરો તેને બરાબર સમજો. લાલચુ લોભીઆથી દુર રહો કારણકે તે પોતે બુડશે અને બીજાને બુડાડશે. ભગવત ગીતા અ ૧૭ શ્લોક ૨૮ માં કહે છે કે—અશ્રદ્ધાથી હોમેલું, દાન આપેલું, તપ કરેલું, તથા જે કાંઇ કર્યું હોય તે તમામ અસત (ખોટું) કહેવાય છે કારણ કે શ્રદ્ધા વિના કરેલું કર્મ પરલોક તથા આ લોકમાં ફળ આપતું નથી આટલું જાણ્યા પછી હવે ખાત્રી થઇ હશે કે કોઇપણ ક્રિયા કરો તેમાં પ્રથમ શ્રદ્ધાને કેળવો સદગુરૂદ્વારા તે ક્રિયાનો મહિમાં જાણો જાણ્યા પછી વિચાર કરો—સત્ય લાગે તો તન મન અને ધનથી નમી પડો અસત્ય લાગે તો શ્રદ્ધા ન કરો. આપણે સનાતન ધર્મની રક્ષાના મોટા બણગા ફુંકીએ છઇએ પણ જ્યાં જોઇએ ત્યાં આપણા પ્રભુ લોભી–લાલચુ લોકોને કબજે પડયા છે. ધર્મસ્થાનો પાખંડસ્થાન બની ગયા છે, માટે ધર્મની સાચી લાગણી વાળાઓએ તેઓથી તદન દૂર રહેવા આગ્રહ કરવો એજ તેમને સુધારવાની યુક્તિ છે. નીતિ, વૈરાગ્ય, સંતોષ દયા વિનય જ્યાં હોય તે આપણા ધર્મગુરૂ, તેજ આપણા ધર્મસ્થાન અગર તેજ આપણા શ્રદ્ધાના સ્થાન સમજી લેવા. વાંચો વિચારો, ખોટા ભય અગર અંધ શ્રદ્ધાને હઠાવી ખરી વાતને હાથ કરો. પ્રભુ મદદ કરશે.

[૯]બીનુ તપ તેજ કિ કરૂ બિસ્તારા, જલ બિનુ રસ કિ હોઈ સંસારા
[૧૦]શીલ કી મિલુ બિનુ બુધ સેવકાઇ, [૧૧]જમિ બિનુ તેજ ન રૂપ ગુસાંઈ
[૧૨]નિજ સુખ બિનુ મન હોઈ કીથીરા, સ્પર્શ કિહોઈ બિહીન [૧૩]સમીરા
કવ–નિઉ [૧૪]સિદ્ધિ કિ બીનુ વીશ્વાસા, બીનુ હરીભજન ન ભવ ભયનાસા

દો:—બીનુ વીશ્વાસ ભકિત નહીં, તેહી બીનુ [૧૫]દ્રવહિ ન રામ
રામ કૃપા બીનુ સપનેહું, મનકિ લહે બિશ્રામ

સો:—અસ બિચારી [૧૬]મતી ધીર, તજી [૧૭]કુતર્ક સંશય સકલ
ભજહુ રામ રઘુવીર, [૧૮]કરૂણાકર સુંદર [૧૯]સુખદ

ચો:—[૨૦]નીજ મતી સરીસ નાથ મૈં ગાઈ, પ્રભુ પ્રતાપ મહીમા ખગરાઈ !
[૨૧]કહેઉ ન કછુ કરી યુકિત બીશેખી, યહ સબ [૨૨]મૈં નીજ નયનન્હ દેખી

## કાગભુશુંડી ગરૂડ પ્રસંગ સાતમો.

સો:—[૧]ભાવ વશ્ય ભગવાન, સુખનિધાન [૨]કરુણા ભવન
તજી મમતા મદમાન, ભજીય રામ [૩]સીતા રમણ

ચો:—સુની ભુશુંડીકે બચન [૪]સુહાએ, હર્ષિત ખગપતિ [૫]પંખ ફુલાયે
નયન નીર મન અતી હર્ષાના, શ્રી રઘુપતિ પ્રતાપ [૬]ઉર આના
[૭]પાછીલ મોહ સમુઝી પછીતાના, [૮]બ્રહ્મ અનાદી મનુજ કરી જાના
પુની પુની કાક ચરણ શીર નાવા, [૯]જાની રામ સમ પ્રેમ બઢાવા
ગુરૂ બીનુ [૧૦]ભવનીધી તરૈ ન કોઈ, [૧૧]જો બીરંચી શંકર સમ હોઈ
[૧૨]સંશય સર્પ ગ્રસેઉ મોહિ તાતા, દુઃખદ લહરી કુતર્ક બહુ બ્રાતા
તવ સ્વરૂપ ગારૂડી રઘુનાયક, મોહી જીયા–યેહુ જન સુખદાયક
તવ પ્રસાદ મમ મોહ [૧૩]નસાના, રામ રહસ્ય [૧૪]અનુપમ જાના

* * * * * *

૯ તપવિના તેજ નહીં. ૧૦ મોટાની શેવા વિના શીળતા ક્યાંથી હોય ! ૧૧ તેજ વિના રૂપ ન હોય ૧૨ અંતરના સુખ વિના મન સ્થીર કેમ થાય ! ૧૩ પવન ૧૪ જય, ફતેહ ૧૫ પ્રસન્ન થવું ૧૬ હે ધીર મતિવાળા ગરૂડજી ! ૧૭ કુતર્કો તથા શંકાઓ ૧૮ કરૂણાના ભંડાર ૧૯ સુખ આપનાર ૨૦ મારી બુદ્ધિ પ્રમાણે ૨૧ તેમાં મીઠું મરચુ ભભરાવીને કાંઇ કહ્યું નથી ૨૨ મારે આંખે જોયું.

કાગરૂષિ કહે છે કે ૧ પ્રભુ પ્રેમને આધીન છે ૨ દયાના ઘર ૩ ૫ ૩ સીતાપતિ ૪ સુંદર ૫ પાંખ ફફડાવી ૬ હૃદયમાં ધર્યા. ૭ પ્રથમ થએલો મોહ યાદ કરીને ૮ રામ જે બ્રહ્મ અનાદિ છે તે માણસ કરીને માન્યા૯ કાગરૂષિને રામ સરખા ગણીને તથા પ્રેમ વધારીને ગરૂડજી બોલ્યા ૧૦ આ સંસાર ૧૧ ભલે તેઓ બ્રહ્મા અગર શંકર જેવા હોય તો પણ ૧૨ સંસારરૂપી સર્પ મને ગળી ગયો હતો. તે સર્પના ઝેરને લીધે ખોટા તર્કની દુઃખદાયક લહરી–ડોળો–ફેર–ચકરી–આવતી હતી. તેમાંથી રઘુનાયક જેવા સુખ આપનાર આપે ગારૂડી (વાદી)–ઝેર ઉતારનાર) બનીને મને બચાવી લીધો છે. ૧૩ મટી ગયો. ૧૪ ઉપમા રહીત રામચરિત્ર સાંભળતા.

જ્ઞાન બીરતી વીજ્ઞાન [૧૫]નીવાસા, રઘુનાયકકે પ્રીય તુમ દાસા
[૧૬]કારણુ કવન દેહ યહ પાઇ, તાત સકલ મોહી [૧૭]કહહુ બુઝાઇ

---

## કાગ ગરૂડ આઠમો પ્રસંગ.

ગરૂડ ગીરા સુની હર્ષેઉ કાગા, બોલેઉ [૧]ઉમા પરમ અનુરાગા
[૨]ધન્ય ધન્ય તવ મતિ ઉરગારિ, પક્ષ તુમારી મોહી અતિ પ્યારી
સુની તબ પ્રશ્ન સપ્રેમ સુહાઇ, [૩]બહુત જન્મકી સુધી મોહી આઇ
સબ નીજ કથા કહો મૈં ગાઈ, તાત સુનહુ સાદર [૪]મન લાઈ
[૫]જપ તપ મખ શમ દમ વ્રતદાના, વીરતી વીવેક યોગ વીજ્ઞાના
સબકર ફલ રઘુપતિ પદ પ્રેમા, તેહી બીન કોઉ ન પાવૈ ક્ષેમા
[૬]એહી તનુ રામભાકત મૈં પાઈ, તાતેં મોહી મમતા અધીકાઇ
[૭]જેહીતે નિજ સ્વારથ કછુ હોઇ, તેહી પર મમતા કરૂ સબ કોઈ

**સો:**—પન્નગારી અસ નિતિ, [૮]શ્રુતિ સમ્મત સજ્જન કહહિં
અતી નીચહુસન પ્રીતિ, કરીય જાની નીજ પરમ હીત
[૯]પાટ કીટતેં હોય, તેહીતે પાટાંબર રૂચિર
કૃમી પાલે સબ કોઇ, પરમ અપાવન પ્રાણુસમ

**ચો:**—[૧૦]સ્વારથ સર્વ જીવ કહ એહા, મન ક્રમ બચન રામ પદ નેહા
[૧૧]સોઈ [૧૨]પાવન સોઈ સુભગ શરીરા, [૧૩]જો તનુપાઈ ભજીય રઘુવીરા
[૧૪]રામ વીમુખ લહી વીધીસમ દેહી, કવી કોબીદ ન પ્રશંસહી તેહી
રામ ભકિત [૧૫]એહી તનુમહ જામી, [૧૬]તાતે મોહી પરમ પ્રીય સ્વામી !
[૧૭]તજઉ ન તનુ નીજ ઇચ્છા મરણા, તનુ બીનુ વેદ ભજન નહીં બરણા
પ્રથમ મોહ મોહી [૧૮]બહુત બીગોવા, રામ બીમુખ સુખ કબહુ ન સોવા
[૧૯]નાનાં જન્મ કર્મ પુની નાનાં, કીયે યોગ જપ તપ મખ દાના
કવન યોની જન્મેઉ જહું નાહીં, મૈં ખગેશ ભ્રમી ભ્રમી જગમાંહી

---

૧૫ ધામ. ૧૬. હે કાગભુશડી ! શા કારણથી તમને આ દેહ મળી છે ? ૧૭ સમજાવીને કહો.

૧ હે ઉમા ! ઘણાજ પ્રેમથી કાગ રૂષિ બોલ્યા. ૨ હે ગરૂડજી તમારી બુદ્ધિને ધન્ય છે. ૩ કાગરૂષિ બોલ્યા મારા પાછલા ઘણા જન્મો મને યાદ આવ્યા. ૪ સાવધાન થઇને. ૫ જપ, તપ, યજ્ઞ, શમ, દમ, વ્રત, દાન, વૈરાગ્ય. વિવેક, યોગ અને તત્વજ્ઞાન તમામ કરવાનું ફળ રામના ચરણમાં પ્રેમ; તેના વિના કોઇને ક્ષેમ ( વિજય ] મળ્યું નથી. ૬ આ ( કાગડાના ] શરીરથી મને રામની ભકિત મળી છે તેથી તે શરીરમાં ઘણેજ પ્રેમ છે. ( ઘણા માણસો ને શુકનની કાંઇ ચીજ હોય છે તે સાચવી રાખે છે ) ૭ જેમાં પોતાને કાંઇ સ્વાર્થ હોય. ૮ શ્રુતિમાં કહ્યું છે અને સજ્જનો પણ કહે છે કે પોતાનું પરમ કલ્યાણ થતું હોય તો નીચ સાથે પણ પ્રીતી કરવી. ૯ કીડા ( કોશેટા ) માંથી રેશમ નીકળે છે અને તે રેશમનું સુંદર પીતાંબર થાય છે માટે તે કીડા ઘણા અપવિત્ર છે તો પણ તેને પ્રાણુ સમાન વ્હાલા ગણી પાળે છે. ૧૦ મન કર્મ અને વાણીથી રામના ચરણમાં પ્રેમ થાય એજ જીવનો મોટામાં મોટો સ્વાર્થ છે. ૧૧ તે ૧૨ પવિત્ર તથા ભાગ્યવાન ૧૩ જે શરીરથી રામ ભજાય. ૧૪ વિધાત્રા [ બ્રહ્મા )જેવો દેહ હોય પણ રામને ન ભજે તો ૧૫ આ શરીરમાં ઠરી. ૧૬ તેથી મને આ શરીર ૧૭ મારી ઇચ્છા પ્રમાણે દેહ ત્યાગ કરી દેઉં એવી મારામાં સિદ્ધી છે તો પણ આ દેહને હું તજતો નથી, વળી શરીર વિના ભજન બને નહીં એમ વેદ કહે છે. ૧૮ બહુ ભટકાવ્યો, રજળાવ્યો, અને રામથી વિમુખ હોવાને લીધે સુખેથી સુઇ શકતો નહોતો. ૧૯ મેં ઘણા જન્મ લીધા છે; યોગ, જપ, તપ, યજ્ઞ દાનાદિ ઘણાં કર્મો પણ કર્યા છે. એવી એકે યોની નથી. કે જ્યાં હું ભમતો ભમતો જન્મ્યો ન હોઉં.

[૨૦]દેખેઉ સબકર કર્મ સુસાંઈ, સુખી ન ભયઉ અબહીકી નાઇ
સુખી મોહી નાથ [૨૧]જન્મ બહુ કેરી, [૨૨]શીવપ્રસાદ મતી મોહ ન ઘેરી

---

## કાગ ગરૂડ નવમો પ્રસંગ.

ચોઃ—[૧]તહી કલીયુગ કોશલપુર જાઇ, જનમત ભએઉ શુદ્ર તનુ પાઈ
શીવ સેવક મનક્રમ અરૂ બાની, આન દેવ [૨]નીંદક અભીમાની
ધન મદ [૩]મત્ત પરમ [૪]બાચાલા, [૫]ઉગ્ર બુદ્ધિ ઉર દંભ વીશાલા
યદપી રહેઉ રઘુપાત [૬]રજધાની, તદપી નહી કછુ મહીમા જાની
[૭]અબ જાનામૈં અવધ પ્રભાવા, [૮]નીગમાગમ પુરાણુ અસ ગાવા
કવનેઉ જન્મ અવધ [૯]વસ જોઇ, [૧૦]રામપરાયણુ સો પરી હોઇ
અવધ પ્રભાવ જાન તબ પ્રાની, જબ ઉર બસહી રામધનુ [૧૧]પાણી
સો કલીકાલ કઠીન [૧૨]ઉરગારી, પાપ [૧૩]પરાયણુ સબ નર નારી
દોઃ—[૧૪]કલીમલ ગ્રસેઉ ધર્મ સબ, [૧૫]લુપ્ત ભયે સદગ્રંથ
[૧૬]દંભીન નીજ મત કલ્પી કરી, પ્રગટ કીન્હ બહુ પંથ
ભએઉ લોગ સબ મોહ વશ, લોભ [૧૭]ગ્રસેઉ શુભ કર્મ
[૧૮] શ્રૃણું હરીયાન જ્ઞાનનીધી, કહોં કછુક કલી પંથ
ચોઃ—બર્ણ ધર્મ નહી આશ્રમ ચારી, શ્રૃતી વીરોધ રત સબ નરનારી
[૧૯]દ્વીજ શ્રૃતી વંચક ભુપ પ્રજાશન, કોઉ નહિ માનુ [૨૦]નીગમ અનુશાસન
[૨૧]મારગ સોઈ જાકહૈં જો ભાવા, [૨૨]પંડીત સોઈ જો ગાલ બજાવા
[૨૩]મીથ્યારંભ દંભરત જોઇ, તાકહેં સંત કહે સબ કોઈ
સોઇ [૨૪]સયાન જો પરધન હારી, જો કરૂ દંભ સો [૨૫]બડ આચારી
[૨૬]સો કહ ઝુઠ મસખરી જાના, કલીયુગ સોઇ ગુણવંત [૨૭]બખાના
[૨૮]નીરાચાર જો શ્રૃતીપથ ત્યાગી, કલીયુગ સોઈ જ્ઞાની વૈરાગી
જાકે નખ અરૂ જટા વીશાલા, [૨૯]સોઇ તાપસ પ્રસીદ્ધ કલીકાલા

---

૨૦ હે ગરૂડજી ! તમામ કર્મ કરી વળ્યો પણુ અત્યારે જેવો સુખી છઉં એવો સુખી કદી નહોતો. ( ભગવદ ગીતા અ. ૪ શ્લોક ૩૩ દ્રવ્ય યજ્ઞ કરતાં જ્ઞાન યજ્ઞ વિશેષ છે ) ૨૧ ઘણા જન્મની ૨૨ શીવની કૃપાથી મારી મતી મોહમાં ઘેરાતી નથી.

કાગરૂષિ પોતાના પ્રથમ જન્મની વાત કરે છે. ૧ મારો જન્મ અયોધ્યામાં કળીયુગમાં થયોં હતો, જન્મતાં શુદ્રનું શરીર મળ્યું હતું. ૨ નીંદનાર ૩ માતેલો ૪ વાચાળ ૫ બુદ્ધિનો તેજ અને હ્રદયમાં દંભ વાળો. ૬ અયોધ્યા ૭ અત્યારે મને અયોધ્યાના પ્રતાપની ખબર પડી. ૮ વેદો શાસ્ત્રો અને પુરાણુ પણુ એમ ગાય છે કે. ૯ માં વાસે છે. ૧૦ તે રામનો ભક્ત થાય છે ૧૧ હાથમાં ૧૨ હે ગરૂડજી ! ૧૩ રચ્યા પચ્યા. ૧૪ કળીયુગના પાપ સઘળા ધર્મને ગળી ગયાં હતાં. ૧૫ લોપાઈ ગયાં. ૧૬ પાખંડી લોકો પોતાના મત કલ્પીને કાઢતાં હતાં. ૧૭ ગળી ગયો ૧૮ હે જ્ઞાનના ભંડાર રૂપ ગરૂડજી ! સાંભળો ૧૯ બ્રાહ્મણો વેદને ઠગે છે. અને રાજા પ્રજાનું ભક્ષણુ કરે છે. ૨૦ વેદની આજ્ઞા. ૨૧ જેને ગમે તે ધર્મ ૨૨ ચપળતાથી બોલે તે પંડિત. ૨૩ આડંબર તથા દંભ વાળા હોય તેને સો સંત કહે છે, ૨૪ ડાહ્યો. ૨૫ મોટા આચારી, ૨૬ જે ખોટેખોટી મશ્કરી કરી જાણે તે ૨૭ વખણાય ૨૮ આચાર તથા વેદની આજ્ઞા તજીને વર્તતો તે જ્ઞાન વૈરાગી પરમહંસ. ૨૯ તે કળીયુગમાં મોટા તપસ્વી ગયાય છે.

## કાક ગરૂડ દશમો પ્રસંગ.

ચોઃ—[1]નારી બીબશ નર સકલ ગુસાંઇ, નાચહિ નર [2]મરકટકી નાઇ
શુદ્ર દ્વિજન્હી ઉપદેશહી જ્ઞાના, [3]મેલી જનેઉ લેહીં કુદાના
સબ નર [4]કામ લોભ રત ક્રોધી, દેવ વિપ્ર ગુરુ સંત વીરોધી
[5]ગુણુ મંદીર સુંદર પતી ત્યાગી, ભજહિં નારી પરપુરુષ અભાગી
[6]સૌભાગીની વિભુષણુ હીના, વીધવનકે શ્રૃંગાર નવીના
[7]ગુરુ શીષ અંધ બધીર કે લેખા, એક ન સુને એક નહિં દેખા
[8]હરે શીષ્ય ધન શોક ન હરહિં, સો ગુરૂ ઘોર નરકમેં પરઈ
[9]માતુપીતા બાલકન્હી બોલાવહીં, ઉદર ભરૈ સોઇ ધર્મ શીખાવહિં
દોઃ—[10]બ્રહ્મજ્ઞાન બીનુ નારી નર, કહહીં ન દૂસરી બાત
કૌડીઉ કારણુ મોહવશ, કરહી વીપ્રગુરુ ઘાત—સીયાવર૦
[11]વાદ શૂદ્રકર દ્વિજન્હસન, હમ તુમતેં કછુ ઘાતી
જાને બ્રહ્મ સો વીપ્રપર, આઁખી દેખાવહી ડાટી
દોઃ—અશુભ વેષ ભૂષણુ ધરે, ભક્ષ્યા ભક્ષ્ય જે ખાહિં
તે યોગી અરૂ સિદ્ધ જન, પુજીત કલીયુગ માંહિ—સીયાવર૦
ચોઃ—પરતીય લંપટ કપટ [12]સયાને, મોહ દ્રોહ મમતા [13]લપટાને
[14]તેહી અભેદવાદી જ્ઞાની નર, દેખા મૈં ચરિત્ર કલીયુગકર
[15]આપુ ગયે અરુ આનહી ઘાલહી, જો કોઈ શ્રુતી મારગ પ્રતીપાલહી
કલ્પ કલ્પ ભરી ઇક ઇકિ નર્કા, પરહીં [16]જે દૂષહીશ્રૃતીકરી તર્કા
જે [17]વર્ણાધમ તેલી કુંભારા, [18]શ્વપચ કીરાત કોલ કલવારા
નારી મુઇ ગૃહ સંપતી નાસી, મુંડ મુંડાઇ ભયે સંન્યાસી
[19]તે વીપ્રનસન પૌંવ પુજાવહી, [20]ઉભય લોક નીજ હાથ [21]નસાવહી
[22]વીપ્ર નીરક્ષર લોલુપ કામી, નીરાચાર શઠ વૃસલી સ્વામી
શુદ્ર કરહી જપતપ વ્રતનાના, [23]બૈઠી બરાસન કહહી પુરાના
[24]સબ નર કલ્પીત કરહી અચારા, જાઈ ન બરણી અનીતી અપારા
દોઃ—[25]ભયે વર્ણશંકર કલીહીં, ભીન્નસેતુ સબ લોગ

---

— કાગરૂષિ ગરૂડજીને કલીયુગી સ્થીતની બતાવે છે. ૧ સ્રીને વશ અગર સ્રીને જોઇને વ્યાકુળ. ૨ માંકડાની મારક. ૩ શુદ્રો જનોઇ પહેરીને બ્રાહ્મણુ બનીને મહા દાનો લે છે ૪

કામી લોભી તથા ક્રોધી. ૫ ગુણવાન ૬ સધવા શણગાર પહેરની નથી અન વિધવાઓ નાના પ્રકારના શણગાર ધારણ કરે છે. ૭ ગુરૂ આંધળા ( કારણ કે પોતાના અગર શીષ્યના અવગુણ જોઇ શકતા નથી ) અને શીષ્યો બહેરા (ઉપદેશ સાંભળતાં નથી—સાંભળે છે તો તે પ્રમાણે વર્તન કરતા નથી ) ૮ તે ગુરૂ શીષ્ય પાસેથી ધન લે પણ તેનો શોક મોહ—મમતા, પાંચ વિષયમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરે નહીં તો તે ગુરૂ ઘોર નરકમાં પડે છે. ૯ માતા પિતા બાળકને તોતળી બોબડી વાણી બોલાવી રાજી થાય છે તેમાં સાચુ સુખ સમજે છે, અને માત્ર પેટ ભરવાનો ધર્મ વ્યવહાર શીખવે છે. ૧૦ સ્ત્રી પુરૂષો બ્રહ્મ જ્ઞાન સિવાય બીજી વાત કરતા નથી—પણ ૧૧ શુદ્રો બ્રાહ્મણની સાથે વાદ કરે છે અને કહે છે કે અમે તમાર.થી કઇ વાતમાં કમ છીએ; બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ, એમ કહીને ડોળા કાઢા ધમકાવે છે. ૧૨ સારા માણસો પણ ૧૩ લપટાયા છે. ૧૪ તે મોટા અભેદ વાદી જ્ઞાનીઓ છે. ૧૫ પોતે બુડે અને વેદની આજ્ઞા પ્રમાણે ચાલનાર બીજાઓને પણ બુડાડે છે. ૧૬ વેદના વાકયોમાં કુતર્ક કરીને તેને પણ નીંદે છે તે ૧૭ નીચ વર્ણના. ૧૮ ચંડાળ, ભીલ, કોળી અને વાઘરી, સ્ત્રી મરી જાય અને પૈસા ન હોય તો માથું મુંડાવી બાવા બનશે. ૧૯ તે બ્રાહ્મણ પાસે પગ ધોવરાવે છે ૨૦ બે લોક. ૨૧ બગાડે છે. ૨૨ બાચગ્રો, અભગ,, લાલચુ તથા કામી, આચાર રહીત શઠ તથા પરદારામાં રમનારા હતા. ૨૩ ઉંચા આસન ઉપર બેસીને પુરાણ વાંચે છે. ૨૪ પોતાને ગમે તેવા આચાર પાળે છે. ૨૫ સૌ વર્ણશીર બન્યા છે અને સોએ વેદની મર્યાદા તોડી નાખી છે.



કરહીં પાપ દુઃખ પાવહીં, ભય [26]રુજ શોક વીયોગ
[27]શ્રૃતીસંમત્ત હરીભક્તીપંથ, સંયુકત જ્ઞાન બીબેક
તે ન ચલહી નર મોહવશ, [28]કલ્પહી પંથ અનેક

છં.—[29]બહુ દામ સંવારહી ધામ યતી, વીષયા હરીલીન્હ ગઈ વિરતી
[30]તપસી ધનવંત દરીદ્ર ગૃહી, કલી કૌતુક તાત ન જાત કહી
[31]કુલવંતી નીકારહી નારી સતી, ગૃહ આનહીં ચેરી [32]નિવેરી ગતી
સુતમાનહીં માતુપીતા [33]તબ લૌં, અબલાનન દીખ નહીં જંબલો
[34]સસુરારિ પીયારી લગી જબતેં, રીપુરૂપ કુટુંબ ભયે તબતેં.

દો:—સુનુ ખગેશ [35]કલીકપટ હઠ, દંભ દ્વેષ પાખંડ
કામ ક્રોધ લોભાદી મદ, વ્યાપી રહેઉ [36]બ્રહ્માંડ
[37]તામસ ધર્મ કરીહીં નર, જપતપ મખ વ્રત દાન
[38]દેવ ન બરષૈ ધરણીપર, વર્ષે ન જામહીં ધાન

---

## કાક ગરૂડ અગીઆરમો પ્રસંગ.

દો:—[1]શ્રુણુ વ્યાલારી કરાલ કલી, મલ અવગુણુ આગાર
ગુણુ બહુત કલીકાલકર, બીનુ પ્રયાસ નીસ્તાર
કૃતયુગ ત્રેતા દ્વાપરહુ, પૂજા મખ અરૂ યોગ
જો ગતિ હોઇ સો કલીહરિ, નામ તે પાવહી લોગ

ચો:—કૃતયુગ સબયોગી [3]વીજ્ઞાની, કરી હરી ધ્યાન તરહી ભવ પ્રાણી
ત્રેતા વીવીધ યજ્ઞ નર કરહી, પ્રભુહી [4]સમર્પિ કર્મ ભવ તરહીં
દ્વાપર કરી રઘુપતિ પદ પૂજા, નરભવ તરહી ઉપાય ન દૂજા
કલી કેવલ [5]હરીગુણુ ગાહા, ગાવત નર પાવહીં ભવ થાહા
કલીયુગ યોગ યજ્ઞ નહિ જ્ઞાના, [6]એક આધાર રામગુણુ ગાના

---

૨૬ રોગ. ૨૭ જ્ઞાન તથા વિવેક યુકત ભગવાનની ભક્તિનો માર્ગ વેદથી વિદિત છે છતાં ૨૮ અન્ય માર્ગે વળે છે. ૨૯ વિષયના રંગમાં જેનો વૈરાગ્ય હરાઇ ગયો છે એવા સાધુ, સન્યાસીઓ અગર ત્યાગીઓ, ઘણા દ્રવ્યની અગર મકાનોની સંભાળ રાખે છે. ૩૦ બાવા ધનાઢ્ય અને ગૃહસ્થી ગરીબ એવું કળીયુગનું કૌતક કહ્યું જતું નથી. હંમેસાં યાદ રાખવું કે જેને કોઇના ઉપર નહીં દાવા (હક) તેનું નામ બાવા. બાવા, સાધુ અગર

સન્યાસીઓની પાસેજ લક્ષ્મી છે ને ગૃહસ્થીઓની છે. અત્યારે ગૃહસ્થીનો દશ આની ભાગ દુઃખી છે છતાં તે દ્રવ્ય બરાબર કામ આવતું નથી. ૩૧ કુળવાન સતિસ્ત્રીને ઘરમાંથી કાઢી મેલે છે અને નીચ કુળની સ્ત્રીને ઘરમાં ઘાલે છે. ૩૨ કુળ પરંપરાની રીતભાતને તોડી નાંખે છે. ૩૩ જ્યાં સુધીજ અબળા-આનન (સ્ત્રીનું મુખ) નથી જોયું ત્યા સુધી. ૩૪ સ્ત્રી જ્યારથી પ્યારી લાગે છે ત્યારથી કુટુંબ દુશ્મન જેવું બને છે. ૩૫ કળીયુગમાં. ૩૬ જગતમાં. ૩૭ જપ, તપ, યજ્ઞ, વ્રત, દાન આદિ તામસ ધર્મ થાય છે. ૩૮ વરસાદ પૃથ્વી ઉપર વરસતો નથી, કદાચ વરસે તો પણ બરાબર અન્ન પાકતું નથી.

૧ હે ગરૂડજી! આ વિકરાળ કલિયુગ પાપોના ભંડારરૂપ છે તે સાંભળો; પણ તેમાં એક મોટામાં મોટો ગુણ એવો છે કે વિના પરિશ્રમે, એટલે માત્ર કપટ છોડીને પ્રભુ કીર્તન ભજન અને કથા શ્રવણથી જીવ બંધનમાંથી મુકત થાય છે. ૨. સત્યયુગમાં યોગ (સમાધી) ત્રેતાયુગમાં યજ્ઞો અને દ્વાપરયુગમાં પુજાના સાધનથી જીવો પ્રભુને પામતા હતા પણ કળીયુગમાં તો કેવળ પ્રભુના નામથી કીર્તનથી તરી જાય છે. (શ્રીમદ ભગવતના ૧૨ માં સ્કંધમાં અ. ૩ શ્લોક ૫૨ માં આ પ્રમાણેજ ઉપદેશ કર્યો છે. આ વિષય બરાબર સમજવા ઇચ્છા રાખનારે મોક્ષ પત્રિકાના પ્રથમ પુસ્તકમાં " જ્ઞાન ફેલાવો " તે મથાળા નીચે પાના ૩૪૮ થી ૩૫૨, ૩૬૦ થી ૩૬૮ વાંચવા ૩ તત્વજ્ઞાની. ૪ કર્મ અર્પણ કરીને ૫ હરીના ગુણ ગાવા અને તે ગાઇને ભવપાર જવું. ૫ કળીયુગમાં યોગ યજ્ઞજ્ઞાન વિગેરે કાંઇ બને તેવું નથી ( ખંડેરાવ સરકારનું બખ્તર ઘણું કીમતી તથા સારૂં છે પણ પહેરનાર ક્યાં છે! આપણા બાપનાં અંગરખાં, કુરતાં, બંડી વીગેરે છે પણ આપણને ગમતા નથી-ભાર લાગે છે. શીયાળાનાં વસ્ત્રો કીમતી હોય, પણ ઉનાળામાં કંટાળો આપે, વિચાર કરી જુઓ. ૬ તુળસીદાસજી તો કહે છે કે માત્ર રામના ગુણ ગાવા એજ કળીયુગમાં ખરો આધાર છે.



સબ ભરોસતજી જો [7]ભજુરામહીં, પ્રેમ [8]સમેત ગાવ [9]ગુણગ્રામહીં
સો [10]ભવતરુ કછુ સંશય નાહીં, નામ પ્રતાપ પ્રગટ કલીમાંહીં
કલીકર એક પુનીત પ્રતાપા, [11]માનસ પુણ્ય હોઈ નહીં પાપા

દોઃ—કલીયુગ [12]સમ યુગ [13]આન નહીં, જૌનરકરી વીશ્વાસ
ગાઈ રામગુણ ગણુ [14]વીમલ, ભવતરૂ બીનહી પ્રયાસ
પ્રગટ ચારી [15]પદ ધર્મકે, કલીમહું એક [16]પ્રધાન
[17]યેન કેન વીધ દીન્હેહું, દાન કરે કલ્યાણ

ચોઃ—[18]નિતયુગ ધર્મ હોહીં સબકેરે, હૃદય રામ [19]માયાકે પ્રેરે
[20]શુદ્ધ સત્ય સમતા બીજ્ઞાના, કૃત પ્રભાવ પ્રસન્ન મન જાના
[21]સત્વ બહુત કછુ રજરતી કર્મા, સબબીધ શુભત્રેતાકર ધર્મા
[22]બહુરજ સ્વલ્પ સત્વ કછુ તામસ, દ્વાપર હર્ષ શોકભય માનસ
[23]તામસ બહુત રજોગુણ થોરા, કલીપ્રભાવ વીરોધ ચહું ઓરા
[24]બુધ યુગધર્મ જાની મનમાંહીં, તજી અધર્મરત ધર્મ કરાહીં
[25]કાલકર્મ નહીં વ્યાપહીં તાહીં, રઘુપતી ચરણ પ્રીતી અતી જાહીં
નટકૃત કપટ બીકટ ખગરાયા, નટ સેવકહીં ન વ્યાપૈં માયા

## કાક ગરૂડ બારમો પ્રસંગ.

### ( કાકના ગુરૂએ કરેલી સીવજીની સ્તુતિ. )

છંઃ—[1]નનામીશ મીશાન નીર્વાણ રુપમ્, વીભું વ્યાપક બ્રહ્મ વેદ સ્વરુપમ્
[2]અજં નીર્ગુણં નીર્વિકલ્પં નીરીહમ્, ચીદાકાશ માકાશ વાસં ભજેહમ્
[3]નીરાકાર મોંકારમૂલં તુરીયમ્, ગીરાજ્ઞાન ગોતીતમીશં ગીરીશમ્

---

૭ ભજો. ૮ સહિત ૯ મહિમા—કથા ૧૦ ભવ સાગર તરેજ. ૧૧ મનથી થએલાં પુણ્ય ફળ આપે પણ મનથી થએલાં પાપ ફળ આપતાં નથી. ૧૨ જેવો. ૧૩ બીજો. ૧૪ પવિત્ર. ૧૫ પગ. ૧૬ મુખ્ય. ૧૭ આપવું અને મરવું તે બરાબર છે માટે ભલે કચવાઇને પણ દાન કરવું, તેનું ફળ છે. (આથી સુપાત્રે દાનવિધિનો લોપ થતો નથી). ૧૮ હમેશાં યુગના ધર્મો અનુભવ થય છે. ૧૯ માયાની પ્રેરણાથી. ૨૦ હૃદયમાં જ્યારે શુદ્ધ પણું, સત્યતા, શાંન્તી તત્વજ્ઞાન અને મનની પ્રસન્નતા હોય ત્યારે સત્યયુગ સમજવો. ૨૧ સત્વગુણ ઘણો અને થોડો રજોગુણ હોયતો ત્રેતા. ૨૨ ઘણો રજોગુણ થોડો સત્વ અને થોડો તામસ ગુણ હોય તો હર્ષ, શોક તથા ભયવાળો દ્વાપરયુગ સમજવો. ૨૩ તમોગુણ ઘણો રજોગુણ થોડો અને ચારે તરફ પ્રતિકુળતા એજ કળીયુગ, ૨૪ ચતુર પુરૂષો યુગના ધર્મ મનમાં સમજીને અધર્મમાંથી પ્રીતી ખેંચી લે છે અને ધર્મ કરે છે. ૨૫ નટની કરેલી ગમે તેવી વીકટ—કપટજાળ હોય તો પણ તે માયા તેના સેવક (જંબુરા) ને અસર કરતી નથી, તેમ પ્રભુ ચરણમાં જેને ઘણી પ્રીતિ છે એવા ભક્તોને પ્રભુની માયા અસર કરતી નથી.

કાગભુશંડીએ ગુરૂનો અનાદર કર્યો છે તે વખતે ગુરૂ કાંઇ બોલ્યા નથી પણ સદાશીવે શ્રાપ આપ્યો હતો તેમાંથી બચાવવા ગુરૂ સ્તુતી કરે છે. ૧ હે પ્રભુ આપ સર્વના સ્વામી છો તથા મોક્ષ સ્વરૂપ છો, સમર્થ છો, વ્યાપક છો, તથા બ્રહ્મમય છો ૨ અજન્મા, ગુણાતીત, સંકલ્પથી રહિત, નિરિહમ્ (ક્રીયાથી રહિત), ચિદાકાશરૂપ તથા હૃદયાકાશમાં વસનાર, આપને હું ભજુછું. ૩ નિરાકાર, ઓંકારના મુળ રૂપ, વાણી,—ઇંદ્રીયો તથા મનથી પર, તથા કૈલાસના સ્વામી.

[૪]કરાલં મહાકાલ કાલં કૃપાલુમ્, ગુણાગાર [૫]સંસાર પારં [૬]નતોહમ્
[૭]તુષારા દ્રીસંકાશ ગૌરં ગભીરમ્, [૮]મનોભૂત કોટીપ્રભા શ્રી શરીરમ્
[૯]સ્પુરન્મૌલી કલ્લોલીની ચારુગંગા, [૧૦]લસત ભાલ બાલેંદુ કંઠે ભુજંગમ્
[૧૧]ચલત્કુંડલં શુભ્રનેત્રં વીશાલમ્, [૧૨]પ્રસન્નાનનં નીલકંઠં દયાલુમ્
[૧૩]મૃગાધીશચર્માબરં મુંડ માલમ્, [૧૪]પ્રીયં શંકરં સર્વનાથં ભજામી
પ્રચંડ [૧૫]પ્રકૃષ્ટં [૧૬]પ્રગલ્ભં પરેશમ્, અખંડ અજં [૧૭]ભાનુકોટી પ્રકાશમ્
[૧૮]ત્રયીશૂલ નીરમૂલનં શૂલ પાણીમ્, [૧૯]ભજેહં ભવાની પતીં ભાવ ગમ્યમ્
[૨૦]કલાતીત કલ્યાણ કલ્પાંતકારી, [૨૧]સદાસજ્જનાનંદ દાતા પુરારી
[૨૨]ચીદાનંદ સંદોહ મોહાપહારી, [૨૩]પ્રસીદ પ્રસીદ પ્રભો ! મન્મથારી
[૨૪]નયાવત્ ઉમાનાથ ! પાદર વીંદમ્, ભજંતીહ લોકે પરે વા નરાણામ્
નતાવત્ સુખં શાંતી સંતાપનાશમ્, [૨૫]પ્રસીદ પ્રભો સર્વ ભુતાધી વાસમ્
[૨૬]ન જાનામી યોગં જપં નૈવ પૂજામ્, [૨૭]નતોહં સદા સર્વદા શંભુ ! તુભ્યમ્

---

૪ સાપ આદિના ભુષણથી વિકરાળ તથા મહાકાળના પણ કાળ અને દયાળુ, ૫ સંસારના સારરૂપ. ૬ હું આપને નમું છું ૭ સદા બરફ રહેવાથી સફેદ દીસતા હીમાલય જેવા ગૌર શરીરવાળા તથા ગંભીર. ૮ કરોડા કામદેવો જેવી કાન્તીથી શોભતા શરીરવાળા. ૯ જેમના મુગટમાં હજારો તરંગવાળી સુંદર ગંગા શોભી રહી છે તે ૧૦ જેના લલાટમાં બાળ (અર્ધ) ચંદ્ર લટકી રહ્યો છે અને ડોકમાં ભુજંગો (સર્પ) છે તે ૧૧ જેના કાનમાં કુંડળો ડોલી રહ્યા છે, તથા ચળકતા તથા વિશાળ નેત્રોવાળા. ૧૨ પ્રસન્ન જેનું મુખડું છે અને લીલી કંઠ (ડોક) છે તે ૧૨ મૃગોના ધણી સીંહના ચામડારૂપી વસ્ત્રવાળાતથા કપાએલા માથાની માળા પહેરનાર. ૧૪ સર્વને પ્યારા અને સર્વનું કલ્યાણ કરનારા તથા સર્વના પતિ એવા હે સદાંશીવ ! આપને નમું છું. ૧૫ ઉત્કૃષ્ટ અને ૧૬ નિડર પ્રભુ ૧૭ કરોડો સૂર્યના જેવા પ્રકાશવાંળા. ૧૮ ત્રણે તાપને નિર્મુળ કરનાર તથા હાથમાં ત્રીશુળવાળા. ૧૯ હું તમને, હે ભવાનીના પતિ ! ભાવથી (પ્રેમથી) વશ થાઓ એવા સમજી ભજું છું. ૨૦ કળાથીપર, કલ્યાણ કરનાર તથા કલ્પના અંતમાં પ્રલય કરનાર. ૨૧ સજ્જનોને સદા આનંદ આપનાર, દાતાર અને ત્રીપુરના શત્રુ. ૨૨ ચિદાનંદના સમુહરૂપ તથા મોહને હરનાર. ૨૩ હે મન્મથના અરી (કામદેવ) હે કામદેવના શત્રુ ! પ્રભુ ! મારા પર પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ, ૨૪ હે પાર્વતિના પતિ ! જ્યાં સુધી આપનાં ચરણારવીંદને ભજે નહીં ત્યાં સુધી, માણસને આ લોક અગર પરલોકમાં સંતાપને નાશ કરવાવાળું સુખ અગર શાંતી મલતી નથી. ૨૫ તમામ પ્રાણી માત્રના વાસરૂપ હે નાથ ! પ્રસન્ન થાઓ. ૨૬ હું કાંઇ યોગ, જપ અગર પુજા વિધિ જાણતો નથી. ૨૭ હું તો, હે સદાશિવ ! સદા આપને નમું છું, નમવાનુંજ જાણું છું.

[૨૮]જરા જન્મ દુઃખૌઘતા તપ્યમાનમ્, [૨૯]પ્રભો! પાહી શાપાત્ નમામીશ શંભો !

*　*　*　*　*

દોઃ—[૩૦]તવ માયાવશ જીવ જડ, સંતત ફીરૈ ભુલાન
તેહીપર ક્રોધ ન કરીય પ્રભુ, કૃપાસીંધુ ભગવાન !

## કાક ગરૂડ તેરમો પ્રસંગ.

ચો;—[૧]ક્ષમાશીલ જે પર ઉપકારી, તે દ્વીજ ! પ્રીય મોહી યથા ખરારી
મોર શાપ દ્વીજ વ્યર્થ ન જાઈહી, [૨]જન્મ સહસ્ર અવશ્ય યહ પાઈહી
[૩]જન્મત મરત દુસહ દુઃખ હોઈ, ઇહી કહૈં સ્વલ્પ ન વ્યાપૈ સોઈ
[૪]કવનેહુ જન્મ મીટીહીં નહીં જ્ઞાના, સુનહુઁ [૫]શૂદ્ર મમ બચન પ્રમાણા
[૬]રઘુપતી પુરી જન્મ તવ ભયઉ, [૭]પુની તૈં મમ સેવા મન દયેઉ
[૮]પુરી પ્રભાવ અનુગ્રહ મોરે, રામભકતી ઉપજીહી ઉર તોરે
શ્રુણુમમ બચન સત્ય અબ ભાઇ, [૯]હરી તોષણ વ્રત દ્વીજ સેવકાઈ
અબ [૧૦]જની કરસી વીપ્ર અપમાના, [૧૧]જાનેસી સંત અનંત સમાના
[૧૨]ઇદ્ર કુલીશ મમ શૂલ વીશાલા, કાલદંડ હરીચક્ર કરાલા
[૧૩]જો ઇન્હકર મારા નહીં મરઈ, વીપ્રદ્રોહ પાવક સો જરઈ
અસ વીવેક રાખેહુ મનમાંહી, તુમ કહઁ જગ દુર્લભ કછું નાહીં



## કાક ગરૂડ ચૌદમો પ્રસંગ ( કાક લોમશ સંવાદ )

ચોઃ—[૧]કબહુ કી દુઃખ સબકર હીત તાકે, [૨]તેહી કી દરીદ્ર પારસમણી જાકે
[૩]કામી પુની કી રહે અકલંકા, [૪]પરદ્રોહી કીમી હોઈ નીશંકા
[૫]બંશ કી રહ દ્વીજ અનહીત કીન્હે, [૬]કર્મકી હોહી સ્વરૂપહી ચીન્હૈ

---

૨૮ હુંતો જરા જન્મ વીગેરે દુઃખોના સમુંહથી તપી ગએલો છઉં, ૨૯ હે પ્રભુ ! હે સદાશીવ ? શાપથી ( કાગ ભુશંડીને ) મુક્ત કરો. હું આપને નમું છઉં. ( આ સ્તુતીથી શીવજી પ્રસન્ન થયા બ્રાહ્મણને કહ્યું. માગ માગ " તેથી ગુરૂ માગેછે કે ) ૩૦ હે કૃપાના ભંડાર રૂપ ભગવાન ! આપની માયાને વશને જડ જીવો હંમેશાં બાવરાની માફક ફર્યાં કરે છે. તેન ઉપર હે પ્રભુ ! ક્રોધ કરો નહીં. એટલે કાગ રૂષી ને માફ કરો.

આ સાંભળી સદાશીવે ક્ષમા કરી અને બોલ્યાકે ૧ જેઓ ક્ષમા શીલ તથા પારકાના ઉપર ઉપકાર કરનાર છે તે હે બ્રાહ્મણ મને રામજી જેવો વ્હાલો છે. ૨ તેને હજાર જન્મતો જરૂર થશે ૩ જન્મ મરણના દુસહ દુખ છે પણ તેને (કાગ રૂષીને) જરાએ નહીં થાય. ૪ કોઇપણ. ૫ હે શુદ્ર! હે શીષ્ય (કાગરૂષિ) ૬ અયોધ્યા માં ૭ વળી તને મારી શેવામાં પ્રેમ થયો છે ૮ અયોધ્યામાં જન્મ અને મારી કૃપા, તેથી રામની ભક્તિ તારા હૃદયમાં ઉપજશે ૯ પ્રભુ પ્રસન્ન થાય તેવા વ્રત કરજે, બ્રાહ્મણોની શેવા કરજે, ૧૦ નહીં ૧૧ સંતને પ્રભુ સમાન ગણજે. ૧૧ ઇંદ્રના વજ્રથી અગર મારા મોટા ત્રીશુળથી અગર કાલના દંડેથી અગર હરીના કરાળ ચક્રથી ૧૩ માર્યો ન મરે પણ વીપ્રના દ્રોહરૂપી અગ્નિ માં તે બળીને ખાખ થઇ જાય. (પછી તેને અવ્યાહત [ કોઇથી ન અટકે તેવી ] ગતીનું વરદાન આપ્યું.

કાગ રૂષિ કહે છે કે હે ગરૂડજી ? ઘણા અવતારો ભોગવ્યા પછી મને બ્રાહ્મણનો અવતાર મળ્યો. પ્રભુના દર્શન સિવાય મને કોઇ પણ પ્રકારની વાસના નહોતી. તેની શોધ માં હું ઘણા મુનીઓને મળ્યો પણ તેઓતો મને કહેવા લાગ્યાકે ઇશ્વરનું દર્શન તે હોય! સઘળું જગત ઇશ્વર મયછે એવી ભાવના કરવી એજ પ્રભુનું દર્શનછે " પણ આ નિર્ગુણ મત મને ગમતો નહીં. ફરતો ફરતો એક દિવસ હું લોમશ મુનિ પાસે આવ્યો, તે મુનિ તત્વજ્ઞાની હતા તેથી મને પણ તેવા તત્વજ્ઞાની સમજી ને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કર્યો કે બ્રહ્મતો અજન્મા, દ્વૈતથી રહિત, નિર્ગુણ પ્રાણી માત્રના હૃદયમાં વાસ કરનાર, કળાય નહીં તેવું, ક્રિયા રહિત, નામ તથા રૂપ રહિત, અનુભવથીજ સમજાય તેવું અખંડ અને ઉપમા રહીત; વીગેરે વીગેરે એવું છે, તે તું છો અને જે તું છો તે તે છે. જેમ જળ અને તરંગમાં ભેદ નથી તેમ જીવ અને બ્રહ્મમાં ભેદ નથી, એવું વેદ કહે છે. " આવી રીતે લોમશે મને ઘણો સમજાવ્યો પણ નિર્ગુણ મત મારા મનમાં આવ્યો નહીં. પછી મેં સગુણ ની માગણી કરી ત્યારે લોમશે મને રૂડી કથા સંભળાવી તેમાં પણ સગુણનું ખંડન કરી નિર્ગુણ મતનું પ્રતિ પાદન કરવા માંડ્યું. આ વખતે મેં લોમશ મુનીને ઘણા પ્રત્યુત્તરો કરી ને નિર્ગુણનું ખંડન કરવા માંડ્યું અને સગુણમાં પ્રીતિ બતાવી આખરે લોમશ ખીજવાયા ક્રોધે ભરાયા ત્યારે મેં મનમાં વિચાર કર્યો કે " આ મુનીમહારાજ લોમશ અદ્વૈત બ્રહ્મની વાતો કરે છે પણ ક્રોધ કરતાં વાર લગાડતા નથી. દ્વૈત બુદ્ધિ વિના ક્રોધ સંભવે નહીં. અને અજ્ઞાન વિના દ્વૈત બુદ્ધિ પણ ન હોય " આથી મને ખાત્રી થઇકે લોમશ ને પણ દ્વૈત બુધ્ધિ અને દ્વૈત ના મુળ રૂપ અજ્ઞાન છે. ,, આવો આપણને પણ ઘણીવાર અનુભવ થાય છે. આવા મીથ્યા બ્રહ્મવાદીઓનાં દ્રષ્ટાંત પાર વીનાનાં છે. માટે એવા રગડામાં ન ઉતરતાં સગુણ ઉપાસના કરવી. તે કરતાં કરતાં મનમાંથી રાગદ્વેષ-મટી જાય એટલે વ્હાલું અળખામણું મટી જાય, વાસનાનો ક્ષય થાય, કામ ક્રોધાદિ દમી જાય, એ પ્રમાણે મનને તાલીમ આપવી એજ નિર્ગુણની સડક છે એમ સમજવું હવે ચોદમાં પ્રસંગ સાંભળો જીવ અને બ્રહ્મનો ભેદ બતાવેછે. ૧ ( જો જીવ બ્રહ્મરૂપ હોય તો ) તેને દુઃખથવું સંભવે! ૨ જેની પાસે પારસમણી હોય તે ભીખારી ગણાય ! કામી કરૂપ કદી પણ નિષ્કલંક સંભવે ? ૪ પારકાનો દ્રોહ કરનાર કદી નિર્ભય રહી શકે ! ૫ બ્રાહ્મણનું બગાડવાથી વંશ રહે ? ૬ સ્વસ્વરૂપનું જ્ઞાન થયા પછી કર્મ રહી શકતાં હશે ?

[૭]કાહુહી સુમતી કી ખલસઁગ જામી, [૮]શુભગતી પાવકી પર તીયગામી
રાજકી રહૈ નીતી બીનુ જાને, [૯]અઘ કી રહે હરીચરીત બખાને
[૧૦]ભવકી પરહી પરમારથ બિંદક, સુખી કી હોહી કબહુ [૧૧]પર નીંદક
પાવન યશ કી પુણ્ય બીનુ હોઇ, [૧૨]બીનુ અઘ અપશ કી પાવૈ કોઇ
લાભ કી કછુ હરી ભકતી સમાના, જેહી ગાવહીં શ્રૃતી સંત પુરાના
[૧૩]હાની કી જગ એહીસમ કછુ ભાઇ, ભજીય ન રામહીં નરતનુ પાઇ
[૧૪]અઘ કી હોઈ તામસ સમ આના, ધર્મ કી દયા સરીસ [૧૫]હરીઆના !
[૧૬]ઈહીબીધી અમીત જુકતી મન ગુણેઉ, મુની ઉપદેશ ન સાદર સુનેઉ
પુની પુની સગુણ પક્ષ મૈં [૧૭]રોપા, તબ મુની બોલે બચન [૧૮]સકોપા
મુઢ ! પરમ [૧૯]શીખ દેઉ ન માનેસી, ઉતર પ્રત્યુત્તર બહુ, [૨૦]આનેસી
સત્ય બચન વીશ્વાસ ન કરહી, [૨૧]વાયસ ઈવ સબહીસન ડરહી
શઠ ! સપક્ષ તબ હ્રુદય બીશાલા, સપદી હોહી પક્ષી ચંડાલા
લીન્હ શાપ મૈં શીશ ચઢાઈ, [૨૨]નહિ કછુ ભય ન દીનતા આઈ

* * * * * *

દો: -[૨૩]ઉમા જે રામ ચરણ[૨૪]રત, [૨૫]વીગત કામ મદ ક્રોધ
[૨૬]નીજ પ્રભુમય દેખહી જગત, કાસન કરહી વીરોધ

## કાક ગરૂડ પંદરમો પ્રસંગ.

દો:—ભકતપક્ષ [૧]હઠ કરી રહેઉ, દીન્હ મહાઋષી શાપ
[૨]મુની દુર્લભ વર પાએઉ, દેખહુ ભજન પ્રતાપ

ચો:—જે અસ ભકતીજાની [૩]પરીહરહી, કેવલ જ્ઞાન [૪]હેતુશ્રમ કરહી
[૫]તે જડ કામધેનુ ગૃહ ત્યાગી, ખોજત આક ફીરહી પયલાગી
સુનુ ખગેશ હરીભકતી [૬]બીહાઈ, જે સુખ ચાહહી [૭] આન ઉપાઇ
[૮]તે શઠ મહાસીંધુ બીનુ તરણી, પૈરી પાર ચાહત જડ કરણી

---

૭ ખળ પુરૂષોના સંગમાં રહેવાથી સદ્બુધ્ધિ રહી શકે ? ૮ પર સ્ત્રીમાં પ્રેમ કરનારને શુભ ગતિ મળતી હશે ? ૯ પાપ ૧૦ પરમારથ ને જાણનાર ભવમાં પડતો હશે ? ૧૧ પારકી નીંદા કરનાર ૧૨ પાપ વિના અપયશ કોઇને મળતો હશે ? ૧૩ મનુષ્યાવતાર મળ્યો અને પ્રભુ ન ભજીએ તો તેના જેવી કઈ હાની છે ? ૧૪ ક્રોધના જેવું પાપ કયુ ? ૧૫ હે ગરૂડજી ! ૧૬ આ પ્રમાણે જીવ તે બ્રહ્મ કેમ સંભવે તેમ વિચાર કરતાં લોમશ મુનીના ઉપદેશમાં મને પ્રીતિ થઇ નહીં. ૧૭ ખેચ્યાં ૧૮ ક્રોધથી ૧૯ ઉપદેશ ૨૦ કરોછો ૨૧ કાગડાની માફક સર્વથી ડરે છે એટલે સર્વમાં શંકા કરે છે ? હે શઠ ! તારા હ્રદયમાં ઘણીજ ડંડાઇ છે. માટે એકદમ કાગડો બની જા. ૨૨ બીકતા આવી નહીં ( શાપ પામતાં કશો ક્રોધ ન થાય એજ ભકતના લક્ષણ ) ૨૩ શંકર કહે છે કે હે ઉમા ૨૪ પ્રેમ ૨૫ કામ ક્રોધથી રહીત હોય છે તે ૨૬ જગતને પોતાના પ્રભુ મય દેખે છે અને કોઇની સાથે વૈર કરતા નથી.

૧ હઠ કર્યા માટે ૨ પણ મુનીને ન મળે તેવા ૩ તજીદે ૪ માટે મહેનત કરે. ૫ તે મૂરખ ઘરમાં કામ ધનુ તજીને દુધ માટે આકડાને શોધે છે ૬ તજીને ૭ બીજા ૮ તે જડ કરણીવાળો માણસ વહાણ વિના સાગર તરવાની ઇચ્છા કરે છે.

સુની ભુશુંડીકે બચન ભવાની ! બોલેઉ ગરૂડ હર્ષિ સદુબાની
તવ [9]પ્રસાદ પ્રભુ મમ ઉરમાંહી, સંશય શોક મોહભ્રમ નાહી
[10]સુનેહુ પુનિત રામગુણગ્રામા, તુમ્હરી કૃપા [11]લહેઉ વિશ્રામા
એક બાત પ્રભુ ! પુછૌ તોહી, કહહુ [12]બુઝાઈ કૃપાનીધી ! મોહી
કહહીં સંત મુની વેદ પુરાણા, [13]નહીં કછુ દુર્લભ જ્ઞાન સમાના
[14]સો મુની તુહ્મસન કહેઉ ગુસાંઇ, નહી આદરેઉ ભક્તિકી નાઈ
જ્ઞાનહીં ભકતીહીં અંતર કેતા, સકલ કહહુ [15]પ્રભુ કૃપાનીકેતા !
સુની [16]ઉરગારી બચન સુખમાના, સાદર બોલેઉ કાગ સુજાના
જ્ઞાનહીં ભકતીહીં નહિ કછુ [17]ભેદા, [18]ઉભય હરહી ભવ સંભવ ખેદા
[19]નાથ ! મુનીશ કહહુ કછુ અંતર, સાવધાન હોઈ સુનુ [20]વીહંગવર
જ્ઞાન બીરાગ યોગ બીજ્ઞાના, યે સબ પુરુષ સુનહુ [20]હરીયાના
પુરુષ પ્રતાપ પ્રબલ [21]સબ ભાઁતી, [22]અબલા અબલ સહજ જડ જાતી

*  *  *  *  *

સો:—[23]જે મુની જ્ઞાન નીધાન, મૃગનયની વીધુ મુખ નીરખી
બીકલ હોહી હરીયાન ! નારી વીશ્વમાયા પ્રગટ

ચો:—ઇહાઁન પક્ષપાત કછુ રાખોં, વેદપુરાણ સંતમત [24]ભાખોં
[25]મોહ ન નારી નારીકે રુપા, પન્નગારી યહ નીતી અનૂપા
માયા ભકિત સુનહુ પ્રભુ ! દોઉ, નારીવર્ગ જાને સબ કોઉ
[26]પુની રઘુવીરહીં ભકિત પીયારી, [27]માયા ખલુ નર્તકી વિચારી
ભકિતહી સાનુકુલ રઘુરાયા, તાતે [28]તેહી ડરપતિ અતિ માયા
રામભક્તિ [29]નીરૂપમ નીરૂપાધી, બસૈ જાસુ ઉર સદા [30]અબાધી
[31]તેહી બીલોકી માયા સકુચાઇ, કરી ન સકૈ કછુ નીજ [32]પ્રભુતાઈ
અસ વીચારી જે મુની વીજ્ઞાની, [33]યાચહિ ભકિત સકલગુણ ખાની

૯ કૃપા. ૧૦ આપની પાસેથી રામના ચરિત્ર સાંભળ્યા ૧૧ મને શાંતી થઈ ૧૨ સમજાવીને [ કહો ] ૧૩ બ્રહ્મજ્ઞાન સમાન એકે દુર્લભ નથી. જ્ઞાના **દેવત્તુ કૈવલ્યં** શ્રુતિ કહે છે કે જ્ઞાનથી મોક્ષ મલે છે) ૧૪ તે તમને લોમશ મુનીએ કહ્યું પણ આપે ભક્તિના સમાન તેનો અંગીકાર કર્યો નહીં. ૧૫ [ હવે કાગમાં [ ગુરૂમાં ] પ્રભુ ભાવ સમજીને ગુરૂજી ઘણાજ વિવેકથી વાત કરેછે) હે કૃપાના ભંડાર રૂપ પ્રભુ જેવા ગુરૂજી ૧૬ હે ગરૂડજી ૧૭ તફાવત ૧૮ બેઉ ભવના ખેદને હરનાર છે ૧૯ હે ગરૂડજી ? મુનીઓ જે અંતર બતાવેછે તે સાવધાન થઇને સાંભળો. ૨૦ ગરૂડજી ૨૧ દરેક રીતે ૨૨ ભક્તિ સ્ત્રી જાતિ અબળા અને જડ જાતી છે, [ પણ ભક્તિ રૂપિ સ્ત્રીમાં રામ રૂપિ પુરૂષને વશ કરવાનું બળ છે] ૨૩ [ માયા રૂપિ સ્ત્રી ભક્તિ રૂપી સ્ત્રીમાં મોહ કરતી નથી પણ જ્ઞાન રૂપિ પુરૂષોમાં મોહ કરે છે તે વાત કરે છે. ) જે જ્ઞાનવાન મુનીઓ છે તે પણ કમલ સરખી આંખો વાલી તથા ચંદ્ર સરખા મુખવાલી સ્ત્રી જોઇને હે ગરૂડજી વિકળ બને છે. સ્ત્રીરૂપી માયા જગતમાં પ્રગટ છે. ૨૪ કહું છઉં ૨૫ સ્ત્રીને સ્ત્રીના રૂપમાં મોહ ન થાય [ માયા રૂપી સ્ત્રીને ભક્તિ રૂપી સ્ત્રીમાં મોહ થાય નહીં. રંગ આવે નહી. ) ૨૬ તે બેઉ રામની સ્ત્રી પણ રામને ભક્તિ વ્હાલી છે. ૨૭ માયા ખરેખર ઠગારી અગર નાચનારી છે. ૨૮ ભક્તિથી માયા ડરે છે. ૨૯ ઉપમા તથા ઉપાધી રહીત. ૩૦ એક રસ. ૩૧ તેને જોઇને માયા થડકી જાય છે. ૩૨ હરકત. ડહાપણ. ૩૩ માગે છે.

દોઃ—યહ રહસ્ય [૩૪]રઘુનાથ કર,[૩૫] બેગીન જાને કોઈ
જાને-તે રઘુપતી કૃપા, [૩૬]સપનેહુ મોહ ન હોઇ

## કાક ગરૂડ સોળમો પ્રસંગ.

દોઃ—[૧]આરૌ જ્ઞાન ભકિતકર, ભેદ સુનહુ પરવીન !
[૨]જો સુની હોહિ રામપદ, પ્રીતીસદા અવિછીન
ચોઃ—સુનહુ તાત યહ [૩]અકથ કહાની, [૪]સમુઝત બનૈ ન જાઇ બખાની
[૫]ઇશ્વિર અંશ જીવ અવીનાશી, ચેતન અમલ સહજ સુખરાશી
[૬]સો માયાવશ ભએઉ ગુસાંઈ, બંધ્યો કીર મરકટકી નાઈ
જડ ચેતનહી [૭]ગ્રંથી પરીગઇ, [૮]યદપી મૃષા છુટત કઠીનાઈ
તબતેં જીવ ભએઉ સંસારી, ગ્રંથીન છુટ [૯]ન હોઈ સુખારી
શ્રુતીપુરાણુ બહુ કહેઉ ઉપાઈ, [૧૦]છુટ ન અધીક અધીક અરુઝાઈ
જીવ હૃદય [૧૧]તમ મોહ વીશેખી, [૧૨]ગ્રંથી છુટ કીમી પરૈ ન દેખી
અસ સંયોગ [૧૩]ઇશ જબકરઈ, તબહુ કદાચીતસો [૧૪]નીરૂ અરઈ
[૧૫]સાત્વીકી શ્રધ્ધા ધેનુ સુહાઇ, [૧૬]જો હરીકૃપા હૃદય બસ આઇ
તપ વ્રત સંયમ નીયમ અપારા, જો શ્રુતીકહ શુભધર્મ અચારા
[૧૭]સોઈ તૃણુ હરીત ચરૈ જબ ગાઈ, ભાવવત્સ શીશુ પાઇ પન્હાઈ
[૧૮]નાઇ નિવૃતી પાત્ર વીશ્વાસા, નીર્મલમન અહીર નીજ દાસા
[૧૯]પરમ ધર્મ મય પય દુહી ભાઈ, [૨૦]અવટૈ અનલ અકામ બનાઈ
[૨૧]તોષ મરૂત તબ ક્ષમા જુડાવૈ, [૨૨]ધૃતીસમ જાવન દેઈ જમાવૈ
[૨૩]મુદીતા મથૈ વીચાર મથાની, [૨૪]દમ અધાર રજુ સત્ય સુબાની
[૨૫]તબ મથી કાઢી લેઈ નવનીતા, વીમલ વીરાગ સુભગ સુપુનીતા

---

૩૪ રામચંદ્રજીનું ૩૫ જલદીથી- સહેજમાં સમજાય તેવું નથી. ૩૬ તેને સ્વપ્નામાં પણ મોહ થાય નહીં.

૧ બીજો ૨ જે સાંભળવાથી રામના ચરણમાં અખંડ પ્રીતિ થશે. ૩ ન કહી શકાય તેવી ૪ સમજણુ પડેતો કામ થઇ જાય પણ તેનું પુરેપુરૂં વર્ણુન બની શકે તેમ નથી ૫ જીવ ઇશ્વરનો અંશ. અવીનાશી તે માયાને વશ થઇ જવાથી પાંજ ામાં પડેલા પોપટ અગર મદારીને કબજે આવેલા વાંદરાની માફક બંધાઇ ગયોછે. ૭ ગાંઠ પડી ગઈ છે. ૮ તે ગાંઠ ભલે ખોટી પણુ છોડવી કઠણુ છે. ૯ સુખ મળે નહીં. ૧૦ પણુ તે ગાંઠ છોડવા જતાં વધારે વધારે ગુંચવાતી (નીગડ થતી) જાય છે. ૧૧ અજ્ઞાન ૧૨ તે ગાંઠ નજરે પણુ પડતી નથી. ૧૩ પ્રભુ કરેતો ૧૪ છુટે. ૧૫ સાત્વિક શ્રધ્ધા રૂપી સુંદર ગાય ૧૬ હરી કૃપાથી હૃદયમાં વસી જાયતો ૧૭ તે રૂપી લીલું ખડ જો તે ગાય ખાયતો તો તેને ભાવ ( પ્રેમ:] રૂપી વાછરડો પારસો મુકાવી શકે. ૧૮ નિવૃત્તિ રૂપી નોંધણું અને વિશ્વાસ રૂપી વાસણુ અને નિર્મળ મન રૂપી ગોવાળ ૧૯ પરમ ધર્મ રૂપી દુધ ૨૦ તે દુધને નિષ્કામ કર્મ રૂપી અગ્નિ ઉપર ઉનું કરે. ૨૧ પછી-ક્ષમા નામની દાસા સંતોષના પવનથી ઠારે. ૨૨ ધીરજ સમાન મેળવણુ નાંખીને તેને જમાવે, ૨૩ પછી પ્રસન્નતા નામની દાસી વિચાર રૂપી રવાઇથી મથે. ૨૪ દમ રૂપી થાંભલીમાં સત્યવાણી રૂપી દોરીથી વિચાર રૂપી રવાઇને બાંધે ૨૫ નિર્મળ વૈરાગ્ય રૂપી ઉત્તમ પવિત્ર માખણુ મળે છે, યોગા અગ્નિથી શુભા શુભ કર્મ રૂપી કાષ્ટો સળગાવી તે માખણુમાંથી બુદ્ધિ રૂપી સ્ત્રી મમતા રૂપી છાશ બાળી નાંખે છે ત્યારે વિજ્ઞાન રૂપી શુદ્ધ ઘી થાય છે તે ઘીને ચીત રૂપી કોડીઆમાં બરાબર ભરે તેમાં તુરીયા અવસ્થા રૂપી રૂની વાટ બનાવી મુકે તો )

સોઃ—એહીવીધી લે સો દીપ, તેજરાશી બીજ્ઞાનમય
જાતહીં તાસુ સમીપ, જરહીં મદાદીક શલભ સબ

## કાકગરૂડ સત્તરમો પ્રસંગ

ચોઃ—[1]સોહમસ્મિ ઇતી વૃતી અખંડા, દીપ શીખા સોઈ પરમ પ્રચંડા
આતમ અનુભવ સુખ સુપ્રકાશા, તબ [3]ભવમૂલ ભેદભ્રમ નાશા
પ્રબલ [4]અવીદ્યાકર પરીવારા, મોહઆદી તમ મીટૈ અપારા
તબ સોઇ બુદ્ધી પાઇ ઉજીઆરા [5]મઉરગ્રહ બૈઠી ગ્રંથી નીરૂઆરા
[6]છોરન ગ્રંથી પાવ જબ સોઈ, તબ યહ જીવ કૃતારથ હોઇ
[7]છોરન ગ્રંથી જાની ખગરાયા, વીઘન અનેક કરહીં તબ માયા
રિદ્ધીં સીદ્ધી [8]પ્રેરૈ બહુ ભાઇ, બુદ્ધીહીં લોભ દેખાવહીં જાઇ
[9]કલ વલ છલ કરી જાઈ સમીપા, અંચલ બાત બુઝાવહીં દીપા
[10]હોઈ બુદ્ધી જો પરમ સયાની, તીન્હ સન ચીતવ ન અનહીત જાની
[11]જો તેહીં બીઘન બુદ્ધિ નહીં બાધી, તો બહોરી સુર કરહીં ઊપાધી
[12]ઇંદ્રીયદ્વાર ઝરોખા નાના, તહઁ તહઁ સુર બૈઠે કરી થાના
આવત દેખહીં વીષય [13]વીયારી, તે હઠી દેઈ કપાટ ઉઘારી
[14]જબ સો પ્રભંજન ઉરગૃહ જાઇ, તબહીં દીપબીજ્ઞાન બુઝાઈ
[15]ગ્રંથી ન છુટી મીટા સો પ્રકાશા, બુદ્ધી બીકલભઈ વીષયવતાસા
[16]ઇંદ્રીય સુરન્હ ન જ્ઞાન સુહાઈ, વીષય ભોગપર પ્રીતી સદાઈ
[17]વીષય સમીર બુદ્ધી કૃત ભોરી, તેહી વીધી દીપ કો વાર બહોરી
દોઃ—[18]તબ ફીર જીવ બીબીધ બીધ, પાવૈ સંસ્રતી ક્લેશ
હરીમાયા અતી દુસ્તર, તરી ન જાઇ વીહંગેશ ?

---

૨૬ આ પ્રમાણે તૈયાર કરેલા તેજોમય તથા વિજ્ઞાનમય દીવા પાસે તેના મદાદી પતંગીઆઓ જાય તો તેમાં બળીને ખાખ થઈ જાય.

૧ સો અહમ્ અસ્મિ—જે બ્રહ્મ તે હું છઉં એવા પ્રકારની અખંડ વૃતિ રૂપિ દીવાની પ્રચંડ શીખા રહે. ૨ તેથી આત્માના અનુભવ રૂપી સારો પડે. ૩ સંસારના મુળ રૂપ ભેદ ભ્રમ નાસ પામે ૪ માયાના. ૫ ત્યારે આ પ્રકાશનો લાભ લેઈને બુદ્ધિ હૃદય રૂપી ઘરમાં બેસીને હું દેહ છઉં " એવી ગાંઠને છોડે છે. ૬ જો ગાંઠ છુટી જાય તો. ૭ પણ હે ગરૂડજી ! જીવ તે ગાંઠ છોડે છે એમ સમજી માયા અનેક વિઘ્ન કરે છે. ૮ માયાની પ્રેરણાથી મળે છે તથા બુદ્ધિને તે માયા કેટલીએક લાલચોમાં લપટાવે છે ૯ તેમ કરીને તે માયા કળ, બળ અગર છળથી તે જ્ઞાન રૂપી દીવા પાસે ( હૃદયમાં ) પહોંચે છે અને પોતાના છેડાના પવનથી તે દીવાને બુજાવે છે. ૧૦ જો બુદ્ધિ ચતુર હોય તો તે ઋદ્ધિ સીદ્ધીઓને અત્યંત નુકશાન કરનારી સમજીને તેની સામું જોતીજ નથી. ૧૧ જો તે વિઘ્નમાં બુદ્ધિ બંધાતી નથી તો દેવ લોકો તેને ઉપાધી કરે છે. ૧૨ ઇંદ્રિયોના દ્વાર રૂપી જરૂખામાં દેવ લોક [ તે ઇંદ્રિયોના દેવ ) મુકામ કરીના બેઠા છે. ૧૩ વિષયનો પવન આવે છે તો બારણાં ઉઘડી જાય છે. ૧૪ વિષયનો પ્રભંજન ( પવન ) હૃદયમાં પહોંચે છે ત્યારે પેલા જ્ઞાનના દીવાને બુજાવી નાંખે છે. આટલા માટેજ ત્યાગીઓને અસંગ રહેવાની ખાસ જરૂર છે. સંતોતે વસ્તી બહાર રહેવાની જરૂર છે. ૧૫ આથી ગાંઠ ન છુટી અને પ્રકાશ પણ ગયો. તે અંધકારમાં બુદ્ધિ વિકળ થઇને વિષયમાં પડી ગઇ. ૧૬ ઇંદ્રિયોના દેવોને જ્ઞાન વાર્તા ગમતી નથી કારણ કે તેઓને હમેશાં વિષય ભોગ ઉપર પ્રીતિ હોય છે. ૧૭ વિષયના મદે બુદ્ધિને ભોળી કરી નાંખી ત્યારે આ પરિણામ આવ્યું. પણ તે દીવાને વારંવાર કોણ પ્રગટાવે ? ૧૮ આ દીવો બુજાઇ જતાં જીવ પાછો સંસાર ચક્રમાં પડે છે અને દુઃખ ભોગવે છે. ૧૯ તરી ન શકાય તેવી.

## કાકગરૂડ અઢાડમો પ્રસંગ

દોઃ—[1]કહત કઠીન સમુઝત કઠીન, સાધન કઠીન બીબેક
હોઈ ઘુણાક્ષર ન્યાયજો, પુની પ્રત્યુહ અનેક
ચો:—જ્ઞાનકી પંથ [2]કૃપાણુકે ધારા, પરત ખગેશ ન લાગે વારા
[3]જો નિરવિઘન પંથ નિર્બહઇ, સો કૈવલ્ય પરમપદ લહઈ
અતિ દુર્લભ કૈવલ્ય પરમપદ, સંતપુરાણુ નિગમ આગમ [4]વદ
[5]રામ ભજન સોઈ મુકિત ગુસાંઇ, ! અન ઇચ્છિત આવે વરિઆઈ
જીમી થલ બીનુજલ રહીં ન શકાહિ, કોટી ભાંતિ કોઊ કરે ઉપાઇ
તથા મોક્ષ સુખ શ્રુણું ખગરાઈ, રહી ન સકે હરીભકિત [6]બીહાઇ
અસ વિચારી [7]હરિ ભકત સયાને, મુકિત નીરાદરી ભકિત લુભાને
ભકિત કરત બીનુ યતન પ્રયાસા, [8]સંસૃતિ મૂલ અવીદ્યા નાસા
[9]ભોજન કરીય તૃપ્તિ હિત લાગી, જીમી સો અશન પચન જઠરાગી
અસ હરીભકિત સુગમ સુખદાઇ, કો અસ મૂઢ ન જાહી [10]સુહાઈ ?
દોઃ—[11]સેવક સેવ્ય ભાવ બીનુ, ભવ ન તરીય ઉરગારી !
ભજહુ રામપદ પંકજ, અસ સિદ્ધાંત વીચારી
[12]જો ચેતન કહૈં જડ કરૈ, જડહીં કરૈ ચૈતન
અસ સમર્થ રઘુનાયકહીં, ભજહીં જીવ તે ધન્ય

## કાકગરૂડ ઓગણીસમો પ્રસંગ

ચો:—પુની સપ્રેમ બોલેઉ ખગરાઉ, જો કૃપાલુ મોહી ઉપર [1]ભાઉ
નાથ મોહ નિજ સેવક જાની, સપ્ત પ્રશ્ન મન કહહુ બચાની

૧ આ બ્રહ્મ જ્ઞાનની વાતો કહેવી કઠણ સમજવી કઠણ તથા તેના સાધન પણ કઠણ, તેમ છતાં કદાચ બની જાય તો તેમાં વિઘ્નો પણ ઘણા ૨ તલવારની ધાર છે તેમાં પડતા પણ વાર લાગતી નથી. ૩ જો નિર્વિઘ્ને જ્ઞાનના માર્ગમાં જય મળે તો કૈવલ્ય મોક્ષ મળે. ૪ કહે છે ૫ પણ તે મુકિત પ્રભુની ભકિતથી બળાત્કારે આપણી પાસે આવે છે. નરસીંહ મહેતાજી ગાય છે કે,

પદ:—હરીના જનતો મુકતી ન માગે, માગે જનમો જનમ અવતારારે
નિત શેવા નિત કિર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારારે
ભુતળ ભકિત પદારથ મોટું અને બ્રહ્મ લોકમાં નાહીંરે૦ ”

૬ સિવાય. ૭ સમજુ હરી ભકતો મુકિતનો અનાદર કરીને ભકિતમાં લોભાય છે ૮ સંસારના મુળ રૂપ અવિદ્યા નાશ પામે છે. ૯ તૃપ્તિને માટે ભોજન કરીએ છઇએ, પછી તે ભોજનને પચાવવા માટે જઠરાગ્નિને આપણે ભલામણ કરવી પડતી નથી એટલે જઠરાગ્નિ પચાવવાનું કામ કરીજ લે છે તેમ ભકિતની પાછળ મુકિત ચાલીજ આવે છે ૧૦ ગમતી નથી ? ૧૧ ( હવે આચાર્ય મહાપ્રભુજીએ જે વાત કરી છે તે મતની વાત થાય છે) ૧૨ જે રામ ચંદ્ર ચેતનને જડ કરે અને જડને ચેતન કરે. (તો ગુરૂ મોટાછે પણ અજ્ઞાની બન્યા. અને કાગડો તે ગરૂડજીને બોધ કરે એ પ્રભુ બળ ).

હરિગુરૂ નીંદક [1]દાદુર હોઈ, [2]જન્મ સહસ્ત્ર પાવ તનુ સોઈ
[3]દ્વિજ નીંદક બહુ નરક ભોગ કરી, જગ જન્મૈ [4]વાયસ શરીર ધરી
[5]સુર શ્રુતિ નીંદક જો અભિમાની, રૌરવ નરક પરહીંસો પ્રાની
હોહી [6]ઉલુક સંત નીંદારત, [7]મોહનીશા પ્રીય જ્ઞાન ભાનુગત
સબકી નીંદા જો જઠ કરહીં, તે [8]ચમગાદુર હુઇ અવતરહીં

## કાકગરૂડ વીસમો પ્રસંગ

ચોઃ—સુનહુ તાત અબ [1]માનસરોગા, જીન્હતે દુઃખ પાવહીં સબ લોગા
મોહ સકલ [2]વ્યાધીન કર મૂલા, તેહિતેં પુની ઉપજહીં બહુ [3]શુલા
[4]કામ વાત કફ લોભ અપારા, ક્રોધપીત્ત નીજ છાતી જારા
[5]પ્રીતિ કરહુ જો તિનઉ ભાઈ, ઊપજૈ સન્નીપાત દુઃખદાઈ
[6]વિષય મનોરથ [7]દુર્ગમ નાના, તે સબ [8]શૂલ [9]નામકો જાના ?
[10]મમતા દદ્રુ [11]કંડું ઈર્ષાઈ, [12]કુષ્ટ દુષ્ટતા મન કુટીલાઈ
અહંકાર જો [13]દુઃખદ ડમરૂઆ, દંભ કપટ મદ માન [14]નહરૂઆ
તૃષ્ણા [15]ઉદર વૃદ્ધિ અતિભારી, [16]ત્રીવીધ ઈષણા તરૂણ તીજારી

+ + + + +

દોઃ—એક વ્યાધિ વશ નર મરહીં, યે [17]અસાધ્ય બહુ વ્યાધી
[18]સંતત પીડહીં જીવ કહં, સો કીમી લહૈંહીં સમાધી
નેમ ધર્મ આચાર તપ, જ્ઞાન યજ્ઞ જપ દાન
[19]ભેષજ પુની કોટીન્હ કરહી, રૂજ ન જાહીં હરીયાન !

---

હે કાગભુશંડી મહારાજ ! મને કૃપા કરી આ પ્રશ્નનો ખુલાસો કરો ૧ કયું શરીર દુર્લભ ? ૨ મોટામા મોટું દુખ કયું ? ૩ મોટામાં મોટું સુખ કયું ? ૪ સંત અસંતનો ધર્મ ? ૫ મોટામાં મોટું પુણ્ય કયું ? ૬ મોટામાં મોટું પાપ કયું ? ૭ કયા માનસ રેગ ગણાય ? તેના જવાબ. ૧ નર જેવો બીજો એકે દેહ નથી. જે દેહમાં ચારે તો ચડે અને ચુકે તો પડે. ૨ દરિદ્રતા જેવું દુખ નથી તે દરિદ્રતાના બે ભાગ છે. એક મનનો અસંતોષ અને બીજી ધનની; તેમાં બીજી કરતાં પ્રથમની વધારે ખરાબમાં છે, ૩ મોટામાં મોટું સુખ તે સંતોનો સમાગમ ૪ વચન મન અને કાયાથી પારકાનું ભલું કરે તે સંત અને પારકાનું સુખ જોઇ બળી મરે અગર તેને હરકત કરવા તૈયાર થાય તે અસંત ૫ અહિંસા એ મોટામાં મોટું પુણ્ય ૬ અને નિંદા તે મોટામાં મોટું પપ ૭ આ પ્રશ્નના ખુલાસા નીચેના વીશમા પ્રસંગમાં થશે. ) ૧ દેડકો ૨ હજાર જન્મ પછી શરીર મળશે. ૩ બ્રાહ્મણ ૪ કગડો ૫ દેવ તથા વેદ ૬ ઘુવડ ૭ તે ઘુવડ બનેલા જીવને મોહરૂપી રાત્રી પ્રીય લાગશે અને જ્ઞાનરૂપી સૂર્ય અપ્રીય લાગશે. ૮ ચામાચીડીયું.

૧ માનસીક એટલે મનના રોગો શરીરના રોગ કોઇ કોઇને થાય છે પણ આ રોગ તો મનુષ્ય માત્રને થાય છે. ૨ રોગ ૩ દુઃખો ૪ કામનારૂપી વાત, લોભરૂપી કફ અને ક્રોધરૂપી પિત્ત જીવની છાતી બાળી દે છે ૫ તે ત્રણે એકસંપ કરે તો ૬ વિષયની કામનાઓ ૭ ન પહોંચી શકાય તેવા ૮ દુઃખ ૯ કોણ તેના નામ આપી શકે ? ૧૦ મમતારૂપી દાદર ૧૧ ખરજવારૂપી ઈર્ષા ૧૨ કુટીલતારૂપી કોઢ ૧૩ દખદાપી [ ડમરૂઆ ] જળોદરનો વ્યાધી ૧૪ વાળા ૧૫ પેટ મોટું થવું. ૧૬ ત્રણ પ્રકારની તૃષ્ણા તે એકાંતરીયા તાવરૂપ ૧૭ ભયંકર ૧૮ સદા, હમેશાં જીવને પીડે છે તો તે જીવ સમાધી એટલે ઈશ્વરનું ધ્યાન ભજન શાતી કેમ મેળવી શકે ? ૧૯ એવી કોટી દવાઓ કરે તો પણ હે હરીયાન ? હે. ગરૂડજી ! તે માનસ રોગ મટે તેમ નથી.

ચોઃ—[20]ઇહિવિધિ સકલ જીવ જગ રોગી, શોક હર્ષ ભય પ્રીતી [21]બીયોગી
માનસ રોગ [22]કછુક મૈ ગાએ, હૈ સબકે [23]લખી વીરલન્હ પાએ
[24]જાને તે છીજહીં કછુ પાપી, નાશ ન પાવહીં જન [25]પરીતાપ
[26]વિષય કુપથ્ય પાઇ અંકુરે, મુનીન્હ હૃદય કા નર વાપુરે
રામકૃપા નાશહીં સબ રોગા, જો [27]યહિ ભાંતી બનૈ સંયોગા
સદ્‌ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, [28]સંયમ યહ ન વિષયકર આશા
[29]રઘુપતિ ભક્તિ સજીવન મૂરી, અનૂપાન શ્રદ્ધા અતી રૂરી
[30]ઈહી વીધ ભલે કુરોગ નસાહીં, નાહીત યતન કોટી નહીં જાઈ
જાનીય તબ મન [31]વીરૂજ ગુસાંઈ, [32]જબ ઉર બલ વીરાગ અધીકાઇ
સુમતિ ક્ષુધા બાઢૈ નીત નઇ. વિષય આશ દુર્બલતા ભઈ

## કાકગરૂડ એકવીસમો પ્રસંગ

ચોઃ—[1]વીમલ જ્ઞાન જલ પાય અન્હાઈ, તબ રહુ રામભક્તિ ઊર છાઇ
શીવ [2]અજ શુક સનકાદીક નારદ, જે મુની બ્રહ્મ વિચાર [3]વિશારદ
સબકર મત ખગનાયક એહા, કરીય રામ પદપંકજ નેહા
શ્રુતિપુરાણ સદ્‌ગ્રંથ [4]કહાહીં, રઘુપતિ ભક્તિ બીનાંસુખ નાહીં
[5]કમઠ પીઠ જામહીં બરૂ બારા, [6]વંધ્યા સુત વરૂ કાહુહી મારા
ફુલાહ [7]નભ વરૂ બહુ વિધ ફુલા [8]જીવ ન લહ સુખ પ્રભુ પ્રતિકુલા.
તૃષા જાઈ વરુ [9]મૃગજલ પાના, [10]વરૂ જામહીં શશ શિસ વિષાના
[11]અંધકાર વરૂ રવિહિ નસાવે, રામવિમુખ સુખ જીવ ન પાવૈ
[12]હિમતેં અનલ પ્રગટ વરૂ હોઈ, રામવિમુખ સુખ પાવ ન કોઈ

દોઃ—[13]વારી માથે વરૂ હોઈ ઘૃત, સીકતાતેં વરૂ તેલ
બીનુ હરીભજન ન ભવ તરીય, યહ સીદ્ધાંત [14]અપેલ
[15]મશકહીં કરહીં બીરંચી પ્રભુ, અજહી મશકતેં હીન

---

૨૦ આ પ્રકારે ૨૧ તો કોઈ વિયોગને દુઃખ ૨૨ કાંઈક ૨૩ કોઈકજ તેને ઓળખે છે ૨૪ જાણવાથી તેનું દુઃખ કાંઇક ઓછું થાય છે, ૨૫ દુઃખ દેનારાં ૨૬ વિષયરૂપી કુપથ્ય મળતાં મુનીઓના હૃદયમાં પણ અંકુરીત થાય છે તો સાધારણ માણસની શી વાત કરૂં. ૨૭ આ પ્રમાણે જોગ થાય તો ૨૮ તે સાથે પથ્ય એટલુંજ કે વિષયમાંથી આશા પાછી વળે ૨૯ દવા એ પ્રભુની ભક્તિ, તે ભક્તિ, શ્રદ્ધારૂપી અનુપાન સાથે કરવી ૩૦ આ પ્રમાણે રૂડી રીતે માનસ રોગ મટે છે નહીં તો ૩૧ આરોગ્ય, રોગ રહિતપણું ૩૨ જ્યારે હૃદયમાં વૈરાગ્યનું બળ વધે સદ્‌બુદ્ધિરૂપી ક્ષુધા (ભૂખ) હમેશાં નવી નવી વધે તથા વિષયમાં આશારૂપી નબળાઇ થાય ત્યારે [સમજવું કે હવે માનસીક રોગ ગયા] ઉત્તમમાં ઉત્તમ વાતો છે.

૧ નિર્મળ જ્ઞાનરૂપી જળ મેળવીને તેથી સ્નાન કરે ત્યારે તેના હૃદયમાં રામભક્તિ છાઈ રહે છે. ૨ બ્રહ્મા ૩ પ્રવીણ ૪ કહે છે કે ૫ કાચબાની પીઠ ઉપર કદાચ વાળ ઉગે ૬ વાંઝણીનો પુત્ર ૭ આકાશમાં ૮ તો પણ જીવ પ્રભુ વિમુખ થઇને કદી સુખી થતો નથી. ૯ ઝાંઝવાના પાણી પીવાથી ૧૦ કદાચ સસલાને માથે શીંગડાં ઉગે ૧૧ કદાચ અંધારૂ સૂર્યને નસાડી મૂકે ૧૨ બરફમાંથી અગ્નિ ૧૩ જળ વલોવવાથી ભલે ઘી થાય અને રેતી પીલવાથી કદાચ તેલ પણ નીકળે ૧૪ ચોક્કસ, નક્કી ૧૫ મચ્છરને બ્રહ્મા બનાવે અને બ્રહ્માને મશકથી પણ નાનો બનાવે.

અસ વિચારી તજી સંશય, રામહીં ભજહીં [16]પ્રબીન !
શ્લોકઃ—[17]વીનીશ્ચિતં વદામી તે, ન અન્યથા વચાંસીમે
હરીં નરા ભજંતી ચેઽતિ દુસ્તરં તરંતિ તે
ચો:—કહેઉ નાથ હરીચરીત અનૂપા, [18]વ્યાસસમાસ સ્વમતિ અનુરૂપા
શ્રુતિ સીદ્ધાંત [19]ઇહૈ ઉરગારી, રામભજીય સબ કામ વીસારી
[20]પ્રભુ રઘુપતિ તજી સેઈય કાહી, મોહીસે શઠપર મમતા જાહિ
[21]તુહ્ય વિજ્ઞાનરૂપ નહીં મોહા, [22]કીન્હ નાથ મોપર અતિ છોહા
પુછેઉ રામકથા અતિ પાવની, શુક સનકાદીકશંભુ [23]મન ભાવની
સંતસંગતિ દુર્લભ સંસારા, [24]નીમીષ દંડ ભરી એકો બારા
દેખુ ગરૂડ! નીજ હૃદય વિસારી, મૈં રઘુવીર ભજન અધીકારી ?
[25]શકુનાધમ સબ ભાઁતી અપાવન, પ્રભુ મોહી કીન્હ [26]વીદીત જગપાવન
દો:—આજુ ધન્ય મૈં ધન્ય અતિ, [27]યદ્યપી સબ વીધી હીન
નીજ જન જાની રામ મોહિ, સંત [28]સમાગમ દીન
નાથ! [29]યથામતી ભાષેઊ, રાખેઉં કછુ નહિ [30]ગોઈ
ચરીત સીંધુ રઘુનાથકર, [31]થાહકીં પાવૈ કોઈ

## કાક ગરૂડ બાવીસમો પ્રસંગ.

ચો:—[1]સુમીરી રામકે ગુણગણ નાના, [2]પુની હર્ષે ભુશૌંડી [3]સુજાના
મહીમા નીગમ નેતી કરી ગાઈ [4]અતુલીત બલ પ્રતાપ પ્રભુતાઈ
શીવ અજ પુજ્ય ચરણ રઘુરાઈ, [5]મોપર કૃપા પરમ મૃદુલાઇ
[7]અસ સુભાવ કહુઁ શુનો ન દેખોં, કેહી ખગેશ! રઘુપતિ સમ લેખોં
[8]સાધક સીદ્ધ વીમુક્ત ઉદાસી, કવિ કોબીદ વીરક્ત સંન્યાસી
યોગીશ્વર અરૂ તાપસ જ્ઞાની, [9]ધર્મ નીરત પંડીત વીજ્ઞાની

---

૧૬ હે સમજુ ગરૂડજી! ૧૭ હું તમને પાકા નિશ્ચયથી કહું છું અને તે મારૂં કહેવું કદી પણ જુઠું પડવાનું નથી, તે એક જે પ્રભુને ભજે છે તેજ આ દુસ્તર સંસારને તરી શકે છે. ૧૮ વિસ્તારથી અને સંક્ષેપથી મારી મતિ અનુસાર. ૧૯ એજ ૨૦ મારા જેવા શઠ ઉપર પણ જેની પ્રીતિ છે એવા પ્રભુને તજીને કોને શેવું ! ૨૧ હે ગરૂડજી ! તમે ૨૨ આપ તો અહીં મારા ઉપર કૃપા કરવાને પધાર્યા છો, ૨૩ પ્રીય ૨૪ દિવસમાં એકવાર પળવાર અગર ઘડીવાર પણ ૨૫ પક્ષીઓમાં અધમ અને દરેક પ્રકારે અપવિત્ર ૨૬ પ્રસિદ્ધ રીતે જગતમા પવિત્ર બનાવી દીધો ૨૭ ભલે તમામ પ્રકારે નીચો છઉં ૨૮ ગરૂડજી નો સમાગમ આપ્યો ૨૯ મારી બુદ્ધિ પ્રમાણે કથા કહી ૩૦ ગુપ્ત ૩૧ તેનો પાર કોણ પામી શકે ?

૧ સાંભળીને ૨ વારંવાર ૩ સમજુ ૪ ઘણાંજ બળ વાળા. પ્રતાપવાળા તથા મોટાઇ વાળા. ૫ જેના ચરણને શીવ તથા બ્રહ્મા પુજે છે ૬ મારા પર ઘણી કૃપા અને કોમળતા કરી. ૭ રામના જેવો સ્વભાવ ક્યાંઇ સાંભળ્યો નથી અગર દેખ્યો નથી ત્યારે હે ગરૂડજી ! રામ સમાન કોને ગણું ! ૮ સાધના કરવા વાળા. ૯ ધર્મમાં પ્રીતિ રાખનાર.

તરહીં [૧૦]ન બીજુ સેયે મમસ્વામી, રામ નમામી નમામી નમામી
શરણુ ગએ [૧૧]માસે અઘરાશી, હોહી શુદ્ધ નમામી અવીનાશી

દો—સુની ભુશંડી કે વચન [૧૨]વર, દેખી રામપદ [૧૩]નેહ
બોલે પ્રેમ સહિત [૧૪]ગીરા, [૧૫]ગરૂડ બીગત સંદેહ.

ચો—મૈં કૃત્યકૃત્ય ભએઉ તબ વાનિ, સુનિ રઘુવિર ભકિત [૧૬]રસસાનિ
રામચરણુ [૧૭]નુતન રતિ ભઇ, [૧૮]માયા જનિત વિપત સબ ગઇ
[૧૯]મોહ જલધિ વોહિત તુમ ભએઉ, મોકહૈંનાથ વિવિધ સુખ દએઉ
[૨૦]મોસન હોઈ ન પ્રત્યુપકારા, [૨૧]વંદો તવ પદ બારહિં બારા
[૨૨]પુરણુકામ રામ અનુરાગી, [૨૩]તુહ્મસન તાતા ન કોઉ બડભાગી
[૨૪]સંતબિટપ સરિતા ગીરી ધરણી, પરહિત હેતુ સબન્હિકર કરની
સંતહ્રુદય [૨૫]નવનીત સમાના, કહા કવિ ન પૈ કહે ન જાના
[૨૬]નિજ પરિતાપ દ્રવૈ નવનિતા, પરદુઃખ દ્રવૈ સુસંત પુનીતા
[૨૭]જીવન જન્મ સુફલ મમ ભએઉ, તવ પ્રસાદ સબ સંશય ગએઉ
[૨૮]જાનેહુ સદા મોહિ નિજ કિંકર, પુનિપુનિ ઉમા કહે વિહંગવર

*　*　*　*　*

[૨૯]ગિરજા સંત સમાગમ. સમ ન લાભ કછુ આન
બિનુ હરિકૃપા સો હોઈ નહિં, ગાવહિં વેદપુરાણુ

## તેવીસમો પ્રસંગ

ચો;—કહેઉ પરમ [૧]પુનિત ઇતિહાસા, સુનત શ્રવણુ છુટૈ ભવ [૨]પાસા
[૩]પ્રણુત કલ્પતરુ કરુણા પુંજા. ઉપજૈ પ્રીતિ રામપદ કંજા

---

૧૦ મારા ધણી રામને શેવ્યા વિના. ૧૧ મારા જેવા પાપીઓ પણુ શરણુ જવાથી પવિત્ર બન્યા છે ૧૨ ઉત્તમ ૧૩ પ્રેમ ૧૪ વાણી. ૧૫ જેના સંદેહ મટી ગયા છે એવા ગરૂડજી. ૧૬ પ્રેમ રસથી ભરપુર ૧૭ નવો નવો પ્રેમ થાય છે. ૧૮ માયાથી ઉત્પન્ન થએલી વિપત્તિ ૧૯ મોહ રૂપી સમુદ્રમાં વહાણુ રૂપે આપ બન્યા છો. અને મને નાના પ્રકારના સુખ આપો છો. ૨૦ મારાથી કાંઇ બદલો ન વળી શકે. ૨૧ પ્રણામ કરૂં છઉં. ૨૨ આપતો પૂરણુ કામ, કૃત કૃત્ય છો. ૨૩ તમારા જેવો. ૨૪ સંત, વૃક્ષ, નદી, પર્વત તથા પૃથ્વી વે તમામની વિભુતિ પારકા માટેજ હોય છે ૨૫ માખણુ જેવું કોમળ છે એમ કવી લોકો કહે છે પણુ તેઓ તેને બરાબર સમજી શકતા નથી. ૨૬ પોતાને તાપ લાગે તો માખણુ પીગળે છે પણુ સંતો તો પારકાને તાપ લાગે તો પણુ પીગળે છે. ૨૭ મારો જન્મ સફળ થયો કે તમારી કૃપાથી ૨૮ મને આપનો સદા દાસ ગણજો. [ એમ કહી કાગરૂષિને પગે લાગી ગરૂડ વૈકુંઠ ધામમાં ગયા ] ૨૯ શંકર કહે છે કે હે પાર્વતી ! સંતોના સમાગમ જેવો બીજો એકે લાભ નથી.

૧ પવિત્ર કથા; ૨ બંધન ૩ પ્રણુત એટલે ભક્તોના કલ્પ વૃક્ષ રૂપ તથા કરૂણાના ભંડાર રૂપ.

મન વચ કર્મ [૪]જનિત અઘ જાઈ, સુન જો કથા શ્રવણ [૫]મનલાઈ
તીર્થાટન [૬]સાધન સમુદાઈ, યોગ બિરાગ [૭]જ્ઞાન નિપુણાઈ
[૮]નાના કર્મ ધર્મ વ્રત દાના, સંયમ નિયમ યજ્ઞ જપ નાના
[૯]ભુત દયા દ્વિજ ગુરુ [૧૦]સેવકાઈ, વિદ્યા વિનય વિવેક બડાઈ
[૧૧]જહૅાં લગિ સાધન બેદ બખાની, સબકર ફલ હરિ ભકિત ભવાની ?
સોઈ રઘુનાથ ભકિત શ્રુતિ ગાઇ, રામકૃપા [૧૨]કાહુ એક પાઈ
દોઃ—મુનિ દૂર્લભ હરિભકતી નર, પાવહિં બિનહિં પ્રયાસ
જો યહ કથા નિરંતર, સુનહિ માની વિશ્વાસ
ચોઃ—સોઈ સર્વજ્ઞ ગુણી સોઈ જ્ઞાતા, સોઇ [૧૩]મહિમંડન પંડિત દાતા
ધર્મ પરાયણ સોઈ [૧૪]કુલ ત્રાતા, [૧૫]રામચરણ જાકર મન રાતા
નીતિ નિપુણ સોઇ પરમ [૧૬]સયાના, શ્રુતિ સિદ્ધાંત [૧૭]નીક તેહિ જાના
સોઇ કવિ કોબીદ સોઈ [૧૮]રણધીરા, જો છલ છાંડિ ભજૈ રઘુવિરા
ધન્ય નારિ [૧૯]પતિવ્રત અનુસરી, ધન્યસો દેશ જહૅાં [૨૦]સુરસરી
ધન્ય સો ભૂપ નિતિ જો કરઈ, ધન્ય સોદ્વિજ નિજ ધર્મ [૨૧]ન ટરઈ
[૨૨]સો ધન ધન્ય પ્રથમ ગતિ જાકી, [૨૩]ધન્ય પુણ્ય રત મતિસોઈ પાકી
ધન્ય [૨૪]ઘરી જબ હોઇ સતસંગા, [૨૫]ધન્ય જન્મ દ્વિજ ભકિત અભંગા
દોઃ—સોકુલ ધન્ય ઉમા સુનુ, જગત પુજય [૨૬]સુપુનીત
શ્રી રઘુવીર પરાયણ, [૨૭]જેહિ કુલ ઉપજ [૨૮]વિનિત

## ચોવીસમો પ્રસંગ

ચોઃ—[૧]મતિ અનુરુપ કથા મૈં ભાખી, [૨]યદ્યપિ પ્રથમ ગુપ્ત કરી રાખી
જબ તવ પ્રીતિ દેખી [૩]અધિકાઈ, તબમૈં રઘુપતિ કથા સુનાઈ
[૪]યહ નહિં કહિય શઠહિં [૫]હઠ શિલહીં, જો મન લાઇ ન સુનુ હરિ લીલહિ

---

૩ થી ઉપત્ન થએલાં પાપ નાશ પામે છે ૫ ધ્યાન દઇને ૬ સાધન માત્ર ૭ બ્રહ્મ વિદ્યા. ૮ નાના એટલે નાના પ્રકારના. ૯ પ્રાણીઓ પર દયા. ૧૦ સેવા ૧૧ વેદ કહે છે તે તમામ સાધનો, તે તમામ સાધનનું ફળ હે ભવાની ! પ્રભુની ભકિત છે. ૧૨ કોઇનેજ મળે છે, ૧૩ પૃથ્વીના શણગાર. ૧૪ કુળનો રક્ષક ૧૫ જેનું મન રામના ચરણમાં રંગાઈ ગયું છે. ૧૬ ડાહ્યા ૧૭ બરાબર ૧૮ લડવૈયા ૧૯ પતિવ્રત પાળે. ૨૦ ગંગા ૨૧ ચળાયમાન થતો નથી ૨૨ તે દ્રવ્યને ધન્ય છે. ૨૩ પુણ્ય વાળી બુદ્ધિ અગર વિચાર થાય તે વિચારને પણ ધન્ય ૨૪ ઘડી, પળ, વખત ૨૫ જે શરીરથી બ્રાહ્મણોની અભંગ સેવા થાય અગર જે બ્રાહ્મણો વિષય રંગમાથી પાછા હઠી પ્રભુના રંગમાં રંગાઇ જાય તેમને પણ ધન્ય છે. ૨૬ ઘણોજ પવિત્ર. ૨૭ જે કુળમાં અવતરે ૨૮ વિવેકી.

૧ મારી બુદ્ધિ પ્રમાણે મેં કથા કહી. ૨ અગર જોકે ૩ વધારે ૪ આ કથા ૫ હઠીલા તથા જે ધ્યાન દઇને સાંભળે નહી તેને.

કહિયન લોભિહિં ક્રોધિહિં કામિહિં, જો ન ભજે સચરાચર સ્વામિહિં
[6]દ્વિજ દ્રોહિહિં ન સુનાઈયેકબહૂઁ, સુરપતિ સરિસ હોઈ નૃપ જબહૂઁ
રામ કથા કે તે અધિકારી, જીનકે સત્સંગતિ અતિ પ્યારી
ગુરુપદ પ્રીતિ નિતિ રત જોઈ, દ્વિજ સેવક અધિકારી સોઈ
તાકહૂઁ યહ વિશેષ સુખદાઈ, [7]જાહિ પ્રાણપ્રીય શ્રી રઘુરાઈ

દોઃ—રામચરણ [8]રતિ જો ચહૈં, અથવા પદ [9]નિર્વાણ
ભાવ સહિત્ત સો યહિ કથા, [10]કરૈ શ્રવણ પુટપાન

દોઃ—રામ કરા ગિરજા મૈ [11]વરણી, કલિમલ શમન મનોમલ હરની
[12]સંસૃતિ રોગ સજીવન મુરી, રામકથા ગાવહિં [13]શ્રૃતિ ભૂરી
યહિમહૈં [14]રૂચિર સપ્ત સોપાના, રઘુપતિ ભક્તિકેર પથ નાના
અતિ હરિ કૃપા જાહિપર હોઈ, [15]પાઁવ દેઈ યહ મારગ સોઈ
[16]મન કામના સિધ્ધિ નર પાવૈં, જો યહ કથા કપટ તજી ગાવૈં
[17]કહહિં સુનહિં અનુમોદન કરહીં તે ગોપદ ઈવ ભવનિધિ તરહીં
[18]સુનિ સબ કથા હૃદય અતિ ભાઈ, ગિરજા બોલી હૃદય સુહાઈ
નાથા કૃપા મૈં ગત સંદેહા, રામચરણ ઊપજે નવ નેહા

દોઃ—મૈં કૃત્યકૃત્ય ભએઉ અબ, તવ [19]પ્રસાદ વિશ્વેશ
ઊપજી રામભક્તિ દ્દઢ, [20]બીતે સકલ કલેશ

## પચ્ચીસમો પ્રસંગ.

ચોઃ—યહશુભ શંભુ ઊમા સંવાદા, [1]સુખ સંપાદન શમન વિષાદા.
ભબ ભંજન [2]ગંજન સંદેહા, જનરંજન સજ્જન પ્રીય એહા
રામ ઉપાસક જે જગમાંહિ, [3]યહ સમ પ્રિય તિન કહું કછુ નાહિં
રઘુપતિ કૃપા યથામતિ ગાવા, મૈં યહ પાવન ચરિત સુહાવા
[4]એહિ કલિકાલ ન સાધન દૂજા, યોગ યજ્ઞ જપ તપ વ્રત પૂજા

૬ બ્રાહ્મણોના દ્રોહ કરનારને કદિ સંભળાવવી નહીં. કદાચ તે ઈંદ્ર જેવો મોટો હોય તો પણ ૭ જેને પ્રભુ પ્રાણથી પણ પ્યારા છે. ૮ પ્રેમ ૯ મોક્ષ ૧૦ કાનો રૂપી પડીયા વડે પાન કરે. ૧૧ કહી તે કલીયુગના મળને કાપનાર તથા મનના મેલને હરનાર છે. ૧૨ સંસાર રૂપી જન્મ મરણ રૂપી રોગને મટાડનારી અમૃતની મુળી છે. ૧૩ વેદ પણ સારી રીતે ૧૪ સુંદર સાત પગથીંઆ છે. ૧૬ તેજ માણસ આ માર્ગમાં પગ દેઈ શકે છે ૧૬ જો આ કથા કપટ તજીને ગાય તો તેની મન કામના સિદ્ધ થાય છે. ૧૭ કથા કરે, સાંભળે અગર તેની પ્રશંશા કરે તેને આ સંસાર સાગર ગાયની ખરી જેવડાં ખાબોચીયાં જેવડો છે ( અહીં પ્રાગરાજમાં યાજ્ઞ વલ્કય મહારાજ ભરદ્વાજ રૂષિને કહે છે કે હે ભરદ્વાજ રૂષિ ! ) ૧૮ મનને કામે એવી આ સુંદર કથા સાંભળીને પાર્વતી રાજી થયાં અને બોલ્યાં કે હે નાથ ! ૧૯ કૃપા ૨૦ ગયા. નાશ પામ્યાં.

૧ સુખને આપનાર તથા દુખને કાપનાર ૨ શંકાઓના સમાધાન કરનાર ૩ આ કથા જેવું તેને કશું પ્રીય હોતું નથી. ૪ કળીયુગમા યોગ આદિ સાધનો બની શકે તેમ નથી.

રામહિં સુમિરિય ગાઇય રામહિં, [5]સંતત સુનિય રામગુણુ [6]ગ્રામહિ
[7]જાસુ પતિત પાવન બડબાના, ગાવહિં કવિ શ્રુતિ સંત પુરાણા
જાહિ ભજીય તજી મન કુટિલાઇ, રામ ભજે [8]ગતિ કેહિ નહિં પાઈ

છંઃ—[8]પાઇ ન ગતિ કેહિ પતિત પાવન રામ ભજુ સુનુ [9]શઠ મના !
ગણીકા અજામિલ [10]ગૃધ્ર વ્યાધ ગજાદિખલ તારેઉ ઘના
[11]આભીર યવન કિરાત ખસ શ્વપચાદિ અતિ અઘરૂપ જે
કહિનામ વારેક તેથી પાવન હોત રામ નમામિ તે
રઘુવંશ ભુષણુ ચરિત યહનર કહહિં સુનહિં જે ગાવહિં
[12]કલીમલ મનોમલ ધોઇ બિનુશ્રમ રામધામ સિધાવહિં
[13]શતપંચ ચોપાઈ મનોહર જાનિ જે નર [14]ઉર ધરૈં
દારૂણુ અવિદ્યા પંચ જનિત વિકાર શ્રી રઘુપતિ હરૈં
સુંદર સુજાન કૃપાનિધાન અનાથપર કરુ પ્રીતિજો
[15]સો એક રામ અકામહિત નિર્વાણુ પદ સમ આનકો
જાકિ કૃપા લવ લેશ તેં મતિમંદ તુલસીદાસ હું
[16]પાયો પરમ વિશ્રામ રામ સમાન પ્રભુ નાહિં કહું

દોઃ—[17]સોસમ દીન ન દીનહિત તુમ સમાન રઘુવીર
અસ વિચારી રઘુવંશમણી, [18]હરહુ વિષમ ભવપીર
કામિહિં નારિ પિયારી જીમિ, લોભિહિં પ્રીય જીમિ [19]દામ
તિમિ રઘુનાથ નિરંતર, પ્રીય લાગહું મોહિરામ

---

## ( વિશ્રામ સાગરમાંથી લીધેલા પ્રસંગો. )

## પિતાએ કરેલો ધ્રુવને અનાદર

ચોઃ—[1]આગે બઢન લાગ જયહિ કાલા, સુરૂચિ બચન બોલી તત્કાલા

---

૫ સદા ૬ ગુણુ મહિમા ૭ અધમોને પણુ ઉદ્ધાર કરવાનું પ્રભુનું મોટું બહાનુ છે જેની પ્રતિજ્ઞા છે, જેનું પણુ છે, એમ કવિ, વેદ સંત તથા પુરાણો પણ ગાય છે. ૮ કોનો ઉદ્ધાર થયો નથી ! ૯ હે શઠ મન ! ૧૦ જટાયુ ( તેની કથા આ પુસ્તકમાં છે ) ધર્મ વ્યાધ [ તેની કથા મહાભારતના વન પર્વમાં છે ), ગજેંદ્ર, આદિ ઘણા પાપીને. ૧૧ આહીર, યવન ભીલ. ખસ લોકો, અને અંત્યજ જેઓ ઘણા પાપ રૂપ હતા, તેઓને માત્ર એકવાર નામ લેવાથી ૧૨ કળીયુગના પાપ તથા મનના પાપ ધોઇને ૧૩ પંદરસો ૧૪ મનમાં ધરે સમજે તેને દારૂણુ માયા તથા પાંચ વિષયથી ઉત્પન્ન થતાં વિકારોને શ્રી રામ હરી લે છે. ૨૫ તે એજ રામ, જે સ્વાર્થ વગર દયાળુ અને મુકિત આપનાર છે. ૧૬ [ જેની જરા કૃપાથી ] શાંતી મળી ૧૭ મારો જેવો ગરીબ નથી અને આપના જેવા દયાળુ નથી. ૧૮ સખત જન્મ મરણનું દુખની પીડાને હરી લ્યો. ૧૯ ધન.

ઉતાનપાદ રાજા ધ્રુવના પિતા, સુનીતિ ધ્રુવની સગી મા, અને સુરૂચિ ધ્રુવની ઓરમાન માતા. ઉત્તમ સુરૂચિનો પુત્ર થાય. એક દિવસ ઉત્તમ રાજાના ખોળામાં બેઠો હતો ત્યાં પાંચ વરસના ધ્રુવ આવ્યા તેમને પણ રાજાના ખોળામાં બેસવાની ઇચ્છા થતાં ૧ આગળ ચાલ્યો ત્યારે.

[2]નાહિં નૃપ ગોદ હેત મન કરઉ, નિજ મનકી આશા સબ તજઉ
[3]કયોં નહિ જન્મેઉ [4]ઉદર હમારે, [5]જનક ગોદમહઁ બૈઠન હારે !
અબ તુમ ભજન કરહુ રઘુરાઈ, જન્મહુ આય ઉદર મમ આઈ

દોઃ—હુઇ હો બૈઠન [6]યોગ્ય તબ, નૃપ ગોદીમહઁ આપ
[7]જન્મી અભાગીનીકે ઉદર, ચહત વરાસન આપ?

* * * * *

રોલા છંદ;—બિન વિશ્વાસ ન હોય સિદ્ધિ, યશ નહિં બિન દાના
ભોગ મોક્ષ નહિં હોત, બિના ધ્યાયે ભગવાના

ચોઃ—અસ કહી [8]ખેદેઉ ધ્રુવહી [9]વિમાતા, [10]સુનત રહેં ભૂપતિ સબ બાતા
સુરૂચી બચન [11]શરસમ ઉર લાગે, અતિ વિષાદ ધ્રુવ રોવત લાગે
સર્પ સમાન ફુંકરત આયો, [12]ફરકત અધર ક્રોધ હીય છાયો
પહુચેઉ આય [13]જનનિકે તીરા, મહાદુખી મન ધરે ન ધીરા
દેખી સુનિતી [14]લીયો ઉરલાઈ, [15]લાલ ચુપો જનની બલી જાઈ

* * * * *

તબ ધ્રુવ જનનીહિ કહા બખાની, જો કછુ સુરૂચી કહી [16]કટુ બાની
સુની સુનીતી અતિશય [17]બીલખાઈ, [18]બોલી બહુરી સુતહી સમુઝાઈ

## ધ્રુવ તથા માતાનો સંવાદ.

દોઃ—[1]સુરૂચી કહી સો સબ સહી, વશ ઉનકે નરનાથ
રાજસમાજ સકોશ ગ્રહ, હૈ ઉનહીકે હાથ

ચોઃ—જો ઉન કહ્યો ભજન ભગવાના, ઈહી સમ જગ નહી [2]અરૂ કલ્યાણા
શંશય ત્યાગી ભજે ભગવાને, [3]ગુરૂ પીતુ માતુ બન્ધુ સમ જાને
ગર્ભમાંહી જયહિ રક્ષા કીન્હી, [4]બુદ બુદ તે કાયા રચી દીન્હી
બહુરી ગર્ભતે બાહર લાયો, [5]જનની પયોધર ક્ષીર પીયાયો
પુની પ્રભુ પુષ્ટ કીયે સબ અંગા, [6]જન્મ મરણ મહઁ તજે ન સંગા

---

૨ રાજાના ખોળામાં બેસવાનું મન ન કરીશ, ૩ શા માટે ? ૪ પેટ ૫ હે બાપના ખોળામાં બેસવાવાળા ! ૬ રાજાના ખોળામાં બેસવાને લાયક થઇશ. ૭ અભાગણી એવી સુનીતિને પેટે અવતરી રાજ્યાસન ઉપર બેસવાની ઇચ્છા કરે છે ? ૮ ખીજાઇ ૯ અપરમા ૧૦ અને રાજા ઉતાનપાદ સાંભળી રહ્યો ૧૧ બાણ જેવા હૃદયમાં લાગ્યા અને ઘણાજ દુઃખથી ધ્રુવ રોવા લાગ્યા ૧૨ નિચલો હોઠ ફરકવા લાગ્યો અને હૃદયમાં ક્રોધ છાઇ રહ્યો, ૧૩ માતા પાસે ૧૪ હૃદયમાં ઘાલ્યો ૧૫ "હું તમારા ઉપરથી મરી જાઉં ભાઇ ! છાના રહો" એમ સુનીતિ બોલી. ૧૬ કડવી વાણી ૧૭ કરમાઈ ગઇ, દુઃખી થઇ ૧૮ પછી પુત્રને સમજાવીને બોલી.

૧ સુરૂચિ કહે તે તમામ સહન કરવું જોઇએ કારણ કે તેને વશ રાજા છે, રાજસભા, ભંડાર તથા રાજદરબાર છે. ૨ એવું બીજું કલ્યાણકારી નથી. ૩ તે ભગવાનને ગુરૂસમાન ગણે ૪ જે પ્રભુએ પિતાના વિર્ય અને માતા રૂધિરરૂપી પરપોટામાંથી આ દેહ રચી આપી છે. ૫ માતાના દુધથી ભૂખ ભાંગી. ૬ વળી તે દયાળુ પ્રભુ જન્મ મરણમાં આપણો સંગ તજતા નથી એવા છે.

[૭]હોત અધમ જોનાહી ન જાનત, સંકટ પરત તબહીં કછુ માનત

*　　　　*　　　　*

ચોઃ—હે સુત ! સુર દુર્લભ [૮]તનું પાઇ, હરીહીં ભજૈ સબ.શોક [૯]બીહાઇ
માતુ વચન સુની ધૃવ [૧૦]મન લાઇ, બોલ્યો હાથ જોરી [૧૧]શીરનાઈ
[૧૨]મોતે કારણુ કહીય બખાની, તુમકત દુઃખી સુખી યહ રાની
કહયો સુનીતી [૧૩]પૂર્વ તનુમાંહી, કબહું દાન દીયો કછુ નાહિ
સાધુ સંગ સત્સંગ ન કીન્હા, હરિકે ભજન નાહિ ચીત દીન્હા

*　　　　*　　　　*　　　　*

[૧૪]તુમ સમાન સુત મૈં ઉપજાયો, જો હરિચરણુ કમલ મન લાયો
દોઃ—જો લલાટમેં લીખી દીયો, સોઇ હોત [૧૫]સબ યામ
[૧૬]ચહે રંક ઘર ઉપજે, ચહે નૃપતિકે ધામ
ચોઃ—હરિ કે ભજન હોત દુઃખ નાશા, સુખ સમેત [૧૭]પુજત સબ આશા
[૧૮]તાતે સુત ઐસી તુમ કરહું, હરિકે પદપંકજ ઉર ધરહું

## પ્રહલાદ પીતા સંવાદ.

ચોઃ—પ્રહલાદહિ લાયો [૧]ચટસારા, [૨]લગ્યો પઢાવન ગુરૂ ત્યહિં બારા
રામ રામ પ્રહલાદ ઉચારે, [૩]નાહિ ઓર શબ્દ મુખ ધારે
નીતિશાસ્ત્ર ગુરૂ જબહિ [૪]સુનાવૈ, [૫]તબ પ્રહલાદ ગુરૂહિ સમુઝાવૈ
તુમહું ન નિતિમાહિં મન ધારોં, રામ નામ મુખસે ઉચારોં

*　　　　*　　　　*

દો—[૬]સુનિ બોલ્યો પ્રહલાદ તબ, વિદ્યા અરૂ હરિ નામ
કૌન બડો ઇતમેં કહીય, પઢિયતાહિ સબ યામ

*　　　　*　　　　*

---

૭ તેને ન જાણે તે અધમ પુરૂષો છે. તે અધમો પણ સંકટ પડેછે ત્યારે પ્રભુ છે એવું કાંઇક જાણે છે, ૮ શરીર મેલવીને, ૯ તજીને ૧૦ બરાબર સમજીને ૧૧ માથું નમાવી ને ૧૨ ખુલાસાવાર મને કારણુ કહોકે હે માતા ? તમે શા માટે દુઃખી અને તે સુરૂચિ શા માટે સુખી ? ૧૩ પૂર્વ અવતારમાં ૧૪ હવે મારે તારા જેવો પુત્ર જન્મ્યોછે કે જેને ભગવાનની ભકિત કરવાનુ મન થયું છે ૧૫ દરેક કાળમાં ૧૬ ભલે ગરીબના ઘરમા અવ. તરે અગર રાજાના ધામમાં અવતરે ૧૭ પરિપૂર્ણ થાયછે ૧૮ તેથી હે પુત્ર ! હરી ના કમળ સરખા ચરણુમાંજ પ્રીતિ કરો,

૧ નિશાળ, ૨ તે વખતે ગુરૂ ભણાવવા લાગ્યા ૩ બીજો શબ્દ બોલતો નહોતો ૪ સંભળાવે ૫ ત્યારે પ્રહલાદ ગુરૂ ને સમજાવવા લાગ્યો કે " તમેપણ નીતિ બીતિ શીખશો નહીં માત્ર રામ રામ કરો " આ સાંભળી ગુરૂએ સમજાવ્યો પણ માન્યું નહીં ત્યારે ગુરૂએ પ્રહલાદને તેના પિતા પાસે આણ્યો. પિતાએ પ્રેમ કરીને ખોળામાં બેસાડ્યો અને સમજાવ્યો ) ત્યારે પ્રહલાદ બોલ્યોકે " વિદ્યા અને હરિ નામમાં કોણુ મોટું તે આપ કહો, તો મોટું હોય તે ભણું " ( પછી પિતાએ કહ્યું કે ભણુશોતો રાજપાટ સ્ત્રી વિગેરે મળશે )

[7]સુનિ બોલે પ્રહલાદ તબ, વિદ્યા ધન અરૂ નારી
પ્રભુતા યૌવન રૂપ મદ, કુલ મમતા નીરધારી
સો—[8]ભાષત પંડિત લોબ, યે સબ બાધક ભજનમેં
સમુઝિ લેઇ મન સોય, તાતે વિદ્યા નહિં પઢવ
દો—નહિં હરિકો કોઈ મિત્રહૈં, નહિ કોઇ રીપુ હે તાત !
[9]દર્પણુમેં જૈસો લખે. તૈસોઈ તાહિ દિખાત

* * * *

સુનિ બોલ્યો પ્રહલાદ કુમારા, [10]સ્વપ્ન સદશ જાનહુ સંસારા
[11]બિન હરિ ભકિત સુયશ જગનાહિં, કરે ભકિત સુખ મિલૈ સદાહિં
[12]માત પિતા અરૂ ગુરૂ જગ સોઈ, રામ ભકિત સિખરાવે જોઈ

* * * *

સો—[13]રામ ચરણુ રતિ હોય, પઢબ સુનબ સોઇ ભલો
જન્મ સફલ જગ સોઈ, ધન્ય મનુજ [14]હરિ ભકિતરત

## પ્રહલાદ બાળકો સંવાદ.

દો—[1]ચાલીસ વર્ષ સુવા રહત, [2]વૃદ્ધાપન પુનિ આય.
[3]મોહ બઢાવત સુતનતે, દિન દિન દુઃખ અધિકાય
ચો—પૌત્રાદિક પરિવાર ઘનેરા, [4]તિન દુઃખ દુઃખી રહત સબ વેરા

---

૭ ત્યારે પ્રહલાદ બોલ્યો કે વિદ્યા, ધન તમામ નકામી. ૮ પંડિત લોકો કહે છે તેમ તે તમામ હરી ભજનમાં બાધક [ હરકત કરનાર ] છે આ પ્રમાણે સમજી ને હું વિદ્યા ભણુતો નથી ૯ જેવું આપણું મુખ હોય તેવુંજ દર્પણુમાં દેખાય છે તે પ્રમાણે જે ભૂમિકામાં આપણે હોઇએ તેવા પણુ દેખાય છે આ સાંભળી પિતા ખીજાયા, પ્રહલાદને ખોળામાંથી ઉતારી મહેતાજી ને કહ્યું કે "તેને મારીને પણુ ભણુાવો" આ સાંભળી ગુરૂજી પ્રહલાદ ને પાછા શાળામાં લાવ્યા. થોડીવાર પછી ગુરૂજી કાંઇ કામે બહાર ગયા એટલે બીજા બાળકો પ્રહલાદને પિતાની શીખામણુ માની અભ્યાસની ભલામણુ કરવા લાગ્યા, ત્યારે પ્રહલાદ બોલ્યોકે ૧૦ સ્વપ્ના જેવો સંસાર સમજજો. ૧૧ હરિની ભકિત વિનાતો કીર્તિ છેજ નહીં ૧૨ મનુષ્યાવતારમાં માતા પિતા અને ગુરૂતો તેજકે જે ભગવાનની ભક્તિ સીખવે ( બાકી તમામ સ્વાર્થી ) આ સ્વાર્થી લોકોતો કાચ જેવા સંસારના સુખ દેઇને પારસમણી જેવું આયુષ્ય લઇલેછે, અમૃતને બદલે ઝેર આપેછે ૧૩ જે ભણુવા થી રામચરણુ માં પ્રીતિ થાય તે ભણવું અગર તે સાંભળવું એજ ઉત્તમ વાત છે ૧૪ ભકિતમાં પ્રેમ કરનાર

પ્રહલાદ આગળ બાળકો ને માનવ જીવનના આયુષ્યનો હિસાબ ગણાવે છે ૧ ચાલીશ વરસ સુધી યુવાવસ્થા રહે છે ૨. ઘડપણુ. ૩ તે વૃદ્ધાવસ્થામાં પુત્રોમાં પ્રેમ કરે છે. અને તેથી દીવસે દીવસે અધિક દુઃખ ભોગવે છે. ૪ તેમના દુઃખમાં દુખી થઇને બાકીનું આયુષ્ય પુરૂં કરે છે,

કરત રહત નિશિદિન અઘ નાના, [૫]યહ નહિં જાનત યમપુર જાના
[૬]દૃષ્ટિ પસારી દેખું જગમાંહિ, પાલન કરત વિષ્ણુ [૭]સબકાહીં
વૃથાભિમાન કરત સંસારા, હમ પાલત હૈ સબ પરિવારા
હરિહર ભજન [૮]કબહુ નહિં કીન્હા, સદા કુટુંબમાંહિ મન દીન્હા
વૃદ્ધાવસ્થા યહિ વિધિ ગએઉ, [૯]જરા અવસ્થા આવત ભયેઉ
ઇન્દ્રી શિથીલ હોત [૧૦]ત્યહિ કાલા, [૧૧]ટર ટર કરત રહત સબ કાલા
દો— [૧૨]દ્વારે પરે પલંગપર, [૧૩]ક્ષુધા સતાવત તાહિ
[૧૪]ઘરકે ભાષત નિત્ય ઉઠિ, મૌત ન આવત યાહ
ચો—જીન હિત નિજ પરલોક બિગારા, [૧૫]તે જીયતે તજી કરત કિનારા
આવત મૃત્યુ નિકટ જ્યહિ કાલા, સબ મિલિ જારિ દેત તત્કાલા
જીવતમાંહિ સહત દુખ [૧૬]નાના, અરૂ નહિં ભજન કરત ભગવાના
ધિક ત્યહિ બુદ્ધિ [૧૭]મનુજ તનું પાઇ, મોક્ષ [૧૮] હેત નહિં કરત ઉપાંઈ
હે મિત્રો ! સંદેહ ન કરહું, રામભક્તિ [૧૯]હિરદૈ મહૈં ધરહુ
[૨૦]મૃગજલ મિલે તૃષા વરૂ જાઈ, ઉદય હોય રવિ પશ્ચિમ આઈ
દો— [૨૧]પાવક શીતલ હોય વરૂ [૨૨]ચલૈ મેરૂ કયહુ કાલ
[૨૩]પૈ નહિં સુખ હરિ વિમુખ કહૈં, જાનિ લેહુ સબકાલ

## પીતા પ્રહલાદ સંવાદ (બીજો)

ચો—[૧]જેષ્ટ સુત તુમ પરમ [૨]સુખારિ, હમરે રાજ કેર અધિકારી
[૩]તાતે સુત વિદ્યા પઢિ લેહુ, માની [૪]બાત મમ સહિત સનેહુ
સુનિ પ્રહલાદ કહયો ત્યહિ કાલા, [૫]મ્વહિં ન રાજ ચહિયે ભૂઆલા !
[૬]યદપિ નીક પિતુ બાત બતાવત, તદપિં નાહિં હમરે મન ભાવત

૫ તેને ખબર નથી કે યમપુર જવું પડશે ( મરવું પડશે ) ૬ લાંબી નજર કરીને જુઓ તો ૭ સૌનું ૮ કદી ૯ ઉઠી પણ શકાતું નથી તે અવસ્થા આવી ૧૦ તે વખતે ૧૧ આખો દિવસ બકબક કર્યા કરે છે ૧૨ તેનો પલંગ ડેલીમાં ગટર પાસે હોય છે ( વખત થાય ત્યારે લઇ જતાં વાર લાગે નહીં તે માટે ) ૧૩ તેને ભુખ પીડે છે ૧૪ ઘરના સૌ એમ કહે છે કે ૧૫ તે તેને જીવતો વાંચતાં નથી ૧૬ ઘણાં ૧૭ મનુષ્યનું શરીર મેળવીને ૧૮ માટે ૧૯ હૃદયમાં ૨૦ ઝાંજવાના પાણીથી કદાચ તૃષા છીપે, સૂર્ય કદાચ પશ્ચિમમાં ઉગે ૨૧ કદાચ અગ્નિ શીતળ લાગે ૨૨ કદાચ મેરૂ ચલાયમાન થાય ૨૩ પણ.

આ પ્રમાણે બાલ સંવાદ થયા પછી ગુરૂજી પધાર્યા, ગુરૂજીએ પ્રહલાદને ઘણી શીખામણ આપી તો પણ "રામ રામ" તજ્યા નહીં એટલે તેમને તેમના પિતા પાસે આણ્યા. પિતા પ્રેમથી બોલ્યા કે હે પુત્ર ! તમે તો ૧ મોટા પુત્ર, પાટવી ગાદીના અધિકારી ૨ ભાગ્યશાળી છો ૩ માટે તમે વિદ્યા ભણી લ્યો. ૪ સીખામણ ૫ હે રાજાજી મારે રાજ્ય જોઇતું નથી. ૬ આપને તે વાતનીક ( ઉત્તમ ] જણાય છે પણ મને તે ( ભણવાની અગર રાજ્યની વાત ] ગમતી નથી.

દો—[7]રાજ હોત પરલોકમેં, દુખદ સુખદ યાહ લોક
તાતે નહિં વિદ્યા પઢવ, [8] કરવ ભકિત તજી શોક
ચો—રામ ભકિત બિન વૃથા સુરાજુ, તાતે ચહિય ન મોહિ કછુ [9]સાજુ
સુનિ પ્રહલાદ કેરિ અસ બાની, કોપિત ભયો અસુર અજ્ઞાની
તુરત [10]ગોદતે દીન્હ ઉતારી, [11]ગજ મંગાય ઈક કહયો પુકારી
ગજ [12]પગતર ચહિ દેહુ દબાઈ, [13]પ્રગટ ભયો યહ મોહિ દુખદાઇ
[14]મમ ભ્રાતાકર જો વધકારી, ભજત તાહિ ભય ત્યાગી હમારી
[15]મમ ભયતે કહું રહયો લુકાઈ, તાહિ લીયો યહ નાથ બનાઈ
[16]સુનિ પ્રહલાદ જનનિ ત્યહેં આઇ, નીજ પતીતે યહ વીનય સુનાઈ
બાત હમારી નાથ અબ માનીય, સુત વધ કરિ નહિં કછુ સુખ જાનીય
દો—[17]પરા રહી યહ દાસ સમ, જાન દેહુ મહારાજ
દેહુ રાજ [18]લઘુ પુત્ર કહે, [19]સો કરી હૈ સબ કાજ
સો—ક્ષમા કીન્હ ત્યાહ વાર, સુની રાનીકે બચન અસ
બૈઠ રાજ દરબાર, [20]અસુરરાજ આનંદ સહિત

## પિતા પ્રહલાદ સંવાદ. (૩)

ચો—[1]અલ્પકાળ જીવન જગમાંહિ, રામનામ જપ [2]ઉચિત સદાહિ
શ્રીહરિ [3]ભકિતહિન નર જોઈ, વૃથા કલ્પ શત જીવે સોઇ
[4]સુન પુનિ સચીવ રહયો સમુઝાઈ, પૈ પ્રહલાદ મનૈ નહિં આઈ
તબહિં સચીવ ઉઠી ગયો [5]રિસાઈ, કહયો [6]હાલ ભુપતિતે જાઈ
તાહિ સમય [7]પુરજન તહેં આયે, દીન વચન અસ નૃપહિં સુનાયે
સબ બાલક પ્રહલાદ [8]બીગારે, નાથ ! યહે [9]બડ શોચ હમારે
સદા [10]નિશંક રટત હરિનામા, નિર્ભય રહત [11]આઠહુ યામા
દો—[12]ત્યાગવ નગર તુહ્માર હમ, [13]નાતરૂ કરિય ઉપાય
સુનિ હિરણ્ય કશ્યપ નૃપતિ, બોલી ઉઠયો [14]રસીયાય

---

૭ ભલે આ લોકમાં સુખ આપનાર પણ પરલોકમાં રાજ્ય દુખ આપનાર છે ૮ આપ પણ શોક તજીને ભક્તિ કરો ૯ રાજ્યનો સાજ શણગાર પણ ૧૦ ખોળામાંથી ૧૧ હાથી ૧૨ પગ તળીયે તેને કચરી નાંખો ૧૩ કારણ કે તે મને દુખ દેવા પ્રગટ થયો છે, ૧૪ જેણે મારા ભાઇને માર્યો તેને મારો ભય તજીને ભજે છે, ૧૫ તે ભગવાન [ વિષ્ણુ મારા ભયથી ક્યાંઈ છુપાઇને રહ્યો છે, તેને પ્રહલાદે નાથ ( ધણી ] બનાવી લીધો છે ૧૬ આ સાંભળીને પ્રહલાદની માતા [ ક્યાધુ ] ત્યાં આવી અને પોતાના પતિને વિનયથી સમજાવ્યો ૧૭ તેને [પ્રહલાદને ) રાજા તરીકે નહીં પણ એક દાસ ( નોકર ] જેવો ગણીને પડયો રહેવા દો (જવા દો) ૧૮ નાના ૧૯ તે રાજ કરશે, ૨૦ હિરણ્યકશીપુ.

પછી રાજાએ પ્રહલાદને સમજાવવા માટે પોતાના કારભારીને મોકલ્યો, કારભારીએ પ્રહલાદને બહુ સમજાવ્યો, પણ પ્રહલાદનો રંગ બદલાયો નહી. પ્રહલાદ ઉલટો કારભારીને બોધ કરવા લાગ્યો કે ૧ થોડા વખત જીવવું છે ૨ યોગ્ય ૩ ભક્તિ વિનાનો ૪ તે સાંભળી કારભારીએ પ્રહલાદને ફરી સમજાવ્યો પણ પ્રહલાદે તે વાતમાં મન દીધું નહી ૫ ખીજાઓ ૬ વૃતાંત ૭ ગામના લોક ૮ બગાડયા ૯ મોટી દીલગીરીની વાત છે ૧૦ શંકા રહિત ૧૧ સદા ૧૨ તજીએ છીએ ૧૩ નહીં તો ૧૪ ખીજાઇને

१५हे गुरु नन्दन ! करिय न रोषु, विप्र ! तुह्मार नाहिं कछु दोषु
काल विवश बालक मम भयउं, ताहिते १६त्यहि मति अस भयउ
अस कही प्रहलादही १७बुल-वायो, रामनाम सुमीरत सो आयो
कहेउ असुर १८अबहुं मम बानी, मानी लेहु नतु जीवन हानी
सुनि प्रहलाद कहेउ सुनु ताता, तजे न संत टेककी बाता
शंका करत मृत्युकी नाहीं, निर्भय भजन करत जगमांही
सुनि सुत बचन कहयो करी कोधा, १९बांधो याही आय बहु योधा
२०आई निकट मृत्यु यही केरी, मारो तुरत करो नहीं देरी.

## प्रहलाद—होलीका प्रसंग.

चोः—पुनी प्रहलाद १बुआ तहँ आई, प्रगट ढुंढला नाम कहाई
२जेही तनुं जरे अग्नि महुँ नाहीं, मृत्यु केरी शंका जयही नाहीं
प्रहलादही गोदीमहें लीन्हा, असुर राज ३आयसु तब दीन्हा
चहुँ दिशि ४उपल काष्ठ चुनवावौं, तामें तुरत अग्नि लगवावौं.
दो:—सुनी आयसु तब असुर सब, काष्ट भार बहु लाय
अग्नि प्रजारी तुरतहीं, अतीशय मन हर्षाय
चोः—५छप्पर चरख फ़रक तहें लावत, लाय अग्निमहें तुरतै डारत
६वल्लनकी माला लै डारे, इहिविधी सब मीली आगी ७प्रजारे
मन हर्षीत प्रहलाद कुमारा, ८धुरी उडाय रहे त्यहीं बारा
९जरि गइ सो निश्चरि अभागी, हरिजन अंग न लागी आगी
मिले सखा प्रहलादहिं आई, राम नामकी १० ध्वनि तहँ छाई
११हरि महिमा पुर रहि समाई, असुरराज १२पुनि सुतहिं बुलाइ
कहन लाग १३सुनि लेहि ताता, अबहुं मानि लेहु मम बाता
तुम नित करत जासु गुणगाना, सो हमरो है शत्रु १४महाना
दो—१५छल करि मार्यो भ्रात मम, मों भय रहयो छीपाय
तोहि भरोसो तासुको, कयौं नहि देत दिखाय ?

---

१५ ते वखते शुक्राचार्यना पुत्र जे प्रहलादना गुरु हता ते पण आव्या हता तेमने उद्देशीने राजा बोल्या के "हे गुरुना पुत्र ! दीलगीर न थशो." १६ तेनी बुद्धि १७ बोलाव्यो पण ते तो रामनुं स्मरण करतो करतो आव्यो १८ राजा बोल्या के हवे मारी वात मानी ले नहीं तो मोत आव्युं १९ घणा योद्धाओ तेने भेगा थइने बांधो २० तेनुं मोत नजदीक आव्युं छे माटे विना विलंबे तेने मारो.

घणा उपाये पण प्रहलादनुं मोत न आव्युं त्यारे त्यां १ फोइ तेनुं नाम ढुंढला २ जेनुं शरीर अग्निथी पण बळतुं नहीं ३ आज्ञा ४ छाणा तथा लाकडां गोठवी दो अने पछी तुरत अग्नि लगाडी दो ५ छापराना छाज, चरखा, फेरकीओ ६ होलया (नानां छाणा ] नी माळा ७ सळगावे ८ दैत्य लोको धुळ उडाववा लाग्या ९ ते ढुंढला—अभागी—बळीने राख थइ गइ, पण प्रहलाद—हरीजनने अग्नी लागी नहीं १० अवाज गाजी रह्यो ११ ज्यां त्यां नगरमां प्रभुना प्रतापनी वातो थवा लागी १२ फरी पुत्रने बोलाव्यो १३ हे पुत्र तमे सांभळो अने मारी वात हवे मानी जाओ ( राम नाम तजी देवानी वात ) १४ मोटो १५ ते विष्णुए कपट करीने मारा भाइने मार्यो छे अने माराथी संताइने बेठो छे अने तने तेनो भरोसो छे तो ते मने केम देखाडतो नथी ?

## નરસિંહ અવતાર.

ચો—અબહિ બુલાઉ [1]સહાયક આપન, હરિજન બોલ્યો વચન [2]સુહાવન
રામ મોર સર્વત્ર સમાના, [3]પ્રેમતે પ્રગટ હોય ભગવાના

*     *     *     *

જો ઉત્પત્તિ પાલન લયકારી, [4]કરે સો નિજજનકી રખવારી
કહયો અસુર સર્વત્ર વિરાજત, કયોઁ નહિ તોરે પ્રાણ બચાવત ?
રામ શક્તિ [5]જો ખમ્ભ સમાની, દેત છોરિ કિન નિજ જન જાનિ !
પુનિ પ્રહલાદ કહી પિતુ પાહિ, [6]રામ મોર અસિ ખંભહુ માહિ
અસ કહિ કિન્હ રામકર ધ્યાના, [7]તબહિં ખમ્ભ ચમકે ભગવાના
દો—અસુર ખમ્ભમેં દેખી પ્રભુ, કીન્હ [8]મુષ્ટીકા પ્રહાર
ભયઉ પ્રગટ પ્રભુ ખમ્ભતે, ધરિ નરહરિ અવતાર
ચો—અતિ વિશાલ તન વર્ણિ ન જાઇ, [9]રોમ રોમ વર પીત સુહાઈ
[10]શિર કર કેહરિ માનવ દેહિ, ગરજે પ્રભુ [11]પ્રહલાદ સનેહી
સુાન ધ્વનિ કાંપિ ઉઠે [12]તિહું લોકા, ભાગે અસુર સકલ [13]ઉરસોકા
બ્રહ્માદિક સૂનિ ધ્વનિ ભય માના, ડોલી [14]અવનિ શેષ [15]અકુલાના
[16]દનુજરાજ [17]લખી મનુજગજારિ, ધાવા પરમ સરોષ પ્રચારી
રે હરિ ! છલિ ! તોહિં મૈં જાના, છલ કરી હતેઉ બન્ધુ બલવાના
મિલ્યો ન મોહિં [18]ઢુંઢી મૈં હારા, અબ છલ કરી નરહરિ તનુ [19]ધારા
અસ કહિ [20]મારેસિ ગદા બહોંરી, [21]પ્રભુ સરોષ ગહિ ડારેસિ તોરી
દો—બહુરિ [22]સપદિ નરસિંહ પ્રભુ, ધાયે કાલ સમાન
ઝપટત લિપટત અસુર તબ, છલ બલ કરિ બલવાન

---

પ્રહલાદ બોલ્યા કે પ્રભુ તો કોઇના મીત્ર અગર દુશમન નથી તે તો જોઇએ ત્યાં છે આ સાંભળી અસુરે તેને સ્તંભ સાથે બાંધ્યો અને કહ્યું કે તારા રામને ૨ સુંદર ૩ પ્રેમથી ૪ તે પોતાના જનની સંભાળ લેશે. ૫ સ્તંભમાં સમાણી છે તો ૬ મારા રામ તો તમારા ખડગ તથા ખંભમાં પણ છે ૭ સ્તંભ ચમકયો, ડોલવા લાગ્યો ૮ મુઠી, ગડદો, ૯ ઉત્તમ પીળાં રૂવાડાં વાળા ૧૦ માથું તથા હાથ સીંહના અને નીચલો ભાગ મનુષ્યનો ૧૧ પ્રહલાદના વ્હાલા ૧૨ ત્રણ લોક ૧૩ મનમાં ડર સહિત ૧૪ પૃથ્વી ૧૫ ગભરાણા ૧૬ રાક્ષસોનો રાજા ૧૭ (મનુજ માણસ—નર, ગજારી એટલે ગજનો શત્રુ એવો સીંહ રૂપ ઓળખીને, ઘણો ક્રોધે ભરાયોને દોટ મુકી. ૧૮શોધીને હું હારી ગયો છું ૧૯ ધારણ કર્યું છે ૨૦ મારી ૨૧ પ્રભુએ કોપથી તે પકડી અને તોડીને ફેંકી દીધી. ૨૨ તુરત (હરણ્યકશીપુનો અંત આવતાં દેવલોકો પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા અને જેમ ગાય વાછરડાને ચાટે તેમ પ્રભુ પ્રહલાદને હેતથી ચાટવા લાગ્યા.

## પિત્રોધ્ધાર સાધન.

ચો:—સુમિરણુ યોગ્ય કૌન હૈ [1]દેવા, સો મોહિ સકલ બતાઇયે [2]ભેવા
સબ ફલ દાયક હૈ કો દેવા, પિત્રોદ્ધાર હોત [3]કેહી સેવા
[4]સુનત સુત બોલે મૃદુ બાની, સુનહુ કથા સૌનક મુનિ જ્ઞાની
રામ સમાન દેવ કોઉ નાહિ, સુમિરણુ કીયે સકલ દુઃખ જાહિ
યથા [5]મુલ તરૂ કીયે સિંચાઇ, ડાર પાત સબહિં હરિયાઈ
ભોજન કીયે યથા મુખમાંહિ, ઈન્દ્રિય સકલ તૃપ્તહૈ જાહીં

* * * * *

સકલ શાસ્ત્ર લખી કીન વિચારા, જગમેં રામ ભજન હૈ સારા
જો ચાહૈ નિજ પિત્રોધ્ધારા, સો હરિ ભક્તિ [6]કરે વિસ્તારા
દેઃ:—અખિલ વિશ્વ પતિ વિષ્ણુ હરિ, તાસુ ભકિત નહિ કીન
ભુલેહુ ભજન ન કીન્હુ તબ, નરકવાસ યમ દીન
( પદ્મ પુરાણુમાં કહે છે કે )
શ્લોક—[7]તાવદ્ ભ્રમન્તિ સંસારે પિતરઃ પિણ્ડતત્પરાઃ ।
યાવત્કુલે સુતઃ કૃષ્ણ, ભકિતયુકતો ન જાયતે ॥૧
સ્કન્દ પુરાણુમાં કહે છે
[8]પતન્તિ નરકે પુર્વે નૃત્યન્તિ ચ મુહુર્મુહુઃ ।
મદ્ધંશે વૈષ્ણવો જાત, સમેત્રાતા, ભવિષ્યતિ ॥ ૨
ચોઃ—[9]રાજ પુરોહિત કિયો વિચારા, નશિ જૈહૈ મમ ઉદ્યમ સારા
રામ ભકત હૈ હૈં જબ રાજા, તબહૈં જૈહૈં મોર અકાજ
જ્યોતિષ બાત ન મનિ હૈ કોઈ, ગ્રહ દાનાદી ન કરિ હૈ સોઈ
સુનિ હૈં [10]જ્ઞાન સંત જન કેરા, [11]મનિ હૈં વચન નહિં અબ મેરા

---

૧ દેવ ૨ ભેદ ૩ કોને સેવવાથી ૪ આ સાંભલી સુત પુરાણી સૌનકોને મધુર વાણીથી કહેવા લાગ્યાકે, ૫ ઝાડનાં મુળમાં જળ રેડોએતો ડાળ તથા પાન ( પાંદડાં ) લીલાં બની જાય છે. ૬ વધારો કરે છે. ( કવાસં રાજાનો જીવ ... સુતે શૌનકોને કહ્યો ) જ્યાં સુધિ કુળમાં શ્રીકૃષ્ણનો ભકત ન પાકે ત્યાં સુધી પિંડની ... આતુર બનેલા પિતૃઓ સંસારમા ભટકે છે. ૮ પૂર્વે નરકમાં પડેલા જીવો પોતાના કુળમાં વૈષ્ણવ પાકેતો તે મને બચાવશે એમ સમજીને નાચે છે ( શેખરપુરનો રાજા ... મરણ પામ્યો ત્યારે તેને નરકમા નાંખ્યો તે જોઇ તે રાજાના વડીલો જેઓ આ નરકવાસમાં હતા તે કવાસને જોઇને પોક મુકીને રડવા લાગ્યા તેનું કારણ પુછતાં તેઓએ કહ્યું કે હે દિકરા ! તું ભકત થાઇશ તો અમે છુટશું એવી અમને આશા હતી પણ તેં તો ... તેનું કર્યું તું તો ભવની બાજી હારી ને આવ્યો, માટે રડીએ છઇએ " તે વખત નારદે વચમાં પડી કવાસ રાજાને છોડાવ્યો અને કવાસે પ્રભુ ભકિતનું વચન આપ્યું. જીવ પાછો વળતાં તે રાજાનું શબ બેઠું થયું. તેને વીંટીને બેઠેલા રાજયના માણસો તથા રાણીઓ સમક્ષ કવાસે ભક્તિ નો મહિમા ગાયો અને જણાવ્યુંકે " બસ એજ ખરૂં છે. હવે મારે એજ કરવું છે" આ સાંભળી તમામ રાજી થયા પણ ૯ પુરોહિત (ગોર) વિચારમાં પડયો, કે જો રાજા ભકત બનશે તો મારો ધંધો ભાંગી પડશે. ૧૦ કથા ૧૧ હવે મારા વહેમ અગર જોતીષની વાત માનશે નહીં,

તાતે અસ કહ્યું કરૌ ઉપાઈ, ૧૨ જાતે વૈષ્ણુવ હોય ન રાઈ
અસ વિચારિ નિજ [૧૩]નારિ પઠાઈ, સો [૧૪]રાનિ ઢિગ પહોંચી આઈ
[૧૫]રાનિતે બોલિ સમુઝાઈ, હે અરિષ્ટ પુછહું બુલવાઇ
[૧૬]સુનિ રાનિ પ્રોહિતહિ બોલાયો, વિપ્ર આય ઈમિ વચન સુનાયેઃ

દોઃ—[૧૭]સબ વિધિ કુશલ તુહ્માર રહિ, પર અબ હોત અકાજ
રાજા વ્હૈ હૈ ભક્ત અબ, ત્યાગિહિહૈ સબરાજ
[૧૮]ધર્મ સિખાવે આપનો, ભગવત ભજન છુડાય
તજૈ તાહિ નિજ શતરૂ સમ, નારાયણ મન લાય
પિતા તજ્યો પ્રહલાદને, તજી ભરતને માત
તજ્યો બીભીષણ ભાત નીજ, સુની ન એકહુ બાત
વ્રજ વનીતન નિજ પતી તજેઉ, તજેઉ ગુરૂહી બલીરાજ
[૧૯]હીતુ તજે હરી નહી તજે, સબહીં સુધારે કાજ

*   *   *   *

ચો—[૨૦]અપને કન્ધ ચઢાવહુ મોહીં, આગી માંગી દેહું મૈં તોહી
વીધીના અસ સંયોગ ન કરઇ, દુષ્ટ નારી નર પાલે પરઈ
ખલ નારી અરૂ શઠૈ મીતાઇ, [૨૧]ઉત્તરદાયક સેવક પાઈ
[૨૨]સબલ શત્રુ ઘર સર્પ નીવાસા, મત્યુરૂપ માનહુ વીશ્વાસા
[૨૩]લખી અસ ચરીત ભીમ અલચાના, નારીસેવક તેહી [૨૪]પહીચાના
[૨૫]કંઠ અશુધ્ધ ન તુલસી ધારા, મુખ અશુધ્ધ નહીં નામ ઉચારા

---

૧૨ જેથી રાજા ભક્ત ન બને, ૧૩ ગોરાણીને મોકલી ૧૪ રાણી પાસે ૧૫ ગોરાણીએ રાણીને 'ભગવાનની ભક્તિ નુકશાન કરતા છે' એમ બરાબર સમજાવ્યું અને વળી કહ્યુંકે મારૂં ખોટું હોયતો તમારા ગોરને પુછજો ૧૬ આ સાંભળી રાણીએ ગોરને બોલાવ્યો ૧૭ ગોરે કહ્યું કે અત્યાર સુધી તમારે આનંદ છે. પણ હવે તમારૂ બગડયું સમજવું કારણકે રાજા જો ભક્ત થશેતો રાજ ( વિષય સુખ ) તજી દેશે, એટલે તમે ભીખારી બની જશો. ( તમારાં વિષય સુખ બંધ થશે. ) માટે જો તમારૂં કલ્યાણ ચાહતા હોતો હે રાણી ! તમારાં પ્રેમમય નયન બાણુથી રાજાને વશ કરીલ્યો અને ભક્તિની દિક્ષા લેવા દેશો નહીં. રાણીએ રાજાને રીજવ્યો, વચનથી કબજે કરી ભક્તિની પ્રતિજ્ઞા તોડાવી નાંખી, કેટલોએક સમય ગયા પછી પિતૃઓની પ્રેરણાથી તે ક્વાસ રાજા પાસે નારદ પધાર્યા. ક્વાસે જલ તથા ભોજન લેવા કહ્યું. નારદે કહ્યું કે 'તું વિષ્ણુ ભક્ત હોયતોજ તારે ત્યાંથી જલ અહાર લેવાય.' ક્વાસે ભક્તિની પ્રતિજ્ઞા તોડયા સમંધી તમામ વાત કરી દીધી. આ સાંભ

ળી નારદ બોલ્યાકે સ્રીની આજ્ઞામાં રહીને ચાલે તેના અંગને તો શીયાળ પણ નથી અડકતાં, માટે મારાથી તારૂં કાંઇ લેવાય નહીં, વળી નારદ બોલ્યા કે હે ભાઇ " ૧૮ સંસારનો રસ્તો– કાર્ય બતાવે, ૧૯ સગાં ને તજે પણ પ્રભુને તજે નહીં ( પછી એક ઘાંચીનું દ્રષ્ટાંત આપીને કહ્યું કે એક ઘાંચણથી તેનો ધણી ઘણોજ દબાઇ ગયોહતો. તે ઘાંચણ બેસી રહેતી હતી અને તેનો પતિ ઘાંચી વાસીદાં, રસોઇ જળ ભરવા, વાસણ માંજવા વિગેરે કામ કરી લેતો હતો. ૨૦ એક દીવસે ઘરમાં અગ્નિની જરૂર પડતાં ઘાંચી એ તેની સ્રીને કહ્યુંકે " બહાર પાડોશીને ત્યાંથી અગ્નિ લાવી આપ તો રસોઈ કરી નાંખું ત્યારે ઘાંચણે કહ્યું કે " મને તમારે ખભે બેસાડીને પાડોશમાં લઇ જાઓતો અગ્નિ લાવી આપું " ( ઘાચીએ તેમ કર્યું–પાડોશમાં બાળકોને ગમત જાગી, વૃદ્ધો શરમાવા લાગ્યા અને સ્રીઓના ટોળામાં એક બોલીકે " તે બાઇનાં પુરણ ભાગ્ય હશે તે આવા ક્યાગરા ધણીની ધણીઆણી થઇ છે. 'બીજી બોલીકે "એમ કરીએ ત્યારેજ માટીડા સીધ્ધા થાય." ત્રીજી બોલી " બા આવું તો હોય! આતો લાજી મરીએ " ત્યાં એક ડોશી બોલી કે " ઘાંચી સુવો ફાતડો છે, નહીંતો રાંડના શા બારછે ? વીગેરે વીગેરે. " ) ૨૧ ઉત્તર આપનાર નોકર. ૨૨ જબરો શત્રુ અને ઘરમાં સાપનો વાસ, ૨૩ આ મહાભારતની શરૂઆતમાં આપેલું દ્રષ્ટાંત છે ત્યાં સ્રી શેવકની જરુર પડતી હતી તે વખતે ભીમને આ ઘાંચી જડયો હતો. ૨૪ જડયો. ૨૫ જેણે તુલસીની માળા પહેરી નથી તેનો ડોક અશુધ્ધ અને જેણે પ્રભુનું નામ લીધું નથી તેનુ મુખ અશુધ્ધ છે,

---

[૨૬]નૈન અશુધ્ધ ન દર્શન કીન્હા,[૨૭] જઠરહુ અશુધ્ધ પ્રસાદ ન લીન્હા
પગ અશુધ્ધ [૨૮]નહિં તીર્થ સીધાયો, [૨૯]ઇહી વીધી તાહી અશુધ્ધ બતાયો

## પુતના વધ.

[૧]જહં હમ જાહી સહજ જીયજાની, [૨]સાદર મીલહી રાજઘર રાની
[૩]મીલીહુ ન પ્રેમ સહીત નંદરાની, [૪]રહઊ જાની કછુ હમહીં ન હાની
દો:—[૫]હાં આઈ ઈત જાનીહીત, સહજ સનેહ દ્રઢાય
[૬]કરે યત્ન કોઈ કોટીવીધી, જાતી સ્વભાવ ન જાય
ચો:—[૭]જીમી મુકતાહલ છાંડી કીરાતી, ગહેં ગુંજફલ ઔગુણમાતી,
શ્લોક—[૮]તક્ષકસ્ય વિષં દંતે મક્ષિકાયાં વિષં શિરે
વૃશ્ચિકસ્ય વિષં પુંછે સર્વાંગે દુર્જનો વિષમ્ ॥
સુની યહ વચન વિહંસી નંદરાની, મીલી બહોરી બહુત સનમાની
કહ પુતના સુનહુ નંદરાની, કહાં તનય તવ [૯]સુમુખી ! સયાની
યહ કહી [૧૦]બકી કૃષ્ણ પહેં આઇ, દેખી [૧૧]મગ્ન ભઈ સુન્દરતાઇ
[૧૨]હરિસ્વરૂપ લખી ચહેં ન મારા, પરમ પ્રેમ મન કરે વીચારા
[૧૩]અખીલ અવનીકે બાલ ઘનેરે, યહી સમાન કહું શુભગ નહેરે
દો:—બાર બાર પ્રભુ [૧૪]લખી, [૧૫]ભરી આયો દ્રગ નીર
[૧૬]સમુઝિ નૃપતિ કર કાજ, પુની ધાયો મન ધીર
નન્દરાની ગૃહ કાજ કહેં, ગઈ જબહી [૧૭]હીત જાની
ચહેં [૧૮]અહિત હરિ પુતના, પરમ [૧૯]કુટિલ જીય ઠાની
ગોદ લીન્હ સુત ચુમી મુખ, માનહુ [૨૦]પરમ સહેલી
[૨૧]દુલરાયે પુની ઝાપી પટ દીય આનન કુચ મેલી
દીખ[૨૨]પયોધર માંહી વીખ. જાની કપટ યદુનાથ.

---

૨૬ આંખે ૨૭ પેટ ૨૮ તીર્થ વા નહીં ૨૯ આ પ્રમાણે હે રાજન તું અશુધ્ધ છો આ સાંભળીને કર્ણાસે નારદજી પાસે દિક્ષા લીધી અને પિતૃ ઉધ્ધાર કર્યો.

જ્યારે ઘણા ઘણા દૈત્યો મોકલ્યા હતાં શ્રી કૃષ્ણની હત્યા થઇ નહીં ત્યારે કંસ રાજાએ પોતાની બેન પુતનાને મોકલી પુતના ઠીક દાવ પેચ રમનારી હતી. તેને આવેલી જોઇ પ્રેમ તો જસોદાજીએ તેના સત્કાર કર્યો નહીં ત્યારે પુતના બોલી ૧ જ્યાં ૨ રાજાની રાણી પણ મને સાદર ( પ્રેમથી ) મળે છે ૩ તો હે નંદરાણી ! તમે મને કેમ પ્રેમથી મળતા નથી ? ૪ ચોક્કસ જાણજો કે અમ સાથી તમને કોઇ પણ પ્રકારની ( હરકત ) થવાની નથી, ૫ તમારૂં કલ્યાણ જાણીને અહીં આવી છઉં અને હે નંદરાણી ! આપણા સર્વોપર પણામાં પ્રેમ વધારવા આવી છું ૬ શુકદેવજી કહે છે કે હે રાજા પરિક્ષત ! કોટી પ્રકારના પ્રયત્ન થાય પણ જાતી સ્વભાવ જતો નથી ૭ જેમ ભીલડી મોતીના હારને મુકીને ચણોઠીના હારને પસંદ કરે છે તેમ પુતનાએ પ્રભુ સાથે પ્રેમ કરવા બદલે પ્રભુને મારવાની ઇચ્છા કરી છે. માતા જશોદા ભોળાં હતાં, પુતનાના આવા કપટ વચનો સમજી શક્યાં નહીં, તેથી તેની સાથે હસ્યાં. ૮ વિષના ભાગ પાડતાં પ્રભુએ સાપને દાંતમાં આપ્યું માખી માથામાં આપ્યું, વીંછીને પુંછડામાં આપ્યું, પણ દુર્જનના તો તમામ અવયવોમાં વિષ ભરી દીધું છે ૯ હે સારા મુખવાળી તથા સમજુ-ડાહી યશોદા ! ૧૦ પુતના ૧૧ રાજી થઇ ૧૨ પ્રભુનું રૂપ જોઇને મારવાનો વિચાર મટી ગયો, પ્રેમ વધ્યો ૧૩ આખી પથ્વીમાં બાળ છે પણ ૧૪ જોઇને ૧૫ આંખમાં પ્રેમનાં જળ આવ્યા ૧૬ કંસની આજ્ઞા અગર કાર્ય યાદ આવતાં ૧૭ નિર્ભય સમજીને ૧૮ ખોટું ૧૯ પાપી અને મનમાં ધારેલું કાર્ય કરવામાં દ્રઢતાવાળી ૨૦ ઘણીજ સહેલાઇથી કાર્ય કરવા ૨૧ પ્યારા શ્રી કૃષ્ણને પોતાની સાડીના છેડાથી ઢાંક્યા. અને આનન ( મુખ ) માં કુચ ( સ્તન ) મેલ્યો. ૨૨ સ્તનમાં ઝેર જોઇને યદુનાથ ( શ્રી કૃષ્ણ ) તેનું કપટ સમજી ગયા,

તુરત વેહૅંસી પીવન લગે, પ્રાણ દુધ કે સાથ
ગહે પયોધર [23]કર કઠીન, [24]ઉંરમહૂં પરો ખંભાર
અતી વ્યાકુલ ભઈ પુતના, હાહા કરતી પુકાર

ચોઃ—અરી યશોદા કસ તવ પુતા, [25]માનુષ નહિં અહે યમદૂતા
[26]જોરી ગુની અહીં ગહ્યો અભાગી, અસ કહી અધમ વીકલ હૈ ભાગી
જો પૈ [27]જીયત છુટી મૈં પાઉં, [28]કબહુ ન ગોકુલ ગોંવ મેં જાઉં
ભાગત જાય [29]શીશુહી ઝક ઝોરી, [30]ગહ્યો પયોધર હરી કર જોરી
પુર બહાર કાલીન્દી તીરા, છુટે પ્રાણ તબ પ્રગટ શરીરા
[31]ગિરી પુતના વજ્ર સમાના, ભયો શબ્દ પુર લોગ [32]ડરાના

## સદાશીવ કૃષ્ણ દર્શન.

ચોઃ—એકદીન શંભુ પ્રેમમેં [1]પાગે, [2]પ્રભુકો અંક લેન અનુરાગે
તુરતૈ ચલે નંદકે દ્વારે, અંગ વીભુતી જટા શીર ધારે
મુંડમાલ શશીભાલ વિશાલા, લપીટે અંગ [3]વ્યાલ વીકરાલા
શ્રી હરિ શંકર આવત જાને, [4]રોઇ ગયે નહિં રહત ચુપાને

દોઃ—યશુદા કીન્હી યત્ન બહુ, [5]લીન્હે બોલી સયાન
યંત્ર મંત્ર કરી સબ થકે, તબ મનમેં [6]ઘબરાન

ચોઃ—કાહુ વીધી [7]નહિં ચુપ મુરારી, યશુદા શોચ કીન્હ અતી ભારી
[9]તબહિ દ્વાર સદા શીવ બાવા, [10]આયે શૃંગી નાદ બજાવા
યશુદા સુની દ્વાર પર ધાઇ, બાવાજી ઘર લીયે બુલાઇ
સુંદર આસન દીયો [11]બીછાઇ, તાપર બૈઠાયે [12]પશુરાઈ
યશુદા વચન કહે કર જોરે, [13]કહા ભયો બાલકકો મોરે
કાન્હ સુવાયેતે નહિ સોવૈ, [14]ડારૈ દૂધ ઔર બહુ રોવૈ
બાવા તુમ કછુ કરો ઉપાઈ, શ્યામ સુંદરકી [15]મીટે રૂવાઈ
[16]બાવા કહી ગોદ મમ દીજે, અબહીં નીજ સૂત નીકો લીજે

દોઃ—સુની યશુમતી શીવકે વચન, [17]મનમેં ધરી કછુ ધીર
તુરતૈ શીવકી [18]ગોદમેં, દીન્હો સુત વ્રજવીર

૨૩ હાથ ૨૪ પુતનાના હૃદયમાં ખેંચ તાણુ થવા લાગી. જેમ વીજળી પકડી હોય. અને હાડકાં ખખડે તેમ શ્રી કૃષ્ણે તેના પ્રાણ ખેંચતાં સ્ત્રો તુટવા લાગી ૨૫ માણસ નહી ૨૬ શેળો અને નાગ લડે છે ત્યાં શેળો હળવે લઇને નાગનું પુંછડું પોતાના મોંમાં લઇ લેછે પછી શેળો દડા જેવો બની જાય છે. તેના શરીરે કાંટા હોય છે. સાપ ખીજાઇને શેળા ઉપર પોતાની ફેણુ પછાડેછે- તે વખતે ફેણુમાં પેલા કાંટા પેસી જાય છે તે પ્રમાણે પુતનાને શ્રી કૃષ્ણને મારવા જતાં પોતાનું મોત સમજાયું. સાંકડા મોં વાળા વાસણમાં ઘી ચાટવા વાલી બીલાડીનું જેમ માથું ભરાઇ રહે છે અને પછી તે બીલાડી ગભરાય છે તેમ પુતના અકળાઇ ગઇ ૨૭ જીવતી ૨૮ કદી ગોકુળ ગામમાં આવું નહીં ૨૯ શ્રી કૃષ્ણે તેને છોડીજ નહીં ૩૦ સ્તન પકડયો. ૩૧ પડી ગયા. ૩૨ ગભરાઇ ગયા.

સદાશીવ શ્રી કૃષ્ણના દર્શને આવે છે ૧ ઘેલા. ૨ ખોળામાં લેવા માટે પ્રેમ થયો. ૩ વિકરાળ સાપ ૪ યશોદાજી બાવા પાસે મને જવા નહીં દે માટે યુક્તિ કરી પ્રભુ રડવા લાગ્યા અને કેમે "છાના રહેતા નહોતા. ૫ ઘણા ઘણા ડાહ્યા માણસોને પુછ્યું. ૬ ગભરાયા ૭ શ્રી કૃષ્ણ છાના ન રહ્યા. ૮ દીલગીરી. ૯ યસોદાની આવી સ્થીતી છે તે વખતે સદા શીવ નંદ દ્વારે પધાર્યા ૧૦ આવીને શ્રૃંગી વગાડયું. ૧૧ પાથરીને ૧૨ શંકરને ૧૩ હે બાવાજી આ મારા બાળકને શું થયું છે. તે કહો ૧૪ યશોદા કહેકે એને ધવડાવું છું તો પણ રડે છે. ( સદા શીવના ખોળામાં રમવાની આ શ્રી: કૃષ્ણની યુક્તિ છે તે બાપડી યશોદા શું સમજી શકે ! ) ૧૫ રડતા મરી જાવ. ૧૬ સદાશીવ બોલ્યા કે હે યશોદા ! તમે શ્રી કૃષ્ણને મારા ખોળામાં આપો પછી તમારા પુત્રને નીરોગ (રોગ રહીત) લેજો. ૧૭ ગરજ છે માટે ધીરજ રાખીને ૧૮ ખોળામાં.

**ચો**—ભુલી ગયે પ્રભુ તુરત [19]રુવાઈ કિલકારત ખેલત મુસુકાઈ
હંસિહંસિ માથે ચન્દ્ર નીહારે, [20]ભાલ નયન પર કરયુગ ધારે
[21]કબહું જટા મુઠી પૈ ધારૈં, ઉછરૈં હંસૈ રમૈ કિલકારૈં
[22]નીજ મૈયાકી ગોદ ન આવૈં, હંસી હંસી શીવકે અંગ લપીટાવૈં
શીવને સકલ મનોરથ પાયે, બહુ પ્રકાર પ્રભુ ગોદ [23]ખીલાયે
નહી છોડત શીવ ગોદ કન્હૈયા, બડે યત્નસોં લીન્હૈં મૈયા
પુની શીવને નીજ ડમરૂ બજાવા, બહુ વીધી પ્રભુકો નૃત્ય દીખાવા
[24]જ્યોં જ્યોં નૃત્ય કરૈં ત્રિપુરારી, ત્યોં ત્યોં કીલકૈં હંસે મુરારી
**દો**—કર જોરે યશુમતી કહઈ, શીવસોં વચન [25]વીશાલ
ઇચ્છા ભીચ્છા લેહુ તુમ, ભલો કીયો મમ લાલ
**ચો**—શીવ બોલે સુનુ યસુમતી મૈયાં, તેરો નીકો ભયો કનઈઆ
નહીં હમરે કછુ અન ધન ઇચ્છા, [26]તોસો હમ માંગત યહ [27]ભિચ્છા
જબ જબ હમ આવૈં ઘર તોરે, [28]દીજૈ નીજસુત ગોદી મોરે
[29]અસ કહી શીવ નીજ ધામ [30]સીધાયે, યશુદા અતી આનંદ ઉર પાયે

---

૧૯ રોવાનું ૨૦ કપાળમાં જે ત્રીજું નેત્ર છે તે ઉપર બેઉ હાથ મકવા લાગ્યા ૨૧ ક્યારેક ૨૨ યશોદાના ખોળામાં પાછા ન આવે. ૨૩ રમાડયા. ૨૪ જેમ જેમ ૨૫ પ્રસન્ન વદ નથી, ૨૬ તારીપાસે. ૨૭ ભીક્ષા. ૨૮ મારા ખોળામાં તાર પુત્રને આપ એજ મારી ભીક્ષા છે. ૨૯ આ પ્રમાણે. ૩૦ ગયા.

## અંગદ રામ સંવાદ—પ્રેમમાં રામ હાર્યા.

**ચો:**—૧ જિસરે ગૃહ સ્વપ્નેહું સીધાી નાહી, ૨ ઉભી પરદ્રોહ સંવલનમાંહી.
તબ રઘુ તિ સબ સખા બુલાયે, આય સબહિ સાદર શિર નાયે
૩ પ્રેમ સમેત નિકટ બૈઠારે ભક્ત સુખદ મૃદુ વચન ઉચારે
તુમ અતિ કીન્હ ૪ મોરિ સેવકાઇ, ૫ મુખપર કેહી વિધિ કરોં બડાઇ
૬ તાતે મોહિ તુમ અતિ પ્રીય લાગે. ૭ મમહિત લાગી ભવન સુખ ત્યાગે
૮ અનુજ રાજ્ય, સંપતિ વૈદેહી, દેહ ગેહ પરિવાર સનેહી
સબ મોહી પ્રીય નહીં તુમહિ સમાના, ૯ મૃષા ન કહીં મોર યહ બાના
૧૦ સબકેહ પ્રિય સેવક યહ નીતિ, મોરે અધિક દાસપર પ્રીતિ.

**દો:**—અબ ગૃહ જાહુ સખા સબ, ભજહુ મોહિ દૃઢ નેમ,
૧૧ સદા સર્વગત સર્વહિત, જાહિ કરહુ અતિ પ્રેમ.

( આમ કહેતાં સો સખાને ઘર યાદ આવ્યું તો પણ પ્રભુથી છુટા પડવું પડશે એવી ચીંતામાં પ્રભુ સામુ એકી નજરે જોઈ રહ્યા. પ્રભુએ જ્ઞાનની વાતો કરી સમજાવ્યા એટલે એક પછી એકને વારાફરતી પહેરામણીમાં વસ્ત્ર. આભુષણ વીગેરે આપવા માંડયા. અંગદ બેઠો બેઠો આ બધું જોતો હતો. તેને અહીંથી જવાનો વિચાર નહોતો. )

**ચો:**—અંગદ બૈઠિ રહે નહિ ૧૨ ડોલે, પ્રીતિ જાનિ પ્રભુ તાહી ન બોલે.
( પ્રભુએ અંગદને છોડીદઈ જાંબુવંત નિલાદિ તમામને શીરપાવ આપ્યો. હવે અંગદનો વારો આવતાંજ )

**દો:**—તબ અંગદ ઉઠી ૧૩ નાયશીર, ૧૫ સજલ નયન કર જોરિ.
અતિ ૧૫ વિનિત બોલે વચન, ૧૬ મનહુ પ્રેમરસ બોરિ.
**ચો:**—સુનુ સર્વજ્ઞ કૃપાસુખ સિન્ધો. દીન દયાકર ૧૭ આરત બંધો
૧૮ મરતીવાર નાથમોહી વાલી, ગયો તુમ્હારે કોછે ઘાલી

૧૯ અશરણ શરણ બિરદ સંભારી, ૨૦ મોહી જનિ તજહું ભક્ત ભયહારી
૨૧ મોરે પ્રભુ ? તુંમ ગુરૂ પિતુ માતા, જાઉં કહાં તજી પદ જલ જાતા
તુમહિ વિચાર કરહુ ૨૨ નરનાહા ! ૨૩ પ્રભુ તજી ભવન કાજ મમ કાહા
૨૪ બાળક અબુધ્ધ જ્ઞાન બલ હીના, રાખહું શરણ જાનિ જન દીના
૨૫ નીચ ટહલ ગૃહકી સબ કરિહૌં, પદ પંકજ વિલોકી ભવ તરિહૌં
૨૬ અસ કહી ચરણ પરે પ્રભુપાહીં, અબજનિ નાથ ! કહહુ ગૃહ જાહીં
દોહા:—અંગદ બચન ૨૭ વિનિત સુન, રઘુપતિ ૨૮ કરૂણા સીંવ
૨૯ પ્રભુ ઉઠાય ઉર લાયઉ, સજળ નયન રાજીવ.

( પછી શ્રી અંગમાં ધરવાની માલા રામે વાળીતનયને પહેરાવી, મણી વીગેરે વસ્ત્રો આપી બહુબહુ રીતે સમજાવી સોસખા સાથ વિદાય કર્યો, રામ પોતાના ભાઇઓ સહીત ગામ બહાર સખાને વળાવવા ચાલ્યાછે. )

ચોઃ—ભરત ૩૦અનુજ ૩૧ સૌમિત્ર સમેતા પઠવન ચલે ભક્ત ચિત ચેતા
અંગદ હ્રદય પ્રેમ નહિ થોરા, ૩૨ ફિરિફિરિ ચિતવત પ્રભુકી ઓરા.
૩૩ બાર બાર કરી દંડ પ્રણામા, મન અસ રહન કહહિં મોહિં રામા
૩૪ રામ વિલોકનિ બોલનિ ચલની, સુમિરિ શોચત હઁસી મિલની,
૩૫ પ્રભુરૂખ દેખી વિનય બહુ ભાખી, ચલે હૃદય પદ પંકજ રાખી

( ચાલતાં ચાલતાં પણ અંગદે હનુમાનને કહ્યુ કે મને પાછો રામના ચરણમાં બોલાવે એવું કાંઇ કરજો- પ્રભુ ચરણમાં રહેવા હું ખુશી છું " તે વાત હનુમાને રામને કહી પણ રામે અંગદને પાછો બોલાવ્યો નહીં. માટે કાગભુશંડીએ ગુરૂડ ને કહ્યું કે )

દોહા:—૩૬ કુલિશહુ ચાહિ કઠોર અતિ, કોમલ કુસુમહુ ચાહિ.
ચિત ખગેશ રઘુનાથ કર, સમુઝિ પરે કહુ કાહિ ?

---

રામચંદ્રજી સુગ્રીવ બિભીષણ આદિ પોતાના સખા સહિત લંકાથી આવ્યા હતા. છ માસ થઇ ગયા પણ કોઇ જવાનું નામ લેતા નહોતાં. એટલે દયાળુ રામચંદ્રને ચીંતા થઇ. ૧ તે સખાઓ ઘરને એવું ભુલીગયા કે તેમને સ્વપ્નામાં પણ ઘર યાદ આવતું નહોતું ૨ જેમ પારકાનો દ્રોહ સંતોને સ્વપનામાં આવતો નથી. ૩ રામચંદ્રજીએ તેમને પ્રેમ સહિત પોતાની પાસે બેસાડયા પછી ભક્તોને સુખ આપવા વાલા એવા રામ મધુર વચન બોલ્યા. ૪ મારી નોકરી. ૫ તમારા મુખ ઉપર હું તમારાં વખાણ કેવી રીતે કરી શકું ? ૬ તેથી ૭ મારેમાટે કરીને તમોએ ઘરબારના સુખ તજી દીધાં છે. ૮ ભરતાદિ ત્રણે ભાઇઓ ચાયો ધ્યાનું રાજ્ય ઐશ્વર્ય સીતા. આ શરીર, ઘર, પરિવાર તથા સોબતીઓ તે બધા મને વહાલા છે પણ હે સખાઓ તમારા જેવા તે વહાલા નથી. " ગીતા અ- ૯- શ્લોક ૨૯ તથા શ્રીમદ ભાગવત એકાદશસ્કંધ. અ- ૧૪ શ્લોક ૧૫. ૧૬. તથા ૧૭માં પણ પ્રભુઆ પ્રમાણે બોલ્યા છે. ૯ હું જુઠું બોલતો નથી-સત્ય કહુંછઉં ૧૦ સામાન્ય રીતે સોને સેવા કરે તે વહાલું લગે છે ૧૧ મારો સર્વ વ્યાપક સમજીને તમામનું અતી પ્રેમથી હિત કરતા રહેજો ૧ જવાએ જવું ગમત નથી તેથી અથાગ પ્રીતી જોઇને પ્રભુએ તેને કાંઇ કહ્યું નહીં. ૧૩ પગે લાગીને. ૧૪ આંખમાં પાણી લાવીને તથા હાથ જોડીને. ૧૫ નમ્ર. ૧૬ જાણે પ્રેમ રસથી ટપકતાંહોય એવાં વચન. ૧૭ ગરીબન. બોલી. ૧૮ હે નાથ વાલીએ મરતીવખતે મને આપને ખોળે બેસાડયો છે કે મારી સોંપણી ( ભલામણ ) આપને કરી છે તે ભૂલી ગયા કે ? ૧૯ વળી નીરાધારના આધાર આપ છો " એવું આપે વારંવાર કહ્યું છેતો મને કેમ અહીંથી જવાનું કહોછો ? ૨૦ માટે હે ભક્તોના ભયને મટાડનારા મને તજી દેશો નહીં. ૨૧ મારેતો હે પ્રભુ ! ગુરૂ. પિતા અને માતા આપજ છો ? આપના ચરણ કમળ તજીને ક્યાં જાઉં ? ૨૨ હે રાજાધિરાજ. ૨૩ આપને તજીને મારે મારે ઘેર શું કામ છે ! ૨૪ મને બાળક અબુધ ( અજ્ઞાની ) અને બળ હીન ગણીને ગરીબના ઉપર દયા સમજી ને આપને શરણે રાખો. ૨૫ હું આપના ઘરની નીચામાં નીચી ટેલ [ વૈતરું. કામકાજ ] કરીશ અને આપના કમળ સરખા ચરણારવીંદ દેખીને આ ભવસાગર તરી જઇશ. ૨૬ આ

જુઓ ટીકા પાનું ૧૧૧

પ્રમાણે કહીને પ્રભુના ચરણમાં પડયો અને બોલ્યો કે " હે નાથ હવે મને ઘેર જવાનું ન કહેશોજી " ૨૭ નમ્રતાળ. ૨૮ દયાના સાગર ૨૯ પ્રભુએ અંગદને ઉઠાડીને હૃદયમાં ઘાલ્યો—ચાંપ્યો તે વખતે પ્રભુને કમલ સરખાં નેત્રોમાં પ્રેમનાં જળ આવી ગયાં હતાં ૩૦ શત્રુઘ્ન ૩૧ લક્ષ્મણ સહિત ભકતોના ચિતને [ મનને ] રાજી કરનાર રામચંદ્રજી સખાઓને વળાવવા માટે ગામ બહાર ગયા. ૩૨ તેથી વારંવાર પ્રભુની સામુ જોયા કરતો હતો ૩૩ અને વારંવાર પ્રભુને દંડપ્રણામ કરીને મનમાં આશા રાખતો હતો કે પ્રભુ મને અહીં રહેવાનું કહેશે ખરા. ૩૪ રામચંદ્રજીની જોવાની ઢબ. બોલવાની ઢબ ચાલવાની ઢબ હસવાની તથા મળવાની ઢબ યાદ કરીને શોક કરતો હતો. ૩૫ છેવટમાં પ્રભુની એમજ મરજી છે એવું સમજીને ઘણોજ વિનય કરીને તથા હૃદયમાં પ્રભુના ચરણો રાખીને અંગદ [ ઘર તરફ ] ચાલ્યો. ૩૬ કાગ ભુષંડી ગરૂડજીને કહેછે કે હે ગરૂડજી અત્યારે રામચંદ્રજીના હૃદયને વજ્ર કરતાં પણ વધારે કઠીણ કહીશકાય ( કારણકે ) પ્રેમમાં રામ હાર્યા અને અંગદ જીત્યો ) વળી કોઇ વખતે તે હૃદય પુષ્પના કરતાં વધારે કોમળ હોય છે ત્યારે તે હૃદયને કઠીણ કહેવું કે કોમળ કહેવું મને સમજણ પડતી નથી.

## થાળ. (૧)

છાનો માનો છેડે આવે આવલાજો, ઘેર મ્હારે બૈજીની બીક જો છાનો.
બાઈ મીરાંના સ્વામી વ્હેલા આવજોરે, ઝાંપલીઆમાં જમાડું હાથે ધરજો, છાનો.
દુધડીઆ લાવુંરે ગોરી ગાયના જો, છલાણામાં માગી લાવું ઘેંસ જો
ઝાલર વઘાર્યા ઝાઝા તેલમાં જો, ઉપર આલું મરીઆળા શા મગજો છાનો.
ફેરસા લાગે તો ફેર માગજો જો, આપણા ખેતરમાં પાકયા ઢગજો છાનો.
બંટી બાવટાનો રામ રોટલો જો, ટાઢો છે પણ લાગે મીઠો દુધ જો છાનો.
ભેળા બેસીને સીરાવશું જો, હું તો લળી લળી જોઉં તમારૂં મુખજો છાનો.
જળ જુમનાની ઝારી પાન બીડલાજો, હાથ ધોઇને લેજો મુખવાસજો છાનો.
પથારી કરી આલુ પરાળની જો. ઉપર આલુ ચસાખીની સોડજો છાનો.
બાઈ મીરાંના સ્વામી સુખે પોઢજોજો, હરીજનને દેજો ભકિત દાન જો છાનો.

## થાળ (૨)

લાવે લાવે લટકાન્તિ વ્રજનારી કે મેવા લાવે મીઠડારે લોલ.
વ્હાલા મ્હારા ભક્ત તણે ઘેર આવો કે શીલ સ્વભાવનારે લોલ.
વ્હાલા મ્હારા સંસારમાં એક સારકે જેણે હરી દીઠડારે લોલ.
વ્હાલા મ્હારા આવ્યા વીદુરને ઘેર કે ભાજી ચાખવારે લોલ.
વ્હાલા મ્હારા લાડુને કંસાર જલેબી ઝુલતીરે લોલ
વ્હાલા મ્હારા પેંડાને પકવાન પતાસાં પ્રેમનારે લોલ
વ્હાલા મ્હારા તુળસીના પત્ર ધરાવું કે ભુખ્યા હરી ભાવનારે લોલ
વ્હાલા મ્હારા જળ જુમના ભરી ઝારી કે આચમન લીજીએરે લોલ.
વ્હાલા મ્હારા બીડલે બાસઠ પાનકે તાંબુલ લીજીએરે લોલ.
વ્હાલા મ્હારા લવીંગ સોપારીને એલચી મુખવાસ કીજીએરે લોલ.
વ્હાલા મ્હારા હરીજન ભાવથી માગે કે ભકિત દીજીએરે લોલ.

## મુખવાસ.

લેતે જાનેરે શામળીઆ બીડી પાન પાનકી, બીડી પાન પાનકી, બીડી પાન પાનકી લેતે.
કાથો રે ચુનો રામા લવીંગ સોપારી, બીડી બની હે નાગર પાન પાનકી લેતે.

હમતુમ મીલકર ચોસર ખેલે, બાજી બની હે દીલો જાન જાનકી લેતે.
વંદ્રાવનકી કુંજગલનમેં જોડી બની હે રાધે શ્યામ શ્યામકી લેતે.
ચંદ્ર સખી રે ભજે બાલાકૃષ્ણકુ, જોડી બની હે રાધે શ્યામ શ્યામકી લેતે.

## કિર્તન. ૧

તારો નેડો લાગ્યો મોકુ રાજા રણુછોડરે (૨)
રાજા રણુછોડરે રંગીલા રણુછોડરે. તારો.
અધમ ઓધારણ નામ તમારૂં. મહાતમ તેનું મોટુરે.
હરતે ફરતે તુજને સમરૂં, બાકી સરવે ખોટુંરે. તારો.
કાશી દેખી દેખી દ્વારકા, તીરથ દેખ્યા ઝાઝારે.
સત સંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝારે, તારો.
ભવસાગરમેં ડુબ પડાહું, સગાસંબંધી લુંટેરે
દાસ કહે જો દયા કરો તો ભવના બંધન તુટેરે. તારો.

## કિર્તન.

મોહન મેરી ગાગર ભરદે રે (૨) નટવર મેરી ગાગર ભરદે
માધવ મેરી ગાગર ભરદેરે.
ગાગર ભરદે શીરપર ધર દે, પાંચ કદમ મેરી સંગ ચલરે....મોહન.
નવ લખ ધેનું નંદ બાવાની, નાવે ઝાગુભાણુ તોલેરે.... ....મોહન.
તું છે લાલો નંદ બાવાનો, પ્રેમથી મોરલી બજાદેરે.... ....મોહન.
દયા પ્રીતમ ગોવરધન ધારી, છેલ્લી અરજ ઉર ધરદેરે ....મોહન.

---

[1]બાલસ્તાવત ક્રીડા સક્ત, [2]સ્તરૂણ સ્તાવ ત્તરૂણી રક્ત,
વૃદ્ધ સ્તાવત્ ચીંતા મગ્નઃ, [3]પરે બ્રહ્મણી કોપી ન લગ્નઃ.
ભજ ગોવીંદમ્ ભજ ગોવીંદમ્ ગોવીંદમ્ ભજ મુઢ [4]મતે
[5]અંગ ગલિતં પલિતં મુંડ, દશન વિહીનં જાતં તુડમ્
[6]વૃદ્ધો યાત ગૃહિત્વા દંડં, તદપિ ન મુંચત્યાશા પિંડમ્ ભજ.
પુનરપી જનમં પુનરપી મરણું, પુનરપી જનની [7]જઠરે શયનં
ઈહિ સંસારે ખલુ દુસ્તારે, કૃપયા પારે પાહી મુરારે. ભજ.
[8]દીનમપી રજની સાયં પ્રાંત, શીશીર વસંતો પુનરા યાત.
[9]કાલેઃ ક્રીડતી ગચ્છત્યાયુ, સ્તદપી ન મુંચ ત્યાશા વાયુ. ભજ.
[10]જટીલો મુંડીત લુંચીત કેશઃ. કાશાયાંબર બહુ ધૃત વેશ;
[11]પશ્યન્નપી ન ચ પશ્યતી લોક, ઉદર નીમીત્તં બહુકૃત શોક. ભજ.

---

આ આદ્ય જગદગુરૂ શંકરાચાર્યનું ગાયેલું પદ છે. ૧ બાળક હતો ત્યા સુધી રમત ગમતમાં વખત ગાળ્યો. ૨ જુવાન થયો ત્યારે સ્ત્રીમાં પ્રેમ કર્યો. સ્ત્રીમાં આયુષ્ય ગાળ્યુ. ૩ પરબ્રહ્મમાં કોઈ દિવસ સમંધ કર્યો નહીં ૪ હે અંધ અક્કલપાળા ! ૫ અંગ ગળી ગયું છે અને માથા ઉપર ધોળાં વાળ પણ આવી ગયા છે અને મુખ દાંત વિનાનું થઈ ગયું છે ૬ વૃદ્ધ થયો ત્યારે હાથમાં લાકડી લેઈ ને ચલે છે. તોપણુ આશાઓને તજતો નથી. ૭ ઉદર, પેટ. ૮ દીવસ પછી રાત્રી. ૯ કાળ રમે છે અને આયુષ્ય ચાલ્યું જાય છે. તો પણ આશાનો પવન છોડતો નથી. ૧૧ જટા. મુંડીત અધર વાળ ગુંથાવીલે. અધર ભુધવાં વગેરે ઘણા વેશ પહેરે. ૧૧ આંખ્યો છે છતાં દેખતો નથી અને પેટ ભરવામાં ઘણોજ શોક કરે છે,

